# લેનિન

## લોકશાહીવાદી ક્રાંતિમાં સામાજિક-લોકશાહીવાદની બે કાર્યનીતિઓ



26

દુનિયાના કામદારો, એક થાઓ!

# વ્લા. ઇ. લેનિન

# લોકશાહીવાદી ક્રાંતિમાં
# માજિક - લોકશાહીવાદની
# બે કાર્યનીતિઓ




પ્રગતિ પ્રકાશન

મોસ્કો



. . ૫
. . ૧૦
ાજિક-
આપણે
. . ૧૩
. . ૨૧
. . ૨૮
. . ૩૪
તાના
. . ૩૮
. ૫૩
. ૫૯
. ૬૯
જાની
. . ૭૩
ાના
. ૮૪
ોથી
. ૮૯
. ૧૦૦
. ૧૧૨

અનુવાદ — અતુલ સવાણી

**પ્રકાશકો તરફથી**

લેનિન લિખિત 'લોકશાહીવાદી ક્રાંતિમાં સામાજિક-લોકશાહીવાદની બે કાર્યનીતિઓ' નામક આ કૃતિનો અનુવાદ સોવિયેત સંઘના સામ્યવાદી પક્ષની સેંટ્રલ કમિટીની માર્ક્સવાદ-લેનિનવાદ ઇન્સ્ટિટ્યુટે તૈયાર કરેલ લેનિનની સંગૃહીત કૃતિઓની પાંચમી રશિયન આવૃત્તિના અગિયારમા ગ્રંથમાં પ્રકાશિત વાચના અનુસાર કરવામાં આવ્યો છે.



સોવિયેત સંઘમાં મુદ્રિત

પુનરાવૃત્તિ

$\text{П}\ \frac{10102-180}{014(01)-81}$ 746–81 0101020000

## અનુક્રમણિકા


આમુખ . . . . . . . . . . . . . . . . . . ૫

૧. તાકીદનો રાજકીય સવાલ . . . . . . . . . . . . . ૧૦

૨. કામચલાઉ ક્રાંતિકારી સરકારના સંબંધમાં રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના ઠરાવમાંથી આપણે શું શીખી શકીએ એમ છીએ? . . . . . . . . . . ૧૩

૩. "ઝારશાહીની ઉપર ક્રાંતિનો નિર્ણાયક વિજય" એટલે શું? . . ૨૧

૪. રાજશાહીની નાબૂદી અને પ્રજાસત્તાક . . . . . . . . ૨૮

૫. "ક્રાંતિની આગેકૂચ" કેવી રીતે સાધવી જોઈએ? . . . . . ૩૪

૬. અસંગત મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષમાં સર્વહારા વર્ગ માટે પોતાના હાથ બંધાઈ જવાનું જોખમ કઈ દિશાએથી ઊભું થાય છે? . . ૩૮

૭. "રૂઢિચુસ્તોને સરકારમાંથી હઠાવી દેવાની" કાર્યનીતિ . . . . ૫૩

૮. 'ઓસ્વોબોઝદેનિયે' અને નવીન 'ઈસ્ક્રા' વહેણો . . . . . ૫૯

૯. ક્રાંતિના સમયમાં ઉગ્ર વિરોધની પાર્ટી હોવાનો અર્થ શો છે? . . . ૬૯

૧૦. "ક્રાંતિકારી કોમ્યુનો" અને સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી . . . . . . . . . ૭૩

૧૧. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના અને 'સંમેલન'ના કેટલાક ઠરાવોની ઊડતી સરખામણી . . . ૮૪

૧૨. મૂડીદાર વર્ગ લોકશાહીવાદી ક્રાંતિથી ભડકીને ભાગી જાય તો એથી ક્રાંતિનો જુવાળ ઘટી જશે ખરો? . . . . . . . . . ૮૯

૧૩. નિષ્કર્ષ. આપણાથી જીતવાની હિંમત થાય ખરી? . . . . . ૧૦૦

ઉપસંહાર. ફરી 'ઓસ્વોબોઝદેનિયે' પંથ, ફરી નવીન-'ઈસ્ક્રા' પંથ . . ૧૧૨


1*

૧. મૂડીવાદી ઉદારમતવાદી વાસ્તવવાદીઓ સામાજિક-લોકશાહીવાદી "વાસ્તવવાદીઓ"નાં વખાણ કેમ કરે છે? . . . . . . . . ૧૧૨
૨. કોમ્રેડ માર્તીનોવ સવાલને નવેસરથી "ગહન" બનાવે છે. . . . ૧૨૦
૩. સરમુખત્યારીનું અધમ-મૂડીવાદી ચિત્રણ અને તેના સંબંધમાં માર્ક્સના વિચારો . . . . . . . . . . . . . . . . . . . ૧૨૯
ટિપ્પણીઓ . . . . . . . . . . . . . . . . . . . ૧૪૧
નામ-નિર્દેશિકા . . . . . . . . . . . . . . . . . . ૧૫૬

## આમુખ

ક્રાંતિકારી પાર્ટીઓના કાર્યનીતિ સંબંધી સૂત્રોની મુલવણી માટે વિસ્મયકારક પ્રમાણમાં નવી સામગ્રી પૂરી પાડનારી ઘટનાઓ જોડે સતત કદમ મિલાવતા રહેવાનું ક્રાંતિકારી સમયમાં બહુ જ મુશ્કેલ હોય છે. આ પુસ્તિકા[1] ઓદેસ્સાની ઘટનાઓ* પહેલાં લખવામાં આવી હતી. અમે 'પ્રોલેતારી'[3] માં (અંક ૯— 'ક્રાંતિ શીખવે છે') નિર્દેશ કરી ચૂક્યા છીએ કે જે સામાજિક-લોકશાહીવાદીઓએ "વિદ્રોહ-પ્રક્રિયા"નો સિદ્ધાંત ઘડી કાઢયો હતો અને કામચલાઉ ક્રાંતિકારી સરકાર માટેના પ્રચારને નકારી કાઢયો હતો તેમને પણ એ ઘટનાઓએ તેમના વિરોધીઓના પક્ષે વાસ્તવમાં જતા રહેવાની અથવા જવાનું શરૂ કરવાની ફરજ પાડી છે. ક્રાંતિ નિ:શંક એવી ઝડપી તથા સર્વાંગી રીતે શીખવતી હોય છે કે જે રાજકીય વિકાસના શાંતિમય ગાળાઓમાં અકલ્પનીય લાગે. વળી ખાસ મહત્ત્વની વાત તો એ છે કે ક્રાંતિ કેવળ આગેવાનોને જ નહિ પરંતુ લોકસમુદાયોને પણ શીખવતી હોય છે.

એ વાતમાં જરા સરખીયે શંકા નથી કે રશિયામાં ક્રાંતિ કામદારોના સમુદાયોને સામાજિક-લોકશાહીવાદની કેળવણી આપશે. ક્રાંતિ સમાજના વિવિધ વર્ગોની અસલી તાસીર જાહેર કરીને, આપણી લોકશાહીનું મૂડીવાદી સ્વરૂપ જાહેર કરીને, અને કિસાનપ્રજાની ખરી આકાંક્ષાઓ પ્રકાશમાં આણીને સામાજિક-લોકશાહીવાદના કાર્યક્રમ તથા કાર્યનીતિને અમલી કારવાઈમાં પુષ્ટિ આપશે. મૂડીવાદી-લોકશાહીવાદી અર્થમાં ક્રાંતિકારી કિસાનપ્રજા પોતાની અંદર "સમાજીકરણ"નો વિચાર નહિ પરંતુ ખેડૂત મૂડીદાર વર્ગ અને ગ્રામવિસ્તારોના સર્વહારા વર્ગ વચ્ચે નવા વર્ગસંઘર્ષનાં બીજ ધરાવે છે. પુરાણા નરોદવાદના[4] પુરાણા ભ્રમો કે જે, દાખલા

---

*આ નિર્દેશ બખતરબંધ જંગજહાજ 'પોત્યોમકિન'માં[2] થયેલા બંડ પ્રત્યે છે. (૧૯૦૭ની આવૃત્તિમાં લેખકની નોંધ.—સં.)

## આમુખ

ક્રાંતિકારી પાર્ટીઓના કાર્યનીતિ સંબંધી સૂત્રોની મુલવણી માટે વિસ્મયકારક પ્રમાણમાં નવી સામગ્રી પૂરી પાડનારી ઘટનાઓ જોડે સતત કદમ મિલાવતા રહેવાનું ક્રાંતિકારી સમયમાં બહુ જ મુશ્કેલ હોય છે. આ પુસ્તિકા[1] ઓદેસ્સાની ઘટનાઓ* પહેલાં લખવામાં આવી હતી. અમે 'પ્રોલેતારી'[3] માં (અંક ૯—'ક્રાંતિ શીખવે છે') નિર્દેશ કરી ચૂક્યા છીએ કે જે સામાજિક-લોકશાહીવાદીઓએ "વિદ્રોહ-પ્રક્રિયા"નો સિદ્ધાંત ઘડી કાઢ્યો હતો અને કામચલાઉ ક્રાંતિકારી સરકાર માટેના પ્રચારને નકારી કાઢ્યો હતો તેમને પણ એ ઘટનાઓએ તેમના વિરોધીઓના પક્ષે વાસ્તવમાં જતા રહેવાની અથવા જવાનું શરૂ કરવાની ફરજ પાડી છે. ક્રાંતિ નિ:શંક એવી ઝડપી તથા સર્વાંગી રીતે શીખવતી હોય છે કે જે રાજકીય વિકાસના શાંતિમય ગાળાઓમાં અકલ્પનીય લાગે. વળી ખાસ મહત્ત્વની વાત તો એ છે કે ક્રાંતિ કેવળ આગેવાનોને જ નહિ પરંતુ લોકસમુદાયોને પણ શીખવતી હોય છે.

એ વાતમાં જરા સરખીયે શંકા નથી કે રશિયામાં ક્રાંતિ કામદારોના સમુદાયોને સામાજિક-લોકશાહીવાદની કેળવણી આપશે. ક્રાંતિ સમાજના વિવિધ વર્ગોની અસલી તાસીર જાહેર કરીને, આપણી લોકશાહીનું મૂડીવાદી સ્વરૂપ જાહેર કરીને, અને કિસાનપ્રજાની ખરી આકાંક્ષાઓ પ્રકાશમાં આણીને સામાજિક-લોકશાહીવાદના કાર્યક્રમ તથા કાર્યનીતિને અમલી કારવાઈમાં પુષ્ટિ આપશે. મૂડીવાદી-લોકશાહીવાદી અર્થમાં ક્રાંતિકારી કિસાનપ્રજા પોતાની અંદર "સમાજીકરણ"નો વિચાર નહિ પરંતુ ખેડૂત મૂડીદાર વર્ગ અને ગ્રામવિસ્તારોના સર્વહારા વર્ગ વચ્ચે નવા વર્ગસંઘર્ષનાં બીજ ધરાવે છે. પુરાણા નરોદવાદના[4] પુરાણા ભ્રમો કે જે, દાખલા

---

*આ નિર્દેશ બખતરબંધ જંગજહાજ 'પોત્યોમકિન'માં[2] થયેલા બંડ પ્રત્યે છે. (૧૯૦૭ની આવૃત્તિમાં લેખકની નોંધ.—સં.)

તરીકે, રશિયામાં મૂડીવાદના વિકાસના સવાલ વિશે, આપણા "સમાજ"ના લોકશાહી સ્વરૂપ વિશે, અને કિસાન વિદ્રોહના સંપૂર્ણ વિજયના મહત્ત્વની બાબત વિશે "સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટી"[5]ના કાર્યક્રમના કાચા ખરડામાં સાફ નજરે પડે છે—એ બધા ભ્રમોને ક્રાંતિ તદ્દન અને નિર્દયતાથી ખતમ કરી નાખશે. પહેલી જ વાર વિવિધ વર્ગોને તેમનાં ખરાં રાજકીય નામ આપવામાં આવશે. એ વર્ગો ક્રાંતિમાંથી ચોક્કસ રાજકીય મુખાકૃતિઓ લઈને બહાર આવશે કારણ કે તેમણે પોતાને કેવળ પોતાના વિચારકોના કાર્યક્રમ તથા કાર્યનીતિ સંબંધી સૂત્રોમાં જ નહિ પરંતુ લોકસમુદાયોના ખુલ્લા રાજકીય કદમમાં પણ છતા કરી દીધા હશે.

ક્રાંતિ આપણને શીખવશે અને લોકસમુદાયોને શીખવશે, એ વાતમાં તો મુદ્દલ શંકા નથી. પરંતુ જોશીલી રાજકીય પાર્ટીની સમક્ષ હવે આવો સવાલ ઊભો થયો છે: આપણે ક્રાંતિને કંઈ શીખવી શકીશું ખરા? આપણે આપણા સામાજિક-લોકશાહીવાદી સિદ્ધાંતની યથાર્થતાનો ઉપયોગ, એકમાત્ર પૂરેપૂરા ક્રાંતિકારી વર્ગ—સર્વહારા વર્ગ—સાથેના આપણા સંબંધનો ઉપયોગ, ક્રાંતિની ઉપર સર્વહારા વર્ગની મહોર લગાવી દેવા માટે, કેવળ શબ્દોમાં જ નહિ પરંતુ કૃત્યોમાં ક્રાંતિને ખરા તથા નિર્ણાયક વિજય સુધી પહોંચાડી દેવા માટે, અને લોકશાહીવાદી મૂડીદાર વર્ગની અસ્થિરતા, ઢીલાઈ, તથા દગાખોરીને ખતમ કરી નાખવા માટે કરી શકીશું ખરા?

આપણી તમામ જહેમતોને આપણે એ દિશામાં વાળવી જોઈએ, અને એ લક્ષ્યની સિદ્ધિનો આધાર એક તરફ તો રાજકીય પરિસ્થિતિની આપણી મુલવણીની ચોકસાઈ ઉપર તથા આપણાં કાર્યનીતિનાં સૂત્રોની યથાર્થતા ઉપર રહેશે, અને બીજી તરફ એ હકીકત ઉપર રહેશે કે આપણાં એ સૂત્રોને કામદારોના સમુદાયોની ખરી લડાયક તાકાતનો ટેકો મળશે કે નહિ. આપણી પાર્ટીનાં તમામ સંગઠનો તથા જૂથોના સમગ્ર સાધારણ, નિયમિત, તથા ચાલુ કાર્યનું, અને પ્રચાર, આંદોલન તથા સંગઠનના કાર્યનું લક્ષ્ય લોકસમુદાયો સાથેના સંબંધોને વધારે મજબૂત બનાવવાનું તથા વિસ્તારવાનું છે. એ કાર્ય તો હંમેશાં જરૂરી હોય છે જ, પરંતુ ક્રાંતિના સમયમાં તેને પૂરતું ન ગણી શકાય. આવી અસાધારણ પરિસ્થિતિમાં કામદાર વર્ગ ખુલ્લું ક્રાંતિકારી કદમ ઉઠાવવાની સહજ આતુરતા ધરાવતો હોય છે, આપણે એ કદમનાં લક્ષ્યો સમુચિત રીતે નક્કી કરવાં જોઈએ અને પછી બને એટલા બહોળા પ્રમાણમાં જાહેર કરવાં જોઈએ તથા સમજાવવાં જોઈએ. આપણે ભૂલવું ન જોઈએ કે લોકસમુદાયો સાથેના

આપણા સંબંધો અંગેની હાલની હતાશા ઘણી ઘણી વાર ક્રાંતિમાં સર્વહારા વર્ગની ભૂમિકા સંબંધી મૂડીવાદી વિચારો માટે પડદાનું કામ કરે છે. કામદાર વર્ગને કેળવણી આપવાની તથા સંગઠિત કરવાની દિશામાં આપણે હજુ ઘણું બધું કરવાનું છે એ વાત તો નિર્વિવાદ છે, પરંતુ અત્યારે આખી બાબતનો સાર આવો છે: આપણે કેળવણી તથા સંગઠનના એ કાર્યમાં મુખ્ય રાજકીય ભાર ક્યાં મૂકવો જોઈએ? ટ્રેડ યુનિયનો તથા કાયદેસર હયાતી ધરાવતાં મંડળો ઉપર કે હથિયારબંધ વિદ્રોહ ઉપર, ક્રાંતિકારી સેના તથા ક્રાંતિકારી સરકારના સર્જનની કામગીરી ઉપર? બન્ને રીતે કામદાર વર્ગને કેળવણી આપી શકાય તથા સંગઠિત કરી શકાય. અને બેશક બન્ને રીતો જરૂરી છે. પરંતુ હાલની ક્રાંતિમાં સમસ્યા આવી છે: કામદાર વર્ગને કેળવણી આપવાની તથા સંગઠિત કરવાની પ્રવૃત્તિમાં કઈ રીતની ઉપર ભાર મૂકવો, પહેલી રીતની ઉપર કે બીજી રીતની ઉપર?

ક્રાંતિના પરિણામનો આધાર એ વાત ઉપર છે કે કામદાર વર્ગ મૂડીદાર વર્ગના સહાયક તરીકેની—આપખુદશાહી સામેના હલ્લામાં પારાવાર જોમ ધરાવતા પરંતુ રાજકીય દૃષ્ટિએ નાકૌવત સહાયક તરીકેની—ભૂમિકા ભજવશે કે જનતાની ક્રાંતિના આગેવાન તરીકેની ભૂમિકા ભજવશે. મૂડીદાર વર્ગના વધારે બુદ્ધિમાન પ્રતિનિધિઓ આ વાત બરાબર સમજે છે. એટલે જ 'ઓસ્વોબોઝદેનિયે'[6] આકીમોવપંથની, સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાંના "અર્થવાદ"ની[7], ટ્રેડ યુનિયનો તથા કાયદેસર હયાતી ધરાવતાં મંડળોને હવે મોખરે આણી રહેલા વહેણની, પ્રશંસા કરે છે. એટલે જ મિસ્ટર સ્ત્રૂવે ('ઓસ્વોબોઝદેનિયે', અંક ૭૨) નવીન 'ઈસ્ક્રા'ના[8] વિચારોમાંની આકીમોવપંથી[9] વૃત્તિને આવકારે છે. એટલે જ રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના નિર્ણયોની તિરસ્કૃત ક્રાંતિકારી સંકુચિતતાની ઉપર તે આટલા સખત પ્રહારો કરે છે.

લોકસમુદાયોની આગેવાની કરવા માટે સમુચિત કાર્યનીતિ સૂત્રો ધરાવવાની બાબત સામાજિક-લોકશાહીવાદીઓ માટે વર્તમાન સમયે અસાધારણ મહત્ત્વ ધરાવે છે. ક્રાંતિકારી સમય દરમિયાન સિદ્ધાંતની દૃષ્ટિએ પાકા પાયાનાં કાર્યનીતિ સૂત્રોના મહત્ત્વને ઉતારી પાડવાના કૃત્ય કરતાં વધારે જોખમી બીજું કશું જ નથી હોતું. દાખલા તરીકે, 'ઈસ્ક્રા' ૧૦૪મા અંકમાં હકીકતમાં સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાંના પોતાના વિરોધીઓના પક્ષે જતું રહે છે, અને છતાં, સાથે સાથે જ, સમયથી આગળ રહેનારાં અને આંદોલનની હાલની

પ્રગતિનો — જોકે કેટલીય ખામીઓ, ગલતીઓ, વગેરે સાથે — પંથ નિર્દેશિત કરતાં સૂત્રો તથા કાર્યનીતિ સંબંધી નિર્ણયોના મહત્ત્વને ઉતારી પાડે છે. એથી ઊલટું, ઘટનાઓની પાછળ પાછળ જ ખાલી ઘસડાતા ન રહેવાની પરંતુ પાકા માર્ક્સવાદી સિદ્ધાંતોની ભાવનાથી સર્વહારા વર્ગની આગેવાની કરવાની મંછા ધરાવતી પાર્ટી માટે કાર્યનીતિ સંબંધી ખરા નિર્ણયો ઘડી કાઢવાની બાબત અનહદ મહત્ત્વની છે. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના ઠરાવોમાં તથા પાર્ટી*થી અલગ થઈ ગયેલા વિભાગના સંમેલનના ઠરાવોમાં આપણને કાર્યનીતિ સંબંધી વિચારોની — અલગ અલગ લેખકોએ આકસ્મિક રીતે વ્યક્ત કરેલા નહિ પરંતુ સામાજિક-લોકશાહીવાદી સર્વહારાઓના જવાબદાર પ્રતિનિધિઓએ સ્વીકારેલા વિચારોની — અત્યંત ચોકસાઈભરી, અત્યંત કાળજીથી વિચારાયેલી, અને તદ્દન પરિપૂર્ણ અભિવ્યક્તિ જોવા મળે છે. આપણી પાર્ટી બીજી બધી પાર્ટીઓથી આગળ છે કારણ કે તે ચોકસાઈભર્યો અને સામાન્ય રીતે સ્વીકૃત કાર્યક્રમ ધરાવે છે. તેણે પોતાના કાર્યનીતિ સંબંધી ઠરાવો પ્રત્યે સિદ્ધાંતનિષ્ઠ વલણનો, 'ઓસ્વોબોઝદેનિયે'ના લોકશાહીવાદી મૂડીવાદીઓના તકવાદથી તેમ જ સમાજવાદી-ક્રાંતિકારીઓના ક્રાંતિકારી વાણીવિલાસથી નિરાળા વલણનો, દાખલો પણ બીજી પાર્ટીઓ માટે બેસાડવાનો છે. તેમને તો ક્રાંતિ શરૂ થઈ ગયા પછી જ એકાએક કાર્યક્રમનો "ખરડો" રજૂ કરી દેવાનો અને નજર સામે ચાલી રહેલી ક્રાંતિ મૂડીવાદી ક્રાંતિ છે કે નહિ તેનું પહેલી જ વાર પરીક્ષણ કરવાનો વિચાર આવ્યો હતો.

એટલે જ અમે માનીએ છીએ કે ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓનું અત્યંત તાકીદનું કર્તવ્ય કાર્યનીતિના સંબંધમાં રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના ઠરાવોનો તેમ જ સંમેલનના ઠરાવોનો કાળજીથી

---

*રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસમાં (લંડન, મે ૧૯૦૫) માત્ર બોલ્શેવિકોએ જ ભાગ લીધો હતો, અને "સંમેલન"માં (જિનિવા, મે ૧૯૦૫) માત્ર મેન્શેવિકોએ[10] જ ભાગ લીધો હતો. આ પુસ્તિકામાં મેન્શેવિકોનો ઉલ્લેખ ઘણી વાર નવીન-'ઈસ્ક્રા' પંથીઓ તરીકે કરવામાં આવ્યો છે કારણ કે તેમણે 'ઈસ્ક્રા'નું પ્રકાશન ચાલુ રાખ્યું હતું પરંતુ એ વખતે તેમના અનુયાયી ત્રોત્સ્કીએ એવી જાહેરાત કરી હતી કે પુરાણા 'ઈસ્ક્રા' અને નવા 'ઈસ્ક્રા' વચ્ચે મોટી ખાઈ જેટલો ફેર છે. (૧૯૦૭ની આવૃત્તિમાં લેખકની નોંધ. — સં).

પરીક્ષણ કરવાનું, માર્ક્સવાદના સિદ્ધાંતોથી જે જે વિચલનો તેમાં અંકિત થયાં હોય તેને સ્પષ્ટ રૂપે નિર્દેશિત કરવાનું, અને લોકશાહીવાદી ક્રાંતિમાં સામાજિક-લોકશાહીવાદી સર્વહારાઓનાં નક્કર કર્તવ્યો બરાબર સમજી લેવાનું છે. આ પુસ્તિકાનો ઉદ્દેશ એ કાર્ય સાધવાનો છે. જેઓ માત્ર મૌખિક ઉપદેશ આપવા પૂરતા જ સીમિત ન રહેવા માગતા હોય પરંતુ સમગ્ર રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ભાવિ સંપૂર્ણ એકતાના આધાર તરીકે કાર્યનીતિની એકતાનો માર્ગ મોકળો કરવાની મંછા ખરેખર ધરાવતા હોય તેમને માટે પણ માર્ક્સવાદના સિદ્ધાંતોની તેમ જ ક્રાંતિના બોધપાઠોની દૃષ્ટિએ આપણી કાર્યનીતિનું પરીક્ષણ કરવાનું જરૂરી છે.

એન. લેનિન

જુલાઈ ૧૯૦૫

૧

## તાકીદનો રાજકીય સવાલ

વર્તમાન ક્રાંતિકારી તબક્કે પ્રજાકીય બંધારણસભા ભરવાનો સવાલ તાકીદનો છે. એ સવાલને કેવી રીતે ઉકેલવો તેને વિશે મતભેદો છે. ત્રણ રાજકીય વહેણો આકાર ધારણ કરી રહ્યાં છે. ઝારશાહી સરકાર લોકોના પ્રતિનિધિઓને એકત્ર કરવાની આવશ્યકતા તો સ્વીકારે છે, પરંતુ તેમના સંમેલનને કોઈ પણ સંજોગોમાં પ્રજાકીય પરિષદ કે બંધારણસભા બનવા દેવા તૈયાર નથી. બુલીગિન કમિશનના[11] કાર્ય સંબંધી અખબારી અહેવાલોને ખરા માની લઈએ તો ઝારશાહી સરકાર સલાહકારી પરિષદ ભરવા તૈયાર હોય એમ લાગે છે, પરંતુ તેની ચૂંટણી હિલચાલની આઝાદી વગર અને પ્રતિબંધક યોગ્યતાઓના આધારે થવાની છે, અથવા અમુક સામાજિક દરજ્જાઓ પૂરતી જ સીમિત રહેવાની છે. સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની આગેવાની ધરાવતો ક્રાંતિકારી સર્વહારા વર્ગ માંગ ઉઠાવે છે કે પૂરી સત્તા બંધારણસભાને સુપરત કરી દેવામાં આવે, અને એવા આશયે કેવળ સાર્વજનીન મતાધિકાર તથા હિલચાલની સંપૂર્ણ આઝાદી સિદ્ધ કરવાની જ નહિ પરંતુ ઝારશાહી સરકારને તત્કાળ ઉથલાવી પાડવાની તથા તેની જગ્યાએ કામચલાઉ ક્રાંતિકારી સરકાર સ્થાપવાની જહેમતો કરે છે. છેલ્લે—કહેવાતી "બંધારણીય-લોકશાહીવાદી પાર્ટી"ના[12] આગેવાનો મારફત પોતાની મંછાઓ વ્યક્ત કરતો ઉદારમતવાદી મૂડીદાર વર્ગ ઝારશાહી સરકારને ઉથલાવી પાડવાની માંગ નથી ઉઠાવતો, કામચલાઉ સરકાર સ્થાપવાનું સૂત્ર રજૂ નથી કરતો, અને એવી ખાતરીઓની મક્કમ માગણી પણ નથી કરતો કે ચૂંટણીઓ તદ્દન મુક્ત તથા ઇનસાફી રીતે થાય અને પ્રતિનિધિઓનું સંમેલન ખરેખરી પ્રજાકીય પરિષદ તથા ખરેખરી બંધારણસભા બની રહે. હકીકતમાં, 'ઓસ્વોબોઝદેનિયે' વહેણનો એકમાત્ર ગંભીર સામાજિક ટેકો બની રહેલો ઉદારમતવાદી મૂડીદાર વર્ગ ઝાર અને ક્રાંતિકારી જનતા વચ્ચે બને એટલો શાંતિમય સોદો પાર પાડવાની, અને

વધુમાં પોતાને—મૂડીદાર વર્ગને—વધારેમાં વધારે સત્તા આપે તથા ક્રાંતિકારી જનતાને—સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજાને—ઓછામાં ઓછી સત્તા આપે એવો સોદો પાર પાડવાની, જહેમતો કરી રહ્યો છે.

વર્તમાન સમયે રાજકીય પરિસ્થિતિ એવી છે. સમકાલીન રશિયામાં ત્રણ મુખ્ય સામાજિક પરિબળોને અનુરૂપ ત્રણ મુખ્ય રાજકીય વહેણો એવાં છે. અમે 'પ્રોલેતારી'માં એકથી વધારે પ્રસંગોએ (અંક ૩, ૪, ૫) બતાવી ચૂક્યા છીએ કે 'ઓસ્વોબોઝદેનિયે' પંથીઓ ક્રાંતિના સંબંધમાં પોતાની ઢીલી નીતિ ઉપર, અથવા વધારે ઉઘાડા તથા સાફ શબ્દોમાં કહીએ તો દગાખોરીની તથા વિશ્વાસઘાતની નીતિ ઉપર, પડદો ઢાંકી દેવા માટે નકલી લોકશાહીવાદી સૂત્રોનો ઉપયોગ કેવી રીતે કરે છે. હવે આપણે જોઈએ કે સામાજિક-લોકશાહીવાદીઓ આજનાં કર્તવ્યોની મુલવણી કેવી રીતે કરે છે. તાજેતરમાં રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસમાં તેમ જ પાર્ટીથી અલગ થઈ ગયેલા વિભાગના "સંમેલન"માં અપનાવવામાં આવેલા બે ઠરાવો એ સંબંધમાં સરસ સામગ્રી પૂરી પાડે છે. એ ઠરાવોમાંથી કયા ઠરાવમાં રાજકીય પરિસ્થિતિની વધારે સાચી મુલવણી કરવામાં આવી છે અને ક્રાંતિકારી સર્વહારા વર્ગની વધારે ખરી કાર્યનીતિ નિરૂપિત કરવામાં આવી છે, એ સવાલ અપાર મહત્ત્વનો છે. પ્રચારક, ચળવળ કાર્યકર, તથા સંગઠક તરીકેની પોતાની ફરજો બુદ્ધિપૂર્વક બજાવવા આતુર હોય એવા દરેક સામાજિક-લોકશાહીવાદીએ સઘળી અપ્રસ્તુત ગણતરીઓને અવગણીને એ સવાલનું પરીક્ષણ વધારેમાં વધારે કાળજીથી કરવું જોઈએ.

પાર્ટીની કાર્યનીતિનો ઉલ્લેખ કરતી વેળા અમારો આશય પાર્ટીના રાજકીય આચરણનો અથવા પાર્ટીની રાજકીય પ્રવૃત્તિના સ્વરૂપ, દિશા, તથા રીતોનો છે. પાર્ટીની કૉંગ્રેસોમાં કાર્યનીતિ સંબંધી ઠરાવો નવાં કર્તવ્યો અંગે અથવા નવી રાજકીય પરિસ્થિતિની દૃષ્ટિએ સમગ્ર પાર્ટીના રાજકીય આચરણનું ચોકસાઈભર્યું નિરૂપણ કરવા માટે અપનાવવામાં આવે છે. રશિયામાં શરૂ થઈ ગયેલી ક્રાંતિને કારણે એવી નવી પરિસ્થિતિ પેદા થઈ છે, એટલે કે જનતાની ભારે બહુસંખ્યા અને ઝારશાહી સરકાર વચ્ચે પૂરેપૂરું, નિર્ણાયક, તથા ખુલ્લું ભંગાણ પડી ગયું છે. નવો સવાલ ખરેખરું પ્રજાકીય સ્વરૂપ ધરાવતી ખરેખરી બંધારણસભા ભરવાનો છે (એવી પરિષદનો સૈદ્ધાંતિક સવાલ સામાજિક-લોકશાહીવાદી આંદોલને તેના પાર્ટી કાર્યક્રમમાં લાંબા સમય પૂર્વે બીજી તમામ પાર્ટીઓની પહેલાં જ પતાવી દીધો હતો). જનતા સરકારથી અળગી થઈ ગઈ છે અને

નવી પદ્ધતિ સ્થાપવાની આવશ્યકતાને લોકસમુદાયોએ સમજી લીધી છે એટલે સરકારને ઉથલાવી પાડવાનું લક્ષ્ય ધરાવતી પાર્ટીએ અનિવાર્ય રીતે વિચારણા કરવી જ જોઈએ કે પુરાણી સરકારને ઉથલાવી પાડયા પછી તેની જગ્યાએ કેવી સરકાર સ્થાપવામાં આવે. એ રીતે, કામચલાઉ ક્રાંતિકારી સરકાર સંબંધી **નવો** સવાલ ઊભો થાય છે. એ સવાલનો પરિપૂર્ણ જવાબ રજૂ કરવા માટે વર્ગજાગૃત સર્વહારાઓની પાર્ટીએ આટલી બાબતો સ્પષ્ટ કરવી જોઈએ: ૧) હાલ ચાલી રહેલી ક્રાંતિમાં તેમ જ સામાન્ય રૂપે સર્વહારા વર્ગના સમગ્ર સંઘર્ષમાં કામચલાઉ ક્રાંતિકારી સરકારનું **મહત્ત્વ**; ૨) કામચલાઉ ક્રાંતિકારી સરકાર પ્રત્યે તેનું **વલણ**; ૩) એ સરકારમાં સામાજિક-લોકશાહીવાદી **સામેલગીરીની** ચોક્કસ શરતો; ૪) એ સરકારમાં સામાજિક-લોકશાહીવાદીઓ સામેલ ન હોય તો તેની ઉપર **નીચેથી** દબાણ આણવાના સંજોગો. આ બધા સવાલોની સ્પષ્ટતા થઈ જાય ત્યારે જ આ ક્ષેત્રમાં પાર્ટીનું રાજકીય આચરણ સિદ્ધાંતનિષ્ઠ, સાફ, અને મક્કમ બની રહે.

હવે આપણે જોઈએ કે રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના ઠરાવમાં આ સવાલોના જવાબ કેવી રીતે આપવામાં આવ્યા છે. ઠરાવની પૂરી વાચના નીચે મુજબ છે:

### કામચલાઉ ક્રાંતિકારી સરકાર અંગેનો ઠરાવ

કારણ કે:

૧) સર્વહારા વર્ગનાં પ્રત્યક્ષ હિતો તેમ જ સમાજવાદનાં અંતિમ લક્ષ્યો માટેના તેના સંઘર્ષનાં હિતો બને એટલા પૂરા પ્રમાણમાં રાજકીય આઝાદી આવશ્યક બનાવે છે, અને તેના ફલિત તરીકે સરકારના આપખુદશાહી રૂપની જગ્યાએ લોકશાહીવાદી પ્રજાસત્તાકની સ્થાપના આવશ્યક બનાવે છે;

૨) રશિયામાં લોકશાહીવાદી પ્રજાસત્તાકની સ્થાપના કેવળ એવા વિજયી પ્રજાકીય વિદ્રોહના પરિણામે જ શક્ય છે કે જેનું ઘટક કામચલાઉ ક્રાંતિકારી સરકાર હોય, અને એકમાત્ર એવી સરકાર જ ચૂંટણી ઝુંબેશ દરમિયાન હિલચાલની પૂરી આઝાદી હાંસલ કરી શકશે તથા જનતાની મંછાને ખરેખર વ્યક્ત કરતી બંધારણસભા ભરી શકશે, સાર્વજનીન તથા સમાન મતાધિકાર તેમ જ સીધી ચૂંટણી તથા ગુપ્ત મતદાનના આધારે ચૂંટાયેલી પરિષદ ભરી શકશે;

૩) રશિયામાં હાલ પ્રવર્તિત સામાજિક તથા આર્થિક પદ્ધતિમાં આ લોકશાહીવાદી ક્રાંતિ મૂડીદાર વર્ગના વર્ચસ્વને નબળું નહિ પાડે પરંતુ વધારે

દૃઢ બનાવશે, અને મૂડીદાર વર્ગ અમુક તબક્કે ક્રાંતિકારી સમયની જેટલી બને એટલી બધી સિદ્ધિઓ સર્વહારા વર્ગ પાસેથી છીનવી લેવાની હદે અનિવાર્ય રીતે જશે જ;

એટલે રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસ નિર્ણય અપનાવે છે કે—

ક) ક્રાંતિના વધારેમાં વધારે સંભવિત ક્રમનો તેમ જ ક્રાંતિ દરમિયાન અમુક વેળાએ કામચલાઉ ક્રાંતિકારી સરકારની સ્થાપનાની આવશ્યકતાનો નક્કર ખ્યાલ કામદાર વર્ગની અંદર ફેલાવવાનું જરૂરી છે, અને સર્વહારા વર્ગ આપણા કાર્યક્રમની તમામ તાત્કાલિક રાજકીય તથા આર્થિક માંગો (ન્યૂનતમ કાર્યક્રમ) પૂરી કરવાની માગણી એવી સરકાર પાસેથી કરશે;

ખ) બળોની ગોઠવણી તથા ચોકસાઈથી પૂર્વનિર્ધારિત ન થઈ શકે એવી બીજી બાબતોને લક્ષમાં લઈને આપણી પાર્ટીના પ્રતિનિધિઓ તમામ પ્રતિક્રાંતિકારી પ્રયત્નોની સામે કટ્ટર સંઘર્ષ લડવાના તેમ જ કામદાર વર્ગનાં સ્વતંત્ર હિતોની રક્ષા કરવાના આશયે કામચલાઉ ક્રાંતિકારી સરકારમાં સામેલ થઈ શકે;

ગ) એવી સામેલગીરી માટે પાર્ટી તરફથી પોતાના પ્રતિનિધિઓનું કડક નિયંત્રણ અને સામાજિક-લોકશાહીવાદની — પરિપૂર્ણ સમાજવાદી ક્રાંતિની જહેમતો કરતા અને તેના ફલિત તરીકે તમામ મૂડીવાદી પાર્ટીઓના કટ્ટર વિરોધી સામાજિક-લોકશાહીવાદની—સ્વતંત્રતાની અવિરત રક્ષા અનિવાર્ય શરત બની રહે છે;

ઘ) કામચલાઉ ક્રાંતિકારી સરકારમાં સામાજિક-લોકશાહીવાદીઓની સામેલગીરી શક્ય બને યા ન બને તેની કશી પરવા કર્યા વગર આપણે સર્વહારા વર્ગના વધારેમાં વધારે બહોળા વિભાગોમાં એવો ખ્યાલ ફેલાવવો જ જોઈએ કે સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની આગેવાની હેઠળ હથિયારબંધ સર્વહારા વર્ગે ક્રાંતિની સિદ્ધિઓના રક્ષણ, દૃઢીકરણ, તથા વિસ્તરણના આશયે કામચલાઉ સરકારની ઉપર સતત દબાણ કરવું જ જોઈએ.

## ૨

## કામચલાઉ ક્રાંતિકારી સરકારના સંબંધમાં રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના ઠરાવમાંથી આપણે શું શીખી શકીએ એમ છીએ?

મથાળું સાફ બતાવે છે તેમ રશિયન સામાજિક--લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસનો ઠરાવ પૂરેપૂરો અને કેવળ કામચલાઉ ક્રાંતિકારી

સરકારના સવાલ વિશે જ છે. એટલે, કામચલાઉ ક્રાંતિકારી સરકારમાં સામાજિક-લોકશાહીવાદીઓની સામેલગીરીની બાબત એ સવાલનો ભાગ જ બની રહે છે. બીજી તરફ, ઠરાવમાં માત્ર કામચલાઉ ક્રાંતિકારી સરકારની જ બાબત છણવામાં આવી છે, બીજી કોઈ બાબતને સ્પર્શવામાં આવી નથી; એટલે સામાન્ય રૂપમાં "સત્તા કબજે કરી લેવાનો" સવાલ વગેરેની વાત મુદ્દલ સામે આવતી જ નથી. એ સવાલને તથા એવા બીજા સવાલોને અળગા રાખવાનું કૉંગ્રેસનું વલણ શું ખરું હતું? નિ:શંક ખરું હતું કારણ કે રશિયાની રાજકીય પરિસ્થિતિ એવા સવાલોને તાત્કાલિક બાબતો કોઈ રીતે નથી જ બનાવી દેતી. એથી ઊલટું, હવે તો સમગ્ર જનતાએ આપખુદશાહીને ઉથલાવી પાડવાનો અને બંધારણસભા ભરવાનો સવાલ ઉઠાવ્યો છે. પાર્ટી કૉંગ્રેસોએ આ કે તે લેખક તરફથી મોકાસર કે બેમોકે ઉલ્લેખિત સવાલોને નહિ પરંતુ પ્રવર્તિત સંજોગો તેમ જ સામાજિક વિકાસના વસ્તુગત ક્રમને કારણે ગંભીર રાજકીય મહત્ત્વના હોય એવા સવાલોને જ હાથમાં લેવા જોઈએ અને તેમના સંબંધમાં નિર્ણયો અપનાવવા જોઈએ.

હાલની ક્રાંતિમાં તેમ જ સર્વહારા વર્ગના સામાન્ય સંઘર્ષમાં કામચલાઉ ક્રાંતિકારી સરકારનું મહત્ત્વ શું છે? કૉંગ્રેસના ઠરાવમાં છેક શરૂઆતમાં જ સર્વહારા વર્ગનાં તાત્કાલિક હિતોની દૃષ્ટિએ તેમ જ "સમાજવાદનાં અંતિમ લક્ષ્યો"ની દૃષ્ટિએ "બને એટલા પૂરા પ્રમાણમાં રાજકીય આઝાદી"ની આવશ્યકતા પ્રત્યે નિર્દેશ કરીને એ બાબત સમજાવવામાં આવી છે. અને આપણા પાર્ટી કાર્યક્રમમાં નિર્દેશિત થઈ ચૂક્યું છે તે મુજબ, સંપૂર્ણ રાજકીય આઝાદી હાંસલ કરવા માટે ઝારની આપખુદશાહીની જગ્યાએ લોકશાહીવાદી પ્રજાસત્તાકની સ્થાપના આવશ્યક છે. કૉંગ્રેસના ઠરાવમાં લોકશાહીવાદી પ્રજાસત્તાકના સૂત્ર ઉપર મૂકવામાં આવેલો ભાર તર્કની બાબત તરીકે તેમ જ સિદ્ધાંતના મુદ્દા તરીકે આવશ્યક છે કારણ કે લોકશાહીના મોખરાના હિમાયતી તરીકે સર્વહારા વર્ગ ચોક્કસ રૂપે સંપૂર્ણ આઝાદી સાધવાની જ જહેમતો કરી રહ્યો છે. વધુમાં, વર્તમાન સમયે એ બાબતની ઉપર ભાર મૂકવાનું વધારે જરૂરી બની રહે છે કારણ કે આપણા દેશમાં બરાબર અત્યારે જ રાજશાહીવાદીઓ, અર્થાત્ કહેવાતી બંધારણીય-"લોકશાહીવાદી" અથવા 'ઓસ્વોબોઝદેનિયે' પાર્ટી, "લોકશાહીવાદ"નો ઝંડો લહેરાવી રહ્યા છે. પ્રજાસત્તાકની સ્થાપના માટે જનતાના પ્રતિનિધિઓની એવી પરિષદ તદ્દન જરૂરી છે કે જે પ્રજાકીય સ્વરૂપ ધરાવતી હોય (એટલે કે સાર્વજનીન તથા સમાન મતાધિકાર, સીધી ચૂંટણી, અને ગુપ્ત મતદાનના આધારે ચૂંટાયેલી)

અને બંધારણસભા હોય. કૉંગ્રેસના ઠરાવમાં આગળ જતાં બરાબર એ જ બાબત અંકિત છે. પરંતુ ઠરાવ એટલા પૂરતો જ સીમિત નથી રહી જતો. "જનતાની મંછાને ખરેખર વ્યક્ત કરતી" નવી પદ્ધતિ સ્થાપવા માટે એટલું પૂરતું નથી કે પ્રતિનિધિ પરિષદને બંધારણસભા ગણાવી દેવામાં આવે. એવી પરિષદને "બંધારણ ઘડવા"નો અખત્યાર તથા સત્તા હોવાં જ જોઈએ. ઠરાવમાં એ બાબત વિશેની સભાનતા અંકિત છે, તે "બંધારણસભા"ના ઔપચારિક સૂત્ર પૂરતો જ સીમિત નથી પરંતુ તેમાં એવા ભૌતિક સંજોગોનો ઉલ્લેખ પણ સામેલ છે કે જે એકલા જ એવી પરિષદ માટે પોતાનું કર્તવ્ય સુયોગ્ય રીતે પાર પાડવાનું શક્ય બનાવે. નામ પૂરતી જ બંધારણસભા માટે હકીકતમાં બંધારણસભા બની જવાનું શક્ય બનાવનારા સંજોગોનો સ્પષ્ટ ઉલ્લેખ અનિવાર્ય રીતે આવશ્યક છે કારણ કે, અમે એકથી વધારે વાર નિર્દેશ કર્યો છે તે મુજબ, બંધારણીય-રાજશાહીવાદી પાર્ટી તરફથી પ્રતિનિધિત્વ પામતો ઉદારમતવાદી મૂડીદાર વર્ગ જાણીજોઈને પ્રજાકીય બંધારણસભાના સૂત્રને વિકૃત બનાવી રહ્યો છે અને તેને પોકળ વાણીવિલાસની પામર કક્ષાએ ઉતારી પાડી રહ્યો છે.

કૉંગ્રેસના ઠરાવમાં જણાવવામાં આવ્યું છે કે **માત્ર** કામચલાઉ ક્રાંતિકારી સરકાર જ, અને વધુમાં વિજયી પ્રજાકીય વિદ્રોહનું ઘટક બની રહે એવી કામચલાઉ ક્રાંતિકારી સરકાર જ, ચૂંટણીની ઝુંબેશ ચલાવવાની પૂરી આઝાદી હાંસલ કરી શકે અને જનતાની મંછાને ખરેખર વ્યક્ત કરતી બંધારણસભા ભરી શકે. આ થિસિસ ખરી છે? જે કોઈ આ થિસિસની સામે વાંધો ઉઠાવવાનું નક્કી કરે તેને ધોરણ લેવું જ પડશે કે ઝારશાહી સરકાર માટે પ્રત્યાઘાતની તરફેણ ન કરવાનું શક્ય છે, એ સરકાર ચૂંટણીઓ દરમિયાન તટસ્થ રહી શકે એમ છે, અને જનતાની મંછા ખરેખર વ્યક્ત થાય તેનો ખાતરીબંધ બંદોબસ્ત એ સરકાર કરશે. એવાં ધોરણો એટલાં બધાં બેહૂદાં છે કે તેમનો ખુલ્લી રીતે બચાવ કરવાની હિંમત કોઈ નહિ જ કરે. પરંતુ આપણા 'ઓસ્વોબોઝદેનિયે' છાપના સજ્જનો એવાં ધોરણોને ઉદારમતવાદી રંગના જામા પહેરાવીને છાનીછપની રીતે અંદર ઘુસાડી રહ્યા છે. કોઈએ બંધારણસભા ભરવાની જ છે, કોઈએ મુક્ત અને ઇનસાફી ચૂંટણીની ગૅરંટી આપવાની જ છે, કોઈએ એવી સભાને પૂરી સત્તા તથા અખત્યાર સુપરત કરવાનાં જ છે. વિદ્રોહના કાર્યસાધનનું સ્થાન ધરાવતી ક્રાંતિકારી સરકાર જ પૂરી નિખાલસતાથી એવી મુરાદ ધરાવી શકે અને એ લક્ષ્યની સિદ્ધિ માટે જરૂરી બધું કરી શકે. ઝારશાહી સરકાર તો અનિવાર્ય રીતે તેનો વિરોધ કરવાની જ. ઝારશાહીની

સાથે સોદો કરી લેનારી અને પૂરો ભરોસો પ્રજાકીય વિદ્રોહની ઉપર જ ન રાખનારી ઉદારમતવાદી સરકાર નિખાલસતાથી એવી મુરાદ ન જ ધરાવી શકે, અને અત્યંત નિખાલસતાથી મુરાદ ધરાવતી હોય તોયે એ મુરાદને સિદ્ધ ન જ કરી શકે. એટલે કૉંગ્રેસના ઠરાવમાં એકમાત્ર ખરું અને પૂર્ણ રૂપે સુસંગત લોકશાહીવાદી સૂત્ર રજૂ કરવામાં આવ્યું છે.

પરંતુ લોકશાહીવાદી ક્રાંતિના વર્ગીય સ્વરૂપને લક્ષમાં ન રાખવામાં આવે તો કામચલાઉ ક્રાંતિકારી સરકારના મહત્ત્વની મુલવણી અધૂરી રહી જાય અને ગલત બની જાય. એટલે ઠરાવમાં જણાવવામાં આવ્યું છે કે ક્રાંતિ મૂડીદાર વર્ગના શાસનને વધારે દૃઢ બનાવશે. વર્તમાન પદ્ધતિમાં, એટલે કે મૂડીવાદી સામાજિક તથા આર્થિક પદ્ધતિમાં, એ તો અનિવાર્ય છે. અને અમુક પ્રમાણમાં રાજકીય આઝાદી હાંસલ કરી ચૂકેલા સર્વહારા વર્ગની ઉપર મૂડીદાર વર્ગનું શાસન વધારે દૃઢ બને તો તેનું અનિવાર્ય પરિણામ એવું આવે કે તેમની વચ્ચે સત્તા માટે મરણિયો સંઘર્ષ થાય, "ક્રાંતિકારી સમયની સિદ્ધિઓ સર્વહારા વર્ગ પાસેથી છીનવી લેવાના" ભયાનક પ્રયત્નો મૂડીદાર વર્ગ કરે જ. એટલે લોકશાહી માટેના સંઘર્ષના કાફલામાં સામેલ અને એ સંઘર્ષની આગેવાની કરનાર સર્વહારા વર્ગે મૂડીવાદી લોકશાહીના અંતર્ભૂત નવા વિરોધોને કે નવા સંઘર્ષને એક પળ પણ ભૂલવા ન જ જોઈએ.

એ રીતે, આપણે ઠરાવનો જે ભાગ હમણાં જ જોઈ ગયા તેમાં કામચલાઉ ક્રાંતિકારી સરકારના મહત્ત્વની—આઝાદી માટેના તથા પ્રજાસત્તાક માટેના સંઘર્ષ જોડે તેના સંબંધની દૃષ્ટિએ, બંધારણસભા જોડે તેના સંબંધની દૃષ્ટિએ, તેમ જ નવા વર્ગસંઘર્ષની ભૂમિકા તૈયાર કરનારી લોકશાહીવાદી ક્રાંતિ જોડે તેના સંબંધની દૃષ્ટિએ—પૂરી મુલવણી કરવામાં આવી છે.

ત્યાર પછીનો સવાલ કામચલાઉ ક્રાંતિકારી સરકાર પ્રત્યે સર્વહારા વર્ગના સામાન્ય વલણનો છે. કૉંગ્રેસના ઠરાવમાં તેનો જવાબ સૌપ્રથમ તો પાર્ટીને પ્રત્યક્ષ રીતે એવી સલાહના રૂપમાં આપવામાં આવ્યો છે કે કામચલાઉ ક્રાંતિકારી સરકારની આવશ્યકતાનો ખ્યાલ કામદાર વર્ગની અંદર ફેલાવવામાં આવે. કામદાર વર્ગને એ આવશ્યકતા વિશે સભાન બનાવવો જ જોઈએ. ઝારશાહી સરકારને ઉથલાવી પાડવાના સવાલને "લોકશાહીવાદી" મૂડીદાર વર્ગ પૃષ્ઠભૂમિમાં રાખે છે, પરંતુ આપણે તેને મોખરે આણી દેવો જોઈએ અને કામચલાઉ ક્રાંતિકારી સરકાર આવશ્યક હોવા અંગે મક્કમ ધોરણ લેવું જોઈએ. વધુમાં, એવી સરકાર માટે આપણે એવો કાર્યક્રમ રજૂ કરવો જોઈએ કે જે વર્તમાન સમયના વસ્તુગત

સંજોગોને તેમ જ સર્વહારા વર્ગીય લોકશાહીનાં લક્ષ્યોને અનુરૂપ હોય. એવો કાર્યક્રમ એટલે આપણી પાર્ટીનો આખો ન્યૂનતમ કાર્યક્રમ, એવા તાત્કાલિક રાજકીય તથા આર્થિક સુધારાઓનો કાર્યક્રમ કે જે એક તરફ તો ચાલુ સામાજિક તથા આર્થિક સંબંધોના આધારે અમલી બની શકે એમ છે અને બીજી તરફ નવા આગેકદમ માટે, સમાજવાદની સિદ્ધિ માટે, આવશ્યક છે.

એ રીતે, ઠરાવમાં કામચલાઉ ક્રાંતિકારી સરકારના સ્વરૂપ તથા હેતુનું સ્પષ્ટ નિરૂપણ કરવામાં આવ્યું છે. ઉગમ તથા મૂળભૂત રૂપલક્ષણની દૃષ્ટિએ એવી સરકાર પ્રજાકીય વિદ્રોહનું ઘટક બની રહેવી જોઈએ. તેનો ઔપચારિક હેતુ રાષ્ટ્રીય બંધારણસભા ભરવાના સાધનની કામગીરી બજાવવાનો હોવો જોઈએ. તેની પ્રવૃત્તિઓનું અંતસ્તત્ત્વ સર્વહારા વર્ગીય લોકશાહીના ન્યૂનતમ કાર્યક્રમના, આપખુદશાહીની સામે વિદ્રોહ કરવા ખડી થઈ ગયેલી જનતાનાં હિતોની રક્ષા કરી શકે એવા એકમાત્ર કાર્યક્રમના, અમલનું હોવું જોઈએ.

કદાચ દલીલ કરવામાં આવે કે કામચલાઉ સરકાર ખાલી કામચલાઉ હોવાથી, સમગ્ર જનતાએ હજુ બહાલ ન કરેલા રચનાત્મક કાર્યક્રમને અમલમાં ન મૂકી શકે. એવી દલીલમાં તો પ્રત્યાઘાતીઓ તથા "પરિપૂર્ણતાવાદીઓ"નો કુતર્ક જ માત્ર હોય. રચનાત્મક કાર્યક્રમને અમલમાં ન મૂકવાનો અર્થ તો ભ્રષ્ટ આપખુદશાહીના સામંતી શાસનના અસ્તિત્વને સાંખી લેવાનો જ થાય. એવા શાસનને સાંખી લેવાનું કૃત્ય ક્રાંતિના ધ્યેયનો દ્રોહ કરનારાઓની સરકાર જ કરી શકે, પ્રજાકીય વિદ્રોહનું કાર્યસાધન બની રહેતી સરકાર ન જ કરી શકે. બંધારણસભા તરફથી સંમિલનની આઝાદીને જ કદાચ પુષ્ટિ ન મળે એવી દલીલના આધારે, સંમિલનની આઝાદીને બંધારણસભા વાસ્તવમાં બહાલ ન કરે ત્યાં સુધી એવી આઝાદીનો ઉપયોગ મોકૂફ રાખી દેવાની કોઈનીયે દરખાસ્ત ઠેકડી જ ગણાય. કામચલાઉ ક્રાંતિકારી સરકાર તરફથી ન્યૂનતમ કાર્યક્રમના તાત્કાલિક અમલની સામે કોઈ વાંધો ઉઠાવે તો એ પણ એવી જ ઠેકડી ગણાય.

છેલ્લે—અમે નોંધ લઈશું કે ઠરાવ ન્યૂનતમ કાર્યક્રમના અમલને કામચલાઉ ક્રાંતિકારી સરકારનું કર્તવ્ય બનાવીને, અધિકતમ કાર્યક્રમને તત્કાળ અમલમાં મૂકવાના તથા સમાજવાદી ક્રાંતિ માટે સત્તા કબજે કરી લેવાના બેહૂદા તથા અર્ધ-અરાજકતાવાદી ખ્યાલોને દૂર રાખે છે. રશિયાના આર્થિક વિકાસનું પ્રમાણ (વસ્તુગત સંજોગ) અને સર્વહારા વર્ગના બહોળા સમુદાયોની વર્ગજાગૃતિ તથા સંગઠનનું પ્રમાણ (વસ્તુગત સંજોગ સાથે અવિભાજ્ય રીતે સંકળાયેલો ભાવગત સંજોગ) કામદાર વર્ગની તાત્કાલિક તથા સંપૂર્ણ મુક્તિ અશક્ય બનાવે છે.

માત્ર તદ્દન અજાણ માણસો જ હાલ થઈ રહેલી લોકશાહીવાદી ક્રાંતિના મૂડીવાદી સ્વરૂપને ન પારખી શકે, માત્ર તદ્દન ભોળા આશાવાદીઓ જ ભૂલી જઈ શકે કે સમાજવાદનાં લક્ષ્યો વિશે અને તેને સિદ્ધ કરવાની રીતો વિશે કામદાર સમુદાયો હજી કેટલા ઓછા વાકેફગાર છે. આપણને સૌને ખાતરી થઈ ગઈ છે કે કામદારોની મુક્તિ કામદારોએ પોતે જ હાંસલ કરવાની છે; સમગ્ર મૂડીદાર વર્ગની સામે ખુલ્લા વર્ગસંઘર્ષમાં લોકસમુદાયો વર્ગજાગૃત ન બની જાય, સંગઠન ન સાધી લે, તાલીમ તથા કેળવણી હાંસલ ન કરી લે, ત્યાં સુધી સમાજવાદી ક્રાંતિનો સવાલ જ ઊભો નથી થતો. અમે સમાજવાદી ક્રાંતિને મોકૂફ રાખી રહ્યા છીએ એવા અરાજકતાવાદી વાંધાઓનો અમારો જવાબ આવો છે: અમે સમાજવાદી ક્રાંતિને મોકૂફ નથી રાખી રહ્યા પરંતુ તેની દિશામાં એકમાત્ર શક્ય રીતે, એકમાત્ર ખરા પંથે, અર્થાત્ લોકશાહીવાદી પ્રજાસત્તાકના પંથે, પહેલું કદમ ઉઠાવી રહ્યા છીએ. રાજકીય લોકશાહીવાદ સિવાયના બીજા કોઈ પંથે સમાજવાદ સુધી પહોંચી જવા માગતો કોઈ પણ માણસ આર્થિક તથા રાજકીય બન્ને દૃષ્ટિએ બેહૂદા તથા પ્રત્યાઘાતી નિષ્કર્ષોમાં અનિવાર્ય રીતે અટવાઈ જવાનો જ. કોઈ કામદારો ઉચિત ઘડીએ અમને પૂછે કે અમે આગળ ધપીને અમારા અધિકતમ કાર્યક્રમને કેમ અમલમાં નથી મૂકતા તો અમે જવાબમાં તેમને બતાવીશું કે લોકશાહીવાદી મનોવૃત્તિ ધરાવતા લોકસમુદાયો સમાજવાદથી હજુ કેટલા બધા દૂર છે, વર્ગવિરોધો હજુ કેટલા અવિકસિત છે, અને સર્વહારાઓ હજુ કેટલા બિનસંગઠિત છે. આખા રશિયામાં લાખો કામદારોને સંગઠિત કરો, કરોડો ઈન્સાનોમાં આપણા કાર્યક્રમ અંગે સહાનુભૂતિ પેદા કરો! ઝમકદાર પણ પોકળ અરાજકતાવાદી વાણીવિલાસ પૂરતા જ સીમિત રહ્યા વગર એમ કરવાની કોશિશ કરો—અને તમને તરત જ સમજાઈ જશે કે એવા સંગઠનની સિદ્ધિનો તથા એવી સમાજવાદી વાકેફગારીના ફેલાવાનો આધાર લોકશાહીવાદી રૂપાંતરોની બને એટલી પૂરી સિદ્ધિ ઉપર છે.

આગળ વધીએ. કામચલાઉ ક્રાંતિકારી સરકારનું મહત્ત્વ અને તેના પ્રત્યે સર્વહારા વર્ગનું વલણ સ્પષ્ટ કરી દેવામાં આવ્યાં છે એટલે હવે આવો સવાલ ઊભો થાય છે: એવી સરકારમાં સામેલ થવાનું (ઉપરથી પ્રવૃત્તિ) આપણે માટે ઉચિત છે ખરું? અને ઉચિત હોય તો કેવા સંજોગોમાં? નીચેથી આપણી પ્રવૃત્તિ કેવી હોવી જોઈએ? ઠરાવમાં આ બન્ને સવાલોના ચોક્કસ જવાબ આપવામાં આવ્યા છે. તેમાં ભારપૂર્વક જાહેર કરવામાં આવ્યું છે કે સામાજિક-લોકશાહીવાદીઓ માટે કામચલાઉ ક્રાંતિકારી સરકારમાં સામેલ થવાનું (લોકશાહીવાદી ક્રાંતિના

સમય દરમિયાન, પ્રજાસત્તાક માટેના સંઘર્ષ દરમિયાન) સિદ્ધાંતની દૃષ્ટિએ ઉચિત છે. એવી જાહેરાત કરીને અમે અરાજકતાવાદીઓથી તેમ જ સામાજિક-લોકશાહીવાદને છેવાડે ઘસડાતા માણસોથી તદ્દન અને સાફ અળગા થઈ જઈએ છીએ—અરાજકતાવાદીઓ એ સવાલનો જવાબ સિદ્ધાંતની દૃષ્ટિએ નકારમાં આપે છે, અને સામાજિક-લોકશાહીવાદને છેવાડે ઘસડાતા માણસો (માર્તીનોવ અને નવીન-'ઈસ્ક્રા'ના ટેકેદારો જેવા) અમને **ડરાવવાની કોશિશ** એવી પરિસ્થિતિની સંભાવના બતાવીને કરી ચૂક્યા છે કે જેમાં અમારે માટે એવી સરકારમાં સામેલ થવાનું જરૂરી બની જાય. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસે એવી જાહેરાત કરીને નવીન 'ઈસ્ક્રા'ના એવા ખ્યાલને અફર રીતે નકારી કાઢ્યો છે કે કામચલાઉ ક્રાંતિકારી સરકારમાં સામાજિક-લોકશાહીવાદીઓની સામેલગીરી તો મિલ્યેરાંપંથનો[13] જ એક પ્રકાર બની રહેશે, સિદ્ધાંતની દૃષ્ટિએ તે વર્જિત છે કારણ કે એવું કદમ મૂડીવાદી પદ્ધતિને પુનિત બનાવી દેશે, વગેરે.

પરંતુ એક વાત તર્કસંગત છે કે સિદ્ધાંતની દૃષ્ટિએ ઔચિત્યનો સવાલ અમલી ઉપયોગિતાના સવાલને ઉકેલી નથી દેતો. સંઘર્ષનું આ નવું રૂપ—પાર્ટી કૉંગ્રેસે માન્ય કરેલો "ઉપરથી" સંઘર્ષ—કેવા સંજોગોમાં ઉપયોગી છે? સાફ છે કે પરિબળોના સંબંધો વગેરે જેવા નક્કર સંજોગોની વાત અત્યારે કરવાનું અશક્ય જ છે, અને ઠરાવમાં સ્વાભાવિક રીતે જ એ સંજોગોને અગાઉથી નિરૂપિત નથી કરવામાં આવ્યા. આ બાબતના સંબંધમાં હાલના સમયે કશી આગાહી કરવાની હિંમત કોઈ બુદ્ધિશાળી માણસ નહિ જ કરે. આપણે જે કરી શકીએ અને કરવું જ જોઈએ તે છે આપણી સામેલગીરીની તાસીર તથા લક્ષ્યનું નિર્ધારણ. ઠરાવમાં એમ જ કરવામાં આવ્યું છે, આપણી સામેલગીરીના બે હેતુ નિર્દેશિત કરવામાં આવ્યા છે: ૧) પ્રતિક્રાંતિકારી પ્રયત્નોની સામે કટ્ટર સંઘર્ષ, અને ૨) કામદાર વર્ગનાં સ્વતંત્ર હિતોની રક્ષા. ઉદારમતવાદી મૂડીદાર વર્ગ પ્રત્યાઘાતની મનોવૃત્તિ વિશે આટલા જુસ્સાથી વાતો શરૂ કરીને (જુઓ—'ઓસ્વોબોઝદેનિયે'ના ૭૧મા અંકમાં મિસ્ટર સ્ત્રૂવેનો અત્યંત બોધપ્રદ 'ખુલ્લો પત્ર') ક્રાંતિકારી જનતાને દહેશતમાં નાખી દેવાનો તથા આપખુદશાહીના સંબંધમાં નરમાશભર્યું વલણ જાહેર કરવા લલચાવવાનો પ્રયત્ન કરી રહ્યો છે એવી વેળાએ—એવી વેળાએ સર્વહારા વર્ગની પાર્ટી માટે ખાસ જરૂરી બની જાય છે કે તે પ્રતિક્રાંતિની સામે ખરો જંગ લડવાના કર્તવ્ય તરફ ધ્યાન ખેંચે. આખરી પૃથક્કરણમાં તો રાજકીય મુક્તિ તથા વર્ગસંઘર્ષની મોટી સમસ્યાઓ એકમાત્ર

જોરના ઉપયોગ વડે જ ઉકેલાય છે, અને આપણું કામ એવા જોરનું ઘડતર તથા સંગઠન તેમ જ તેનો સક્રિય ઉપયોગ કેવળ બચાવ માટે જ નહિ પરંતુ હુમલા માટે પણ કરવાનું છે. યુરોપમાં પૅરિસ કોમ્યુનના[14] દિવસોથી લગભગ અવિરત ચાલતા રહેલા રાજકીય પ્રત્યાઘાતના લાંબા અમલને લીધે આપણે માત્ર રક્ષણાત્મક સંઘર્ષો જોવાને જ વધારે પડતા ટેવાઈ ગયા છીએ, આપણાં મનમાં એવો ખ્યાલ વધારે પડતાં ઊંડાં મૂળિયાં ઘાલી ગયો છે કે પ્રવૃત્તિ કેવળ "નીચેથી" જ ચલાવી શકાય. હવે આપણે નિ:શંક નવા યુગમાં દાખલ થઈ ગયા છીએ — રાજકીય ઊથલપાથલો અને ક્રાંતિઓનો યુગ શરૂ થઈ ગયો છે. રશિયા હાલ જેમાંથી પસાર થઈ રહ્યું છે એવા સમયમાં આપણે માટે પુરાણી બીબાઢાળ ફૉર્મ્યુલાઓ પૂરતા જ સીમિત રહેવાનું વર્જિત છે. આપણે ઉપરથી પ્રવૃત્તિ ચલાવવાનો ખ્યાલ ફેલાવવો જોઈએ, અત્યંત જોમદાર આક્રમક કદમની તૈયારી કરવી જોઈએ, અને એવા કદમ માટેની શરતો તથા રૂપોનો અભ્યાસ કરવો જોઈએ. એવી બે શરતોને કૉંગ્રેસના ઠરાવમાં મોખરે આણવામાં આવી છે: એક શરત કામચલાઉ ક્રાંતિકારી સરકારમાં સામાજિક-લોકશાહીવાદી સામેલગીરીના ઔપચારિક પાસા પ્રત્યે નિર્દેશ કરે છે (પાર્ટી તરફથી પોતાના પ્રતિનિધિઓનું કડક નિયંત્રણ), અને બીજી શરત એવી સામેલગીરીની તાસીર પ્રત્યે નિર્દેશ કરે છે (સંપૂર્ણ સમાજવાદી ક્રાંતિ સાધવાના લક્ષ્યને એક પળ પણ ભૂલ્યા વગર).

ઠરાવમાં "ઉપરથી" પ્રવૃત્તિના — સંઘર્ષની એ નવી, આજ પર્યંત લગભગ અભૂતપૂર્વ રીતના — સંબંધમાં પાર્ટીની નીતિનાં સઘળાં અંગોનો ખુલાસો કરી લીધા પછી એવી સંભાવનાને પણ લક્ષમાં લેવામાં આવી છે કે કદાચ આપણે ઉપરથી પ્રવૃત્તિ ન ચલાવી શકીએ. ગમે તેવા સંજોગોમાં આપણે કામચલાઉ ક્રાંતિકારી સરકારની ઉપર નીચેથી દબાણ આણવું જ જોઈએ. નીચેથી એવું દબાણ આણી શકવા માટે સર્વહારા વર્ગના હાથમાં હથિયાર હોવાં જોઈએ — કારણ કે ક્રાંતિકારી પરિસ્થિતિઓમાં મામલાઓ અસાધારણ ઝડપથી વિકાસ પામીને ખુલ્લા આંતરવિગ્રહના તબક્કામાં પહોંચી જતા હોય છે — અને તેની આગેવાની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીને હસ્તક હોવી જોઈએ. એવા હથિયારબંધ દબાણનો હેતુ "ક્રાંતિની સિદ્ધિઓના" — અર્થાત્ એવી સિદ્ધિઓના કે જે સર્વહારા વર્ગની દૃષ્ટિએ આપણા સમગ્ર ન્યૂનતમ કાર્યક્રમના પૂરેપૂરા અમલમાં અંકિત થવી જોઈએ — "રક્ષણ, દૃઢીકરણ, તથા વિસ્તરણ"નો છે.

કામચલાઉ ક્રાંતિકારી સરકારના સંબંધમાં ત્રીજી કૉંગ્રેસના ઠરાવનું અમારું સંક્ષિપ્ત પૃથક્કરણ અમે અહીંયાં પૂરું કરીએ છીએ. વાચક જોઈ શકશે કે ઠરાવમાં

આ નવા સવાલના મહત્ત્વનું, તેના સંબંધમાં સર્વહારા વર્ગની પાર્ટીના વલણનું; અને કામચલાઉ ક્રાંતિકારી સરકારની અંદર તેમ જ બહાર પાર્ટીએ અનુસરવાની નીતિનું વિવરણ રજૂ કરવામાં આવ્યું છે.

હવે આપણે આ સવાલના સંબંધમાં "સંમેલન"ના ઠરાવનું પરીક્ષણ કરીએ.

૩

## "ઝારશાહીની ઉપર ક્રાંતિનો નિર્ણાયક વિજય" એટલે શું?

"સંમેલન"નો ઠરાવ આવા સવાલ વિશે છે: **'સત્તાનો કબજો અને કામચલાઉ સરકારમાં સામેલગીરી'**. અમે નિર્દેશ કરી ચૂક્યા છીએ કે આ સવાલની રજૂઆતની રીતમાં જ ગોટાળો છે. એક તરફ તો સવાલને સંકુચિત રીતે રજૂ કરવામાં આવ્યો છે: તેમાં કેવળ કામચલાઉ સરકારમાં આપણી સામેલગીરીની જ છણાવટ કરવામાં આવી છે, સામાન્ય રૂપે કામચલાઉ ક્રાંતિકારી સરકારના સંબંધમાં પાર્ટીનાં કર્તવ્યોની નહિ. બીજી તરફ, બે સાવ નિરાળા સવાલોને ભેળવી દેવામાં આવ્યા છે—દાખલા તરીકે, **લોકશાહીવાદી** ક્રાંતિના એક તબક્કામાં આપણી સામેલગીરીના અને **સમાજવાદી** ક્રાંતિના સવાલોને ભેળવી દેવામાં આવ્યા છે. ખરેખર, સામાજિક-લોકશાહીવાદી આંદોલન તરફથી "સત્તાનો કબજો" તો ચોક્કસ રૂપે સમાજવાદી ક્રાંતિ જ છે, અને આપણે એ શબ્દોનો ઉપયોગ સીધા તથા નિત્યના અર્થમાં કરીએ તો બીજું કશું તારણ નીકળી શકે જ નહિ. પરંતુ એ શબ્દોનો અર્થ આપણે સમાજવાદી ક્રાંતિ માટે નહિ પણ લોકશાહીવાદી ક્રાંતિ માટે "સત્તાનો કબજો" સમજવાનો હોય તો કેવળ કામચલાઉ ક્રાંતિકારી સરકારમાં સામેલગીરીની જ નહિ પરંતુ **સામાન્ય રૂપમાં** "સત્તાના કબજા"નીયે વાતો કરવામાં શો હેતુ છે? સાફ છે કે "સંમેલનમાં ભાગ લેનારાઓને" પોતાને જ પૂરી ખાતરી નહોતી કે શાની વાતો કરવી જોઈએ—લોકશાહીવાદી ક્રાંતિની કે સમાજવાદી ક્રાંતિની. આ સવાલ સંબંધી સાહિત્ય વાંચતા રહેનારા માણસો જાણે છે કે આ ગોટાળાની શરૂઆત કોમરેડ માર્તીનોવે તેની બદનામ કૃતિ 'બે સરમુખત્યારીઓ'માં કરી હતી, છેવાડે ઘસડાતા લખાણના એ નમૂનામાં સવાલની રજૂઆતની (નવમી જાન્યુઆરી[15] પહેલાં રીતને યાદ કરતાં નવીન-'ઈસ્ક્રા'પંથીઓ અચકાય છે.

તેમ છતાં એ વાતમાં જરાય શંકાને સ્થાન નથી કે તેનો વૈચારિક પ્રભાવ સંમેલન ઉપર પડયો હતો.

પરંતુ ઠરાવના મથાળા વિશે બહુ વાત થઈ ગઈ. તેના અંતસ્તત્ત્વમાં છતી થતી ગલતીઓ અતુલ્ય પ્રમાણમાં વધારે ગંભીર તથા ઊંડી છે. પહેલો વિભાગ જુઓ:

> "ઝારશાહીની ઉપર ક્રાંતિનો નિર્ણાયક વિજય કદાચ કામચલાઉ સરકારની સ્થાપનામાં અંકિત થાય, જે વિજયી પ્રજાકીય વિદ્રોહમાંથી ઉદ્‌ભવ પામશે; અથવા એક યા બીજા પ્રકારની પ્રતિનિધિ પરિષદની ક્રાંતિકારી પહેલકદમીમાં અંકિત થાય, જે જનતાના સીધા ક્રાંતિકારી દબાણને કારણે પ્રજાકીય બંધારણસભા ભરવાનો ફેંસલો કરે."

એ રીતે આપણને જણાવવામાં આવ્યું છે કે ઝારશાહીની ઉપર ક્રાંતિનો નિર્ણાયક વિજય કદાચ વિજયી વિદ્રોહમાં, અથવા... કોઈ પ્રતિનિધિ સંસ્થાના બંધારણસભા ભરવાના ફેંસલામાં અંકિત થાય! આનો અર્થ શો છે? આ વાતને આપણે સમજવી કેવી રીતે? નિર્ણાયક વિજય બંધારણસભા ભરવાના "ફેંસલા"માં અંકિત થાય?? અને એવા "વિજય"ને "વિજયી પ્રજાકીય વિદ્રોહમાંથી ઉદ્‌ભવ" પામનારી કામચલાઉ સરકારની સ્થાપનાની જોડાજોડ મૂકવામાં આવ્યો છે!! સંમેલન લક્ષમાં લેવાનું ચૂકી ગયું કે **વિજયી** પ્રજાકીય વિદ્રોહ અને કામચલાઉ સરકારની **સ્થાપનામાં** તો ક્રાંતિનો વિજય **વાસ્તવમાં** અંકિત થાય, જ્યારે બંધારણસભા ભરવાના "ફેંસલા"માં ક્રાંતિનો વિજય કેવળ **શબ્દોમાં** જ અંકિત થાય.

ઉદારમતવાદીઓ — 'ઓસ્વોબોઝદેનિયે'પંથીઓ — જે ગલતી સતત કરી રહ્યા છે એ જ ગલતીના વમળમાં નવીન 'ઈસ્ક્રા' મેન્શેવિકોનું સંમેલન સપડાઈ ગયું છે. 'ઓસ્વોબોઝદેનિયે'પંથીઓ "બંધારણ"સભા વિશે લવારા કરતા રહે છે અને શરમના ભારથી આંખો મીચી દઈને એ હકીકતને જોવાનો જ ઈનકાર કરે છે કે સત્તા અને અખત્યાર તો ઝારના હાથમાં જ કાયમ રહે છે, તેઓ ભૂલી જાય છે કે "બંધારણ ઘડવા" માટે એમ કરવાની **સત્તા** ધરાવવી જરૂરી છે. સંમેલન પણ ભૂલી ગયું કે પ્રતિનિધિઓ (તેઓ કોણ છે તેનું કશું મહત્ત્વ જ નથી) તરફથી કરવામાં આવતો "ફેંસલો" એક વાત છે અને એ ફેંસલાનો અમલ તેનાથી ખૂબ જ વેગળી બીજી વાત છે. સંમેલન પણ ભૂલી ગયું કે જ્યાં સુધી સત્તા ઝારના હાથમાં કાયમ રહે ત્યાં સુધી ગમે તેવા કોઈ

પણ પ્રતિનિધિઓના બધા ફેંસલાઓ પોકળ તથા કંગાળ લવારો જ બની રહેવાના, ૧૮૪૮ની જર્મન ક્રાંતિના ઈતિહાસની પ્રખ્યાત ફ્રેંકફોર્ટ પાર્લમેન્ટના[16] "ફેંસલાઓ"ની બાબતમાં બનેલું એવી જ રીતે. ક્રાંતિકારી સર્વહારા વર્ગના પ્રતિનિધિ માર્ક્સે પોતાના 'નોયે રાઈનિશે ત્સાઈતુંગ'[17]માં (*Neue Rheinische Zeitung*) ફ્રેંકફોર્ટના 'ઓસ્વોબોઝદેનિયે' છાપના ઉદારમતવાદીઓની ઉપર બેરહમ ટીકાની ઝડી ચોક્કસ રૂપે એ કારણે જ વરસાવેલી કે તેઓ મઝાના શબ્દો બોલતા હતા, જાતજાતના લોકશાહીવાદી "ફેંસલાઓ" કરતા હતા, તરેહવાર આઝાદીઓ "ઘડી કાઢતા" હતા, પરંતુ વાસ્તવમાં તેમણે સત્તા રાજાના હાથમાં રહેવા દીધી હતી અને રાજાનાં લશ્કરી દળોની સામે હથિયારબંધ સંઘર્ષનું સંગઠન નહોતું કર્યું. ફ્રેંકફોર્ટના 'ઓસ્વોબોઝદેનિયે' છાપના ઉદારમતવાદીઓ લવારો કરતા રહ્યા તે દરમિયાન રાજા મોકાની વાટ જોતો રહ્યો, તેણે પોતાનાં લશ્કરી દળોને વધારે તાકાતવાન બનાવી લીધાં, અને પ્રતિક્રાંતિએ ખરું જોર અજમાવીને મઝાના "ફેંસલાઓ" ધરાવતા લોકશાહીવાદીઓનો તદ્દન કચ્ચરઘાણ કાઢી નાખ્યો.

સંમેલને નિર્ણાયક વિજયની સમાન કક્ષાએ એવી બાબતને મૂકી દીધી છે કે જેમાં વિજયની આવશ્યક શરત જ ગેરહાજર છે. આપણી પાર્ટીના પ્રજાસત્તાકીય કાર્યક્રમને માન્ય કરનારા સામાજિક-લોકશાહીવાદીઓ માટે એવી ગલતી કરવાનું શક્ય કેવી રીતે બન્યું? આપણે એ વિચિત્ર પરિઘટનાને સમજવી હોય તો પાર્ટીથી અળગા થઈ ગયેલા વિભાગના સંબંધમાં ત્રીજી કૉંગ્રેસના ઠરાવ*નું પરીક્ષણ કરવું પડશે. તેમાં એ હકીકતનો ઉલ્લેખ કરવામાં આવ્યો

---

*અમે એ ઠરાવ આખો અહીંયાં આપીએ છીએ: "કૉંગ્રેસ નોંધ લે છે કે "અર્થવાદ"ની સામે પાર્ટીની લડતના સમયથી રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની અંદર અમુક વહેણો બચી રહ્યાં છે જે વિવિધ પ્રમાણો તથા રીતોમાં અર્થવાદને મળતાં છે, અને સર્વહારા વર્ગીય સંઘર્ષની અંદર વર્ગજાગૃત તત્ત્વોના મહત્ત્વને ઉતારી પાડવાની તથા તેને સ્વતઃસ્ફૂર્તિના તત્ત્વની આધીનતામાં ધકેલી દેવાની વૃત્તિ જાહેર કરે છે. એ વહેણોના પ્રતિનિધિઓ સંગઠનના સવાલ પરત્વે સિદ્ધાંતની દૃષ્ટિએ સંગઠન-પ્રક્રિયાનો ખ્યાલ રજૂ કરે છે જે પદ્ધતિસર સંચાલિત પાર્ટી કાર્યથી વિપરીત છે. અમલના ક્ષેત્રમાં તેઓ ઘણાબધા દાખલાઓમાં પાર્ટીની શિસ્તનો ભંગ કરે છે તથા બીજા દાખલાઓમાં રશિયન જીવનના વસ્તુગત સંજોગોને લક્ષમાં લીધા વગર ચૂંટણીનો સિદ્ધાંત

છે કે "અર્થવાદને મળતાં" વિવિધ વહેણો આપણી પાર્ટીમાં અસ્તિત્વ ધરાવે છે. સંમેલનમાં ભાગ લેનારાઓની (તેઓ માર્તીનોવના વૈચારિક માર્ગદર્શન હેઠળ છે એ હકીકત આકસ્મિક નથી) ક્રાંતિ સંબંધી વાતો બરાબર "અર્થવાદીઓ"ની રાજકીય સંઘર્ષ અથવા આઠ કલાકના કામદિન સંબંધી વાતો જેવી જ છે. "અર્થવાદીઓ"એ તત્કાળ "સોપાન સિદ્ધાંત" રજૂ કરી દીધો: ૧) અધિકારો માટેનો સંઘર્ષ, ૨) રાજકીય ચળવળ, ૩) રાજકીય સંઘર્ષ; અથવા, ૧) દસ કલાકનો કામદિન, ૨) નવ કલાકનો કામદિન, ૩) આઠ કલાકનો કામદિન. આ "કાર્યનીતિ-પ્રક્રિયા"નાં પરિણામો તો સૌને પૂરતાં જાણીતાં છે. હવે આપણને ક્રાંતિનું પણ નીચે મુજબના તબક્કાઓમાં સરખી રીતે વિભાજન કરવાનું કહેવામાં આવે છે: ૧) ઝાર પ્રતિનિધિ પરિષદ ભરે; ૨) એ પરિષદ "જનતા"ના દબાણ હેઠળ બંધારણસભા ભરવાનો "ફેંસલો" કરે; ૩)... ત્રીજા તબક્કા વિશે મેન્શેવિકો પોતાની અંદર હજુ કશી એકમતી સાધી નથી શક્યા; તેઓ ભૂલી ગયા છે કે જનતાના ક્રાંતિકારી દબાણની સામે ઝારશાહીનું વળતું દબાણ આવશે અને તેના પરિણામે કાં તો "ફેંસલો" અમલ વગર પડયો રહેશે અથવા

---

વ્યાપક રૂપે લાગુ કરવાનો વિચાર પાર્ટીના સૌથી ઓછા વર્ગજાગૃત વિભાગોમાં ફેલાવે છે. એ રીતે તેઓ પાર્ટી સંબંધોના વર્તમાન સમયે શક્ય એકમાત્ર આધારને કમજોર બનાવી દેવાની કોશિશો કરે છે. કાર્યનીતિના સવાલો અંગે તેઓ પાર્ટી કાર્યના ક્ષેત્રને સંકુચિત બનાવી દેવાની જહેમતો કરે છે, ઉદારમતવાદી-મૂડીવાદી પાર્ટીઓના સંબંધમાં પાર્ટી તરફથી તદ્દન સ્વતંત્ર કાર્યનીતિના અમલનો વિરોધ કરે છે, એ હકીકતને નકારી કાઢે છે કે જનતાના વિદ્રોહમાં આપણી પાર્ટી માટે સંગઠકની ભૂમિકા ધારણ કરી લેવાનું શક્ય તથા ઇચ્છનીય છે, અને ગમે તેવા સંજોગોમાં કામચલાઉ લોકશાહીવાદી-ક્રાંતિકારી સરકારમાં પાર્ટીની સામેલગીરીનો વિરોધ કરે છે.

કૉંગ્રેસ દરેક ઠેકાણે તમામ પાર્ટી સભ્યોને સૂચના આપે છે કે ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદના સિદ્ધાંતોથી એવાં આંશિક વિચલનોની સામે જુસ્સાદાર વૈચારિક સંઘર્ષ ચલાવવામાં આવે; પરંતુ સાથે સાથે જ કૉંગ્રેસ અભિપ્રાય વ્યક્ત કરે છે કે કોઈ પ્રમાણમાં એવા વિચારો ધરાવનારા માણસો પાર્ટી કૉંગ્રેસો તથા પાર્ટી નિયમોને માન્ય કરવાની તેમ જ પાર્ટી શિસ્તનું પૂરેપૂરું પાલન કરવાની અનિવાર્ય શરતે પાર્ટી સંગઠનોમાં સામેલ રહી શકે છે." (૧૯૦૭ની આવૃત્તિમાં લેખકની નોંધ.—સં.)

સવાલની પતાવટ આખરે તો પ્રજાકીય વિદ્રોહના વિજય કે પરાજયના આધારે જ થશે. સંમેલનના ઠરાવમાં નીચે મુજબની "અર્થવાદી" દલીલબાજીની નકલ ઉતારવામાં આવી છે: કામદારોનો નિર્ણાયક વિજય કાં તો ક્રાંતિકારી રીતે આઠ કલાકના કામદિનની સિદ્ધિમાં અંકિત થશે અથવા દસ કલાકનો કામદિન બક્ષવામાં તથા નવ કલાકનો કામદિન લાગુ કરવાના "ફેંસલા"માં અંકિત થશે... નકલ તો એકદમ પાકી છે.

અમારી સામે કદાચ એવો વાંધો ઉઠાવવામાં આવે કે ઠરાવ ઘડનારાઓનો આશય વિદ્રોહના વિજયને અને ઝાર તરફથી ભરવામાં આવેલી પ્રતિનિધિ પરિષદના "ફેંસલા"ને **સમાન કક્ષાએ મૂકવાનો** નહોતો, તેમનો આશય તો બેઉ પ્રકારના સંજોગો માટે પાર્ટીની કાર્યનીતિ રજૂ કરવાનો હતો. તેનો જવાબ અમે આવો આપીશું: ૧) ઠરાવમાં પ્રતિનિધિ પરિષદના **ફેંસલાનું** સ્પષ્ટ તથા અસંદિગ્ધ વર્ણન "ઝારશાહીની ઉપર ક્રાંતિના નિર્ણાયક વિજય" તરીકે આપવામાં આવ્યું છે. એ કદાચ શબ્દો સંબંધી બેદરકારીનું પરિણામ હોય, તેને કાર્યનોંધોના પરીક્ષણ પછી કદાચ સુધારી લઈ શકાય, પરંતુ તેને સુધારી ન લેવામાં આવે ત્યાં સુધી હાલના શબ્દોનો માત્ર એક જ અર્થ શક્ય છે, અને એ અર્થ **'ઓસ્વોબોઝદેનિયે'ની** દલીલોને પૂરેપૂરો મળતો આવે છે. ૨) ઠરાવ ઘડનારાઓ જેમાં સરી પડયા છે તે 'ઓસ્વોબોઝદેનિયે'ની દલીલો નવીન-'ઈસ્ક્રા'પંથીઓનાં બીજાં સાહિત્યિક સર્જનોમાં ઘણી વધારે સ્પષ્ટ રૂપે નિરૂપિત થયેલી છે. દાખલા તરીકે, તિફલિસ સમિતિનું મુખપત્ર 'સોત્સિઆલ-દેમોક્રાત'[18] (જ્યોર્જિયન ભાષામાં પ્રકાશિત, 'ઈસ્ક્રા'ના ૧૦૦મા અંકમાં તેનાં વખાણ કરવામાં આવ્યાં છે) 'ઝેમ્સ્કી સોબોર* અને આપણી કાર્યનીતિ' નામે લેખમાં એવા કથનની હદ સુધી પહોંચી જાય છે કે 'ઝેમ્સ્કી સોબોર'ને (અમે ઉમેરીશું કે 'ઝેમ્સ્કી સોબોર' ભરવા વિશે કશું ચોક્કસ હજુ જાણવામાં નથી આવ્યું!) "આપણી પ્રવૃત્તિનું કેંદ્ર બનાવી દે એવી કાર્યનીતિ" આપણે માટે વિદ્રોહની તથા કામચલાઉ ક્રાંતિકારી સરકારની સ્થાપનાની "કાર્યનીતિ" કરતાં "**વધારે લાભદાયક છે.**" અમે આગળ જતાં ફરી આ લેખનો ઉલ્લેખ કરીશું. ૩) ક્રાંતિના વિજયના સંજોગમાં તેમ જ પરાજયના સંજોગમાં, સફળ વિદ્રોહના સંજોગમાં તેમ જ વિદ્રોહ ગંભીર તાકાત તરીકે વિકાસ ન પામે એવા સંજોગમાં, પાર્ટીએ અપનાવવાની કાર્યનીતિ વિશે પ્રાથમિક ચર્ચાની સામે કશો વાંધો ન જ ઉઠાવી શકાય. શક્ય છે કે ઝારશાહી સરકાર

---

*રાષ્ટ્રીય પરિષદ.—સં.

ઉદારમતવાદી મૂડીદાર વર્ગની સાથે સોદો કરી લેવાના આશયે બંધારણસભા ભરવામાં સફળ બની જાય; ત્રીજી કૉંગ્રેસના ઠરાવમાં એવી શક્યતાને લક્ષમાં લઈને "દંભી નીતિ", "નકલી લોકશાહીવાદ", "કહેવાતી 'ઝેમ્સ્કી સોબોર' જેવી પ્રજાકીય પ્રતિનિધિત્વની ઠેકડી"ના સ્પષ્ટ ઉલ્લેખો કરવામાં આવ્યા છે.*

---

*ક્રાંતિની પૂર્વવેળાએ સરકારની નીતિ પ્રત્યે વલણ સંબંધી એ ઠરાવની વાચના નીચે મુજબ છે:

"કારણ કે સરકાર વર્તમાન ક્રાંતિકારી સમય દરમિયાન મુખ્યત્વે સર્વહારા વર્ગનાં વર્ગજાગૃત તત્ત્વોની વિરુદ્ધ દમનનાં સાધારણ પગલાંને સ્વ-રક્ષાના આશયે વધારે કડક બનાવવાની સાથે સાથે ૧) છૂટછાટો મારફત તથા સુધારાનાં વચનો વડે કામદાર વર્ગને રાજકીય ભ્રષ્ટતામાં ધકેલી દેવાની અને એ રીતે ક્રાંતિકારી સંઘર્ષના માર્ગેથી વેગળો ખસેડી દેવાની કોશિશ કરે છે; ૨) એવા જ ઉદ્દેશે કામદારોને પંચો તથા સંમેલનોમાં ભાગ લેવા માટે પોતાના પ્રતિનિધિઓ ચૂંટવાના આમંત્રણથી લઈને કહેવાતી 'ઝેમ્સ્કી સોબોર' જેવી પ્રજાકીય પ્રતિનિધિત્વની ઠેકડી સમી સંઘટના સુધીનાં નકલી લોકશાહીવાદી રૂપોના જામા પોતાની છૂટછાટોની દંભી નીતિને પહેરાવે છે; ૩) યમદૂતો[19] જેવાં સંગઠનો ઊભાં કરે છે અને ક્રાંતિની વિરુદ્ધ જનતામાંનાં એવાં તમામ તત્ત્વોને ઉશ્કેરે છે કે જે સામાન્ય રીતે પ્રત્યાઘાતી હોય, અજ્ઞાની હોય, અથવા જાતિ સંબંધી કે ધર્મ સંબંધી નફરતને લીધે આંધળાં બની ગયેલાં હોય,—

એટલે રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસ સઘળાં પાર્ટી સંગઠનોને નીચે મુજબની હાકલ કરવાનો નિર્ણય અપનાવે છે: ક) તેઓ સરકારની છૂટછાટોની પ્રત્યાઘાતી નેમને ઉઘાડી પાડતી વેળા પોતાના પ્રચાર તથા આંદોલનમાં એ હકીકત ઉપર ભાર મૂકે કે એક તરફ તો એ છૂટછાટો સરકાર પાસેથી તાકાતના આધારે પરાણે હાંસલ કરી લેવામાં આવેલી છે, અને બીજી તરફ, સર્વહારા વર્ગને સંતોષ થાય એવા સુધારાઓ દાખલ કરવાનું આપખુદશાહી માટે તદ્દન અશક્ય છે; ખ) તેઓ ચૂંટણી ઝુંબેશનો ફાયદો ઉઠાવીને કામદારોને એવાં સરકારી પગલાંનો ખરો મર્મ સમજાવે અને બતાવે કે સાર્વજનીન તથા સમાન મતાધિકાર, સીધી ચૂંટણી, અને ગુપ્ત મતદાન ઉપર આધારિત બંધારણસભા ક્રાંતિકારી રીતે ભરવાનું સર્વહારા વર્ગ માટે આવશ્યક છે; ગ) તેઓ આઠ કલાકના કામદિનની માંગ તેમ જ કામદાર વર્ગની બીજી તાત્કાલિક માંગો ક્રાંતિકારી રીતે સત્વર સિદ્ધ કરવા માટે સર્વહારા વર્ગને સંગઠિત કરે; ઘ) તેઓ

પરંતુ અસલ મુદ્દો તો એ છે કે એવા ઉલ્લેખો કામચલાઉ ક્રાંતિકારી સરકાર સંબંધી ઠરાવમાં નથી કરવામાં આવ્યા કારણ કે તેઓ કામચલાઉ ક્રાંતિકારી સરકાર જોડે કોઈ રીતે સંકળાયેલા નથી. આ સંજોગ વિદ્રોહની સમસ્યાને તથા કામચલાઉ ક્રાંતિકારી સરકારની સ્થાપનાની સમસ્યાને મુલતવી રાખી દે છે, તે એ સમસ્યામાં પરિવર્તન આણે છે, વગેરે. આજે વિવાદનો મુદ્દો એ નથી કે તરેહવાર જોડાણો શક્ય છે, વિજય તેમ જ પરાજય શક્ય છે અથવા સીધો યા વાંકોચૂકો માર્ગ હોઈ શકે; મુદ્દો તો એ છે કે ખરા ક્રાંતિકારી માર્ગના સંબંધમાં કામદારોનાં મનમાં ગોટાળા પેદા કરવાનું સામાજિક-લોકશાહીવાદી માટે વર્જિત છે; જેમાં વિજય માટેની **મુખ્ય** શરત જ ગેરહાજર હોય એવા કશાકનું વર્ણન 'ઓસ્વોબોઝદેનિયે'ની જેમ નિર્ણાયક વિજય તરીકે કરવાનું વર્જિત છે. શક્ય છે કે આઠ કલાકનો કામદિન પણ આપણે તત્કાળ નહિ પરંતુ લાંબે તથા આડેઅવળે રસ્તે થઈને હાંસલ કરી લઈશું; પરંતુ સર્વહારા વર્ગને વિલંબ, ઢીલ, સોદાબાજી, દગાખોરી, તથા પ્રત્યાઘાતનો સામનો કરવા **અસમર્થ** બનાવી દેનારી એવી નાકૌવતીને, એવી કમજોરીને, કામદારોનો વિજય ગણાવનારા માણસ વિશે આપણે શું કહેવું? શક્ય છે કે 'વ્પેર્યોદ'* માં એક વાર જણાવવામાં આવેલું તેમ રશિયન ક્રાંતિનો અંજામ "બંધારણની કસુવાવડ"માં આવશે, પરંતુ નિર્ણાયક સંઘર્ષની પૂર્વવેળાએ એવી કસુવાવડને "ઝારશાહીની ઉપર નિર્ણાયક વિજય" ગણાવનારા સામાજિક-લોકશાહીવાદીના ધોરણને વાજબી ઠરાવી શકાય ખરું? શક્ય છે કે બદતરીન અંજામ તરીકે આપણને પ્રજાસત્તાક હાંસલ ન થાય એટલું જ નહિ પરંતુ બંધારણ પણ ભ્રામક હોય, "શીપોવ[20] છાપનું" હોય; પરંતુ

---

યમદૂતોનાં કૃત્યોના તેમ જ સામાન્ય રીતે સરકારની આગેવાની હેઠળનાં તમામ પ્રત્યાઘાતી તત્ત્વોનાં કૃત્યોના હથિયારબંધ સામનાનું સંગઠન કરે." (૧૯૦૭ની આવૃત્તિમાં લેખકની નોંધ.—સં.)

*જિનિવામાં પ્રકાશિત 'વ્પેર્યોદ' અખબાર પાર્ટીના બોલ્શેવિક વિભાગના મુખપત્ર તરીકે ૧૯૦૫માં શરૂ થયું હતું. જાન્યુઆરીથી મે માસ સુધીમાં અઢાર અંક પ્રગટ થયા હતા. મે માસમાં, રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના નિર્ણય મુજબ, 'વ્પેર્યોદ'ની જગ્યાએ 'પ્રોલેતારી' પાર્ટીનું કેંદ્રીય મુખપત્ર બની ગયું. (એ કૉંગ્રેસ મે માસમાં લંડનમાં ભરાઈ હતી. મેન્શેવિકોએ તેમાં ભાગ નહોતો લીધો પરંતુ જિનિવામાં પોતાનું અલગ "સંમેલન" ભર્યું હતું). (૧૯૦૭ની આવૃત્તિમાં લેખકની નોંધ.—સં.)

પ્રજાસત્તાકના આપણા સૂત્રને ઢીલું બનાવી દેવાનું સામાજિક-લોકશાહીવાદી માટે ક્ષમ્ય ગણાય ખરું?

નવીન-'ઈસ્ક્રા'પંથીઓ એ સૂત્રને ઢીલું બનાવી દેવાની હદે તો હજુ બેશક નથી ગયા. પરંતુ તેઓ પોતાના ઠરાવમાં પ્રજાસત્તાક વિશે જ એક શબ્દ પણ કહેવાનું ભૂલી ગયા એ હકીકત તદ્દન સાફ રીતે બતાવે છે કે તેમનું ક્રાંતિકારી જોમ કેટલું ઓસરી ગયું છે, ચેતનહીન પાંડિત્યદંભને લીધે તેઓ તાકીદનાં જોશીલાં કર્તવ્યો અંગે કેટલા આંધળા બની ગયા છે. આ વાત અકલ્પનીય છે, પરંતુ હકીકત છે. સંમેલનના જુદા જુદા ઠરાવોમાં સામાજિક-લોકશાહીવાદનાં બધાં સૂત્રો બહાલ કરવામાં આવ્યાં છે, દોહરાવવામાં આવ્યાં છે, સમજાવવામાં આવ્યાં છે, અને વિગતવાર રજૂ કરવામાં આવ્યાં છે— મુકાદમો તથા પ્રતિનિધિઓની ચૂંટણી કામદારોએ કરવાની બાબતને પણ ભૂલવામાં નથી આવી, પરંતુ કામચલાઉ ક્રાંતિકારી સરકાર સંબંધી ઠરાવમાં પ્રજાસત્તાકનો ઉલ્લેખ કરવાની કશી જરૂર તેમને દેખાઈ જ નહિ. જનતાના વિદ્રોહના "વિજય"ની, કામચલાઉ સરકારની સ્થાપનાની, વાતો કરવી અને પ્રજાસત્તાક હાંસલ કરવાની બાબત જોડે એ "કદમો"ના સંબંધ પ્રત્યે કશો નિર્દેશ ન કરવો એટલે સર્વહારા વર્ગીય સંઘર્ષને દોરવણી આપવાના આશયે નહિ પરંતુ સર્વહારા વર્ગીય આંદોલનની પાછળ પાછળ ઘસડાતા રહેવાના આશયે ઠરાવ લખી કાઢવો.

સારાંશ: ઠરાવના પહેલા વિભાગમાં ૧) પ્રજાસત્તાક માટેના સંઘર્ષની તેમ જ ખરું પ્રજાકીય સ્વરૂપ ધરાવતી ખરી બંધારણસભા હાંસલ કરવાની દૃષ્ટિએ કામચલાઉ ક્રાંતિકારી સરકારના મર્મનું કશું જ વિવરણ નથી આપવામાં આવ્યું; ૨) જેમાં ખરા વિજયની ચોક્કસ મુખ્ય શરત જ ગેરહાજર છે એવી હાલતને ઝારશાહીની ઉપર ક્રાંતિના નિર્ણાયક વિજયની જોડે સમાન કક્ષાએ મૂકી દઈને સર્વહારા વર્ગની લોકશાહીવાદી સભાનતામાં ભારે ગૂંચવણો ઊભી કરવામાં આવી છે.

## ૪

## રાજાશાહીની નાબૂદી અને પ્રજાસત્તાક

હવે આપણે ઠરાવના ત્યાર પછીના વિભાગની છણાવટ કરીએ:

"...બન્ને પ્રકારના સંજોગોમાં એવો વિજય ક્રાંતિકારી યુગમાં નવા તબક્કાનો આરંભ અંકિત કરશે.

"રાજકીય દૃષ્ટિએ મુક્ત થઈ ગયેલા મૂડીવાદી સમાજનાં તત્ત્વો વચ્ચે પોતપોતાનાં સામાજિક હિતો સંતોષવા તેમ જ સીધી સત્તા કબજે કરી લેવા માટેના પરસ્પર સંઘર્ષની પ્રક્રિયા દરમિયાન રાજશાહીના સમગ્ર શાસન તથા સામાજિક દરજ્જાઓની પૂરી નાબૂદી—આ નવા યુગમાં સામાજિક વિકાસના વસ્તુગત સંજોગોમાંથી આપમેળે ઉદ્‌ભવ પામતું કર્તવ્ય એવું છે.

એટલે, ઐતિહાસિક રૂપલક્ષણની દૃષ્ટિએ મૂડીવાદી આ ક્રાંતિનાં કર્તવ્યોને અમલમાં મૂકવાનું માથે લેનારી કામચલાઉ સરકારે, મુક્તિની પ્રક્રિયામાંથી પસાર થઈ રહેલા રાષ્ટ્રના પરસ્પર વિરોધી વર્ગોના માંહોમાંહેના સંઘર્ષનું નિયમન કરતી વેળા, ક્રાંતિકારી વિકાસને પ્રવેગ આપવાનો રહેશે એટલું જ નહિ પરંતુ એ વિકાસમાં મૂડીવાદી પદ્ધતિના પાયાઓને જોખમમાં મૂકી દેતી બાબતોનો સામનો પણ કરવાનો રહેશે."

ઠરાવનો સ્વતંત્ર અંશ બની રહેતા આ વિભાગનું આપણે પરીક્ષણ કરીએ: ઉપરોક્ત દલીલોમાં સમાયેલો મૂળભૂત વિચાર કૉંગ્રેસના ઠરાવની ત્રીજી કલમમાં રજૂ થયેલા વિચાર જોડે બંધબેસે છે. પરંતુ બેઉ ઠરાવોના આ વિભાગોની વાચનાને સરખાવી જોવામાં આવે તો તેમની વચ્ચેનો નીચે મુજબનો મૂળગામી ફરક તરત જ જણાઈ આવશે. ક્રાંતિના સામાજિક તથા આર્થિક આધારનું વર્ણન સંક્ષેપમાં રજૂ કરતા કૉંગ્રેસના ઠરાવમાં ખાસ ફાયદાઓ ખાતર વર્ગોના સ્પષ્ટ સંઘર્ષ ઉપર પૂરું ધ્યાન કેંદ્રિત કરવામાં આવ્યું છે અને સર્વહારા વર્ગનાં જોશીલાં કર્તવ્યોને મોખરે મૂકવામાં આવ્યાં છે. સંમેલનના ઠરાવમાં ક્રાંતિના સામાજિક-આર્થિક આધારનું લાંબુંલચક, ધૂંધળું, તથા ગોટાળિયું વર્ણન રજૂ થયું છે, ચોક્કસ ફાયદાઓ માટેના સંઘર્ષનો બહુ અસ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો છે, અને સર્વહારા વર્ગનાં જોશીલાં કર્તવ્યોને તદ્દન પૃષ્ઠભૂમિમાં જ રાખી દેવામાં આવ્યાં છે. સંમેલનના ઠરાવમાં પુરાણી પદ્ધતિની નાબૂદી સમાજનાં વિવિધ તત્ત્વો વચ્ચેના પરસ્પર સંઘર્ષની પ્રક્રિયામાં હોવાનો ઉલ્લેખ છે. કૉંગ્રેસના ઠરાવમાં જણાવવામાં આવ્યું છે કે આપણે, સર્વહારા વર્ગની પાર્ટીએ, જ પુરાણી પદ્ધતિને નાબૂદ કરી નાખવી જોઈએ; પુરાણી પદ્ધતિની ખરી નાબૂદી તો કેવળ લોકશાહીવાદી પ્રજાસત્તાકની સ્થાપનાથી જ અંકિત થાય; આપણે તેને ખાતર અને સંપૂર્ણ મુક્તિને ખાતર માત્ર આપખુદશાહીની સામે જ નહિ પરંતુ મૂડીદાર વર્ગ આપણી સિદ્ધિઓ છીનવી લેવાના પ્રયત્નો કરે (અને તે ચોક્કસ કરશે જ) ત્યારે તેની સામે પણ લડીશું. કૉંગ્રેસના ઠરાવમાં ચોક્કસ વર્ગને ચોકસાઈથી નિરૂપિત

તાત્કાલિક લક્ષ્ય માટે સંઘર્ષ લડવાની હાકલ કરવામાં આવી છે. સંમેલનના ઠરાવમાં વિવિધ પરિબળોના માંહોમાંહેના સંઘર્ષ વિશે ભાષણ રજૂ કરવામાં આવ્યું છે. એક ઠરાવમાં સક્રિય સંઘર્ષની અને બીજા ઠરાવમાં નિષ્ક્રિય પ્રેક્ષકની મનોવૃત્તિ વ્યક્ત થઈ છે; એકમાં જોમદાર કદમની હાકલનો રણકાર છે, બીજો ચેતનહીન પાંડિત્યદંભમાં તરબોળ છે. બેઉ ઠરાવોમાં જણાવવામાં આવ્યું છે કે આ તો આપણું ફક્ત પહેલું કદમ જ છે, અને તેની પાછળ પાછળ બીજું કદમ ભરવાનું છે; પરંતુ તેમાંથી એક ઠરાવમાં એવું તારણ કાઢવામાં આવ્યું છે કે આપણે આ પહેલું કદમ વધારે ઝડપથી ઉઠાવી લેવું જોઈએ, તેને વધારે ઝડપથી પતાવી લેવું જોઈએ, પ્રજાસત્તાક હાંસલ કરી લેવું જોઈએ, પ્રતિક્રાંતિને નિર્દયતાથી કચડી નાખવી જોઈએ, અને બીજા કદમની ભૂમિકા તૈયાર કરવી જોઈએ. પરંતુ બીજો ઠરાવ તો પહેલા કદમનાં શબ્દાળુ વર્ણનોથી જાણે લદબદ છે અને તેને બસ વાગોળ્યા જ (અશિષ્ટ શબ્દપ્રયોગ માફ કરજો) કરે છે. કૉંગ્રેસના ઠરાવમાં માર્ક્સવાદના જૂના અને તોયે સદૈવ નૂતન વિચારોને (લોકશાહીવાદી ક્રાંતિનું મૂડીવાદી સ્વરૂપ) ભૂમિકા અથવા પ્રથમ આધાર તરીકે લેવામાં આવ્યા છે અને તેમાંથી લોકશાહીવાદી તેમ જ સમાજવાદી ઉભય ક્રાંતિઓ માટે લડી રહેલા પ્રગતિશીલ વર્ગનાં પ્રગતિશીલ કર્તવ્યો અંગે નિષ્કર્ષો તારવવામાં આવ્યા છે. સંમેલનનો ઠરાવ ભૂમિકાથી આગળ વધતો જ નથી, તેને લગાતાર વાગોળતો રહે છે, અને વળી એ સંબંધમાં ચાલાકી દેખાડવાની કોશિશ કરે છે.

આ તફાવતને લીધે જ રશિયન માર્ક્સવાદીઓ લાંબા વખતથી બે પાંખોમાં વહેંચાયેલા રહ્યા છે: કાનૂની માર્ક્સવાદના[21] પુરાણા દિવસોની નીતિ ઉપદેશક પાંખ તથા જોશીલી પાંખ, અને ઊગતા લોક આંદોલનના સમયની આર્થિક પાંખ તથા રાજકીય પાંખ. સામાન્ય રૂપે વર્ગસંઘર્ષનાં અને વિશેષ રૂપે રાજકીય સંઘર્ષનાં ઊંડાં આર્થિક મૂળિયાં સંબંધી ખરા માર્ક્સવાદી આધારમાંથી "અર્થવાદીઓ"એ અજબ મૌલિક તારણ કાઢ્યું છે કે આપણે રાજકીય સંઘર્ષ છોડી દેવો જોઈએ અને તેના વિકાસને રૂંધી નાખવો જોઈએ, તેના ક્ષેત્રને સંકુચિત બનાવી દેવું જોઈએ, તેનાં લક્ષ્યો ઓછાં કરી નાખવાં જોઈએ. એથી ઊલટું, રાજકીય પાંખે એ જ આધારમાંથી નિરાળું તારણ કાઢ્યું છે કે આપણા વર્તમાન સંઘર્ષનાં મૂળિયાં જેટલાં વધારે ઊંડાં હોય એટલી વધારે વ્યાપક રીતે, વધારે હિંમતથી, વધારે દૃઢતાથી, અને વધારે પહેલકદમીથી આપણે એ સંઘર્ષ લડવો જોઈએ. અત્યારે પણ આપણી સમક્ષ એ જ વિવાદ છે, માત્ર સંજોગો

જુદા છે અને રૂપ જુદું છે. એવા આધારોમાંથી કે લોકશાહીવાદી ક્રાંતિ સમાજવાદી ક્રાંતિ નથી હોતી, તેને અંગેની "ઉત્સુકતા" કેવળ કંગાલો પૂરતી જ સીમિત કોઈ રીતે નથી હોતી, તે સમગ્ર મૂડીવાદી સમાજની અનિવાર્ય જરૂરિયાતો તથા આવશ્યકતાઓમાં ઊંડાં મૂળિયાં ધરાવતી હોય છે—એવા આધારોમાંથી અમે તારણ કાઢીએ છીએ કે અગ્રગામી વર્ગે પોતાનાં લોકશાહીવાદી લક્ષ્યો વધારે હિંમતથી નિરૂપિત કરવાં જોઈએ, વધારે સાફ તથા પૂરા રૂપમાં વ્યક્ત કરવાં જોઈએ, પ્રજાસત્તાકનું તાત્કાલિક સૂત્ર રજૂ કરવું જોઈએ, અને કામચલાઉ ક્રાંતિકારી સરકાર સ્થાપવાની તેમ જ પ્રતિક્રાંતિને નિર્દયતાથી કચડી નાખવાની આવશ્યકતાના ખ્યાલને લોકોમાં ફેલાવવો જોઈએ. પરંતુ અમારા વિરોધીઓ, નવીન-'ઈસ્ક્રા'પંથીઓ, એ જ આધારોમાંથી એવો અર્થ તારવે છે કે લોકશાહીવાદી નિષ્કર્ષોને પૂર્ણ રૂપમાં વ્યક્ત ન કરવા જોઈએ, અમલી સૂત્રોમાંથી પ્રજાસત્તાકને બકાત રાખવામાં આવે, કામચલાઉ ક્રાંતિકારી સરકાર આવશ્યક હોવાનો ખ્યાલ આપણે લોકોમાં ન ફેલાવવો જોઈએ, બંધારણસભા ભરવાના ખાલી ફેંસલાને જ નિર્ણાયક વિજય ગણાવી શકાય, પ્રતિક્રાંતિનો સામનો કરવાની બાબતને આપણા સચેતન લક્ષ્ય તરીકે રજૂ કરવાની કશી જરૂર નથી, તેને તો "પરસ્પર સંઘર્ષની પ્રક્રિયા"ના ધૂંધળા (અને આપણે હમણાં જોઈશું કે ખોટી રીતે નિરૂપિત) ઉલ્લેખમાં ડુબાવી દઈ શકાય. આ ભાષા રાજકીય આગેવાનોની નહિ પરંતુ પુરાલેખઘરમાં બેઠા બેઠા સડતા રહેતા માણસોની છે.

નવીન-'ઈસ્ક્રા'પંથીઓના ઠરાવમાંનાં જુદાં જુદાં નિરૂપણોનું જેમ જેમ વધારે બારીક પરીક્ષણ કરતા જઈએ તેમ તેમ ઉપરોક્ત મૂળભૂત લક્ષણો વધારે સ્પષ્ટ થતાં જાય છે. દાખલા તરીકે, આપણને "રાજકીય દૃષ્ટિએ મુક્ત થઈ ગયેલા મૂડીવાદી સમાજનાં તત્ત્વો વચ્ચે પરસ્પર સંઘર્ષની પ્રક્રિયા"ની વાત જણાવવામાં આવી છે. ઠરાવના વિષયને (કામચલાઉ ક્રાંતિકારી સરકારને) લક્ષમાં રાખીએ તો વિસ્મયથી સવાલ કરવો જ પડે કે "પરસ્પર સંઘર્ષની પ્રક્રિયાનો ઉલ્લેખ કરતા હો તો મૂડીવાદી સમાજને રાજકીય દૃષ્ટિએ ગુલામીમાં ગોંધી રાખનારાં તત્ત્વો વિશે ચુપ કેવી રીતે રહી શકો? સંમેલનમાં ભાગ લેનારાઓ શું ખરેખર માની લે છે કે તેમણે ક્રાંતિના વિજયની ધારણા કરી લીધી છે એટલે એ તત્ત્વો ક્યારનાં અદૃશ્ય થઈ ગયાં છે?" એવો ખ્યાલ સામાન્ય રૂપે બેહૂદો અને વિશેષ રૂપે વધારેમાં વધારે રાજકીય ભોળપણ તથા રાજકીય ટૂંકી નજર ગણાય. પ્રતિક્રાંતિની ઉપર ક્રાંતિનો વિજય થઈ જાય ત્યાર પછી પ્રતિક્રાંતિ અદૃશ્ય નથી થઈ જવાની; એથી ઊલટું, તે તો અનિવાર્ય રીતે નવો અને

ઘણો વધારે મરણિયો સંઘર્ષ શરૂ કરી દેશે. આપણા ઠરાવનો હેતુ ક્રાંતિ વિજયી બની ગયા પછી આપણી સમક્ષ રજૂ થનારાં કર્તવ્યોનું પૃથક્કરણ કરવાનો છે એટલે આપણી ફરજ છે કે આપણે પ્રતિક્રાંતિકારી હુમલાઓને મારી હઠાવવાનાં કર્તવ્યો ઉપર પારાવાર ધ્યાન આપીએ (કૉંગ્રેસના ઠરાવમાં કરવામાં આવ્યું છે તેમ), અને જોશીલી પાર્ટીનાં એ તાત્કાલિક, તાકીદનાં, તથા પ્રાણભૂત કર્તવ્યોને એવી સામાન્ય ચર્ચાઓમાં ડુબાવી ન દઈએ કે વર્તમાન ક્રાંતિકારી સમય **પછી** શું બનશે અથવા "રાજકીય દૃષ્ટિએ **મુક્ત થઈ ગયેલો** સમાજ" અસ્તિત્વમાં આવી જાય ત્યારે શું બનશે. જેવી રીતે "અર્થવાદીઓ" રાજકારણ અર્થકારણને આધીન હોવા સંબંધી ચવાયેલું કથન દોહરાવીને તાકીદનાં રાજકીય કર્તવ્યો સમજવાની પોતાની અશક્તિને ઢાંકી દેતા હતા, એવી જ રીતે નવીન-'ઈસ્ક્રા'પંથીઓ રાજકીય રીતે **મુક્ત થઈ ગયેલા** સમાજમાં સંઘર્ષો થવા સંબંધી ચવાયેલું કથન દોહરાવીને એ સમાજની રાજકીય **મુક્તિનાં** તાકીદનાં ક્રાંતિકારી કર્તવ્યો સમજવાની પોતાની અશક્તિને ઢાંકી દે છે.

આ અભિવ્યક્તિનું પરીક્ષણ કરીએ: "સમગ્ર રાજશાહી શાસન તથા સામાજિક દરજ્જાઓની પૂરી નાબૂદી". સાદી ભાષામાં રાજશાહીવાદી પદ્ધતિની પૂરી નાબૂદી એટલે લોકશાહીવાદી પ્રજાસત્તાકની સ્થાપના. પરંતુ આપણો ભલો માર્તીનોવ તથા તેના પ્રશંસકો માને છે કે આ અભિવ્યક્તિ બહુ વધારે પડતી સાફ અને સાદી છે. તેઓ તેને "વધારે ગહન" બનાવવાનો તથા વધારે "ચતુરાઈથી" રજૂ કરવાનો આગ્રહ રાખે છે. પરિણામે આપણને એક તરફ તો ગહનગંભીર દેખાવાના હાસ્યાસ્પદ તથા વ્યર્થ પ્રયાસો જોવા મળે છે; અને બીજી તરફ સૂત્રને બદલે વર્ણન, આગેકૂચની પ્રેરક હાકલને બદલે જાણે ભૂતકાળમાં ભટકતી ગમગીન નજરનો દાખલો, જોવા મળે છે. આપણાં મનમાં તત્કાળ પ્રજાસત્તાક માટે લડવા આતુર સજીવ માનવીઓની નહિ પરંતુ સનાતનતામાં રાચતાં અને સવાલને ઊંડા અતીતની દૃષ્ટિએ તપાસતાં કેટલાંય વિલાઈ ગયેલાં મડદાંની છાપ પડે છે.

આગળ જોઈએ: "...મૂડીવાદી આ ક્રાંતિનાં કર્તવ્યોને અમલમાં મૂકવાનું માથે લેનારી કામચલાઉ સરકારે..." અહીંયાં આપણને એકદમ વરતાઈ જાય છે કે સર્વહારા વર્ગના રાજકીય આગેવાનો સમક્ષ ઉપસ્થિત નક્કર સવાલને જ લક્ષમાં લેવાનું સંમેલનમાં ભાગ લેનારાઓ ચૂકી ગયા છે. સામાન્ય રીતે મૂડીવાદી ક્રાંતિનાં લક્ષ્યોને સિદ્ધ કરનારી હારબંધ ભાવિ સરકારોના સવાલ રૂપી આડશને લીધે કામચલાઉ ક્રાંતિકારી સરકારનો નક્કર સવાલ તેમને નજરે પડયો જ નથી.

સવાલનું પરીક્ષણ "ઐતિહાસિક રીતે" કરવું હોય તો યુરોપના કોઈ પણ દેશનું ઉદાહરણ બતાવશે કે મૂડીવાદી ક્રાંતિનાં ઐતિહાસિક લક્ષ્યોને કોઈ રીતે "કામચલાઉ" નહિ એવી હારબંધ સરકારોએ સિદ્ધ કર્યાં હતાં, ક્રાંતિને પરાજિત કરનારી સરકારોને પણ એ પરાજિત ક્રાંતિનાં ઐતિહાસિક લક્ષ્યો સિદ્ધ કરવાં પડયાં હતાં. પરંતુ એ વાત "કામચલાઉ ક્રાંતિકારી સરકારની" નથી. કામચલાઉ ક્રાંતિકારી સરકારનું નામ તો ક્રાંતિકારી યુગની સરકારને આપવામાં આવે છે, ઉથલાવી પાડવામાં આવેલી સરકારનું સ્થાન તત્કાળ લઈ લેનારી અને જનતામાંથી ઉદ્ભવ પામતી કોઈ જાતની પ્રતિનિધિ પરિષદ ઉપર આધારિત નહિ પરંતુ જનતાના વિદ્રોહ ઉપર આધારિત સરકારને આપવામાં આવે છે. કામચલાઉ ક્રાંતિકારી સરકાર સામાન્ય રીતે મૂડીવાદી ક્રાંતિનાં લક્ષ્યોને સિદ્ધ કરવાનું સાધન મુદ્દલ નથી જ, તે તો ક્રાંતિના તાત્કાલિક વિજય માટેના, પ્રતિક્રાંતિના પ્રયત્નોને તત્કાળ મારી હઠાવવાના, સંઘર્ષનું સાધન છે. મૂડીવાદી ક્રાંતિનાં કેટલાં લક્ષ્યો આપણે, અથવા કોઈ એક યા બીજી સરકારે, સિદ્ધ કર્યાં હશે તેનું ચોક્કસ નિર્ધારણ કરવાની બાબત આપણે ભાવિ 'રૂસ્સ્કાયા સ્તારિના'ના[22] ભાવિ ઈતિહાસકારો માટે છોડી દઈએ—ત્રીસ વર્ષ પછી એ કામ કરવા માટે પૂરતો સમય મળી રહેશે; અત્યારે તો આપણે પ્રજાસત્તાકના સંઘર્ષ માટે અને એ સંઘર્ષમાં સર્વહારા વર્ગની અત્યંત સક્રિય સામેલગીરી માટે સૂત્રો રજૂ કરવાનાં છે અને અમલી હિદાયતો આપવાની છે.

અમે રજૂ કરેલાં કારણો ઉપર ટાંકેલા ઠરાવના ઉપરોક્ત વિભાગનાં અંતિમ વિધાનોને પણ બિનસંતોષકારી સાબિત કરી દે છે. કામચલાઉ સરકારે વિરોધી વર્ગો વચ્ચેના પરસ્પર સંઘર્ષનું "નિયમન" કરવું પડશે—આ વિધાન તદ્દન અણઘડ છે, અથવા કઢંગી રીતે રજૂ થયેલું તો છે જ. વર્ગસંઘર્ષનાં સાધનો તરીકેની નહિ પરંતુ તેના "નિયામકો" તરીકેની કામગીરી બજાવનારી સરકારો શક્ય હોવાનો ખ્યાલ આપણી સમક્ષ રજૂ કરનારાં આવાં ઉદારમતવાદી-'ઓસ્વોબોઝદેનિયે' છાપનાં વિધાનો માર્ક્સવાદીઓએ ન કરવાં જોઈએ... સરકારે "ક્રાંતિકારી વિકાસને પ્રવેગ આપવાનો રહેશે એટલું જ નહિ પરંતુ એ વિકાસમાં મૂડીવાદી પદ્ધતિના પાયાઓને જોખમમાં મૂકી દેતી બાબતોનો સામનો પણ કરવાનો રહેશે." પરંતુ ઠરાવ જેના વતી વાત કરે છે એ સર્વહારા વર્ગ જ એવી "બાબત" બની રહે છે! વર્તમાન સમયે "ક્રાંતિકારી વિકાસને પ્રવેગ આપવાનું" (બંધારણવાદી મૂડીદાર વર્ગ જેટલો પ્રવેગ આપવાની ફિકર કરે તેનાથી વધારે પ્રવેગ આપવાનું) કાર્ય સર્વહારા વર્ગે કેવી રીતે કરવું જોઈએ

તેનો કશો નિર્દેશ કરવાને બદલે, મૂડીદાર વર્ગ ક્રાંતિની સિદ્ધિઓની વિરુદ્ધ થઈ જાય ત્યારે મૂડીદાર વર્ગની સામે સંઘર્ષની ચોક્કસ તૈયારીઓ કરવાની સલાહ આપવાને બદલે, આપણી સમક્ષ પ્રક્રિયાનું સામાન્ય વર્ણન રજૂ કરવામાં આવ્યું છે, એવું વર્ણન રજૂ કરવામાં આવ્યું છે કે જેમાં **આપણી** પ્રવૃત્તિનાં નક્કર લક્ષ્યો વિશે કશો જ ઉલ્લેખ નથી. નવીન-'ઈસ્ક્રા'પંથીઓની પોતાના વિચારો વ્યક્ત કરવાની રીત જોઈને દ્વંદ્વાત્મકતાના વિચારોથી વિપરીત પુરાણા ભૌતિકવાદ વિશેનો માર્ક્સનો અભિપ્રાય (તેમણે ફ્યેરબાખ સંબંધી તેમની સુપ્રસિદ્ધ 'થિસિસો'માં રજૂ કરેલો) યાદ આવી જાય છે. માર્ક્સે લખ્યું છે કે ફિલસૂફોએ તો જુદી જુદી રીતે દુનિયાનું **અર્થઘટન** જ કર્યું છે, પરંતુ મુદ્દો તો તેને **પલટાવી** નાખવાનો છે. એવી જ રીતે, નવીન-'ઈસ્ક્રા'પંથીઓ તેમની નજર સામે ચાલી રહેલા સંઘર્ષની પ્રક્રિયાનું સાધારણ કોટિનું વર્ણન તથા ખુલાસો આપી શકે છે, પરંતુ એ સંઘર્ષ માટે ખરું સૂત્ર રજૂ કરવાની આવડત તેમનામાં મુદ્દલ નથી જ. કૂચમાં કાબેલ પરંતુ નમાલા આગેવાનો બની રહેતા એ લોકો, ક્રાંતિની ભૌતિક પૂર્વશરતો સાધી ચૂકેલી તથા પ્રગતિશીલ વર્ગોને મોખરે ગોઠવાઈ ગયેલી પાર્ટીઓ માટે ઇતિહાસમાં ભજવવાની શક્ય તથા આવશ્યક સક્રિય, અગ્રિમ, તથા માર્ગદર્શક ભૂમિકાને અવગણીને, ઇતિહાસની ભૌતિકવાદી વિભાવનાના મહત્ત્વને ઉતારી પાડે છે.

## ૫

## "ક્રાંતિની આગેકૂચ" કેવી રીતે સાધવી જોઈએ?

હવે અમે ઠરાવનો ત્યાર પછીનો વિભાગ ટાંકીશું:

"એવા સંજોગોમાં સામાજિક-લોકશાહીવાદે સમગ્ર ક્રાંતિ દરમિયાન એવું સ્થાન જાળવી રાખવાની જહેમતો કરવી જોઈએ કે જે તેને માટે ક્રાંતિની આગેકૂચ સાધવાની શક્યતા ઉત્તમ રીતે સુનિશ્ચિત બનાવે, મૂડીવાદી પાર્ટીઓની અસંગત અને સ્વાર્થી નીતિ સામેના સંઘર્ષમાં સામાજિક-લોકશાહીવાદના હાથ જકડી ન લે, અને સામાજિક-લોકશાહીવાદને મૂડીવાદી લોકશાહીમાં વિલીન થઈ જવાના અંજામથી ઉગારી લે.

એટલે સામાજિક-લોકશાહીવાદે પોતાને માટે કામચલાઉ સરકારમાં

પૂરી સત્તા કબજે કરી લેવાનું અથવા સત્તાની ભાગીદારી કરવાનું લક્ષ્ય નિર્ધારિત ન કરવું જોઈએ પરંતુ ઉગ્ર ક્રાંતિકારી વિરોધની પાર્ટી બની રહેવું જોઈએ."

ક્રાંતિની આગેકૂચ સાધવાની શક્યતા ઉત્તમ રીતે સુનિશ્ચિત બનાવે એવું સ્થાન ધારણ કરવાની સલાહથી અમને ખરેખર ભારે ખુશી થાય છે. અમારી મંછા તો ફક્ત એટલી જ છે કે સામાજિક-લોકશાહીવાદે ક્રાંતિની અધિક આગેકૂચ અત્યારે, વર્તમાન રાજકીય પરિસ્થિતિમાં, જનતાના પ્રતિનિધિઓની પરિષદ ભરવા સંબંધી અફવાઓ તથા ધારણાઓ તેમ જ વાતો તથા તરકીબોના સમયમાં, સાધવાની રીતનો પ્રત્યક્ષ નિર્દેશ એ સરસ સલાહની સાથે સાથે જ કરવામાં આવે. અત્યારે ક્રાંતિની અધિક આગેકૂચ એવા માણસો સાધી શકે ખરા કે જે જનતા અને ઝાર વચ્ચે "સમાધાન"ના 'ઓસ્વોબોઝદેનિયે' સિદ્ધાંતનું જોખમ સમજી શકતા નથી, બંધારણસભા ભરવાના ખાલી "ફેંસલા"ને વિજય ગણાવે છે, કામચલાઉ ક્રાંતિકારી સરકાર આવશ્યક હોવાના ખ્યાલના સક્રિય પ્રચારનું કર્તવ્ય અપનાવતા નથી, અને લોકશાહીવાદી પ્રજાસત્તાકના સૂત્રને પૃષ્ઠભૂમિમાં છોડી દે છે? એવા માણસો તો હકીકતમાં **ક્રાંતિને પાછળ ખેંચે છે** કારણ કે તેઓ **અમલી રાજકારણના** સંબંધમાં **'ઓસ્વોબોઝદેનિયે'ના** ધોરણની કક્ષાએ જ અટકી ગયા છે. ક્રાંતિના સમયમાં પાર્ટીનાં વર્તમાન તથા તાકીદનાં કર્તવ્યો નિરૂપિત કરતા કાર્યનીતિ સંબંધી ઠરાવમાંથી પ્રજાસત્તાક માટેના સંઘર્ષના સૂત્રને જ તેઓ બકાત રાખતા હોય તો પછી આપખુદશાહીની જગ્યાએ પ્રજાસત્તાક સ્થાપવાની માંગ ઉઠાવતા કાર્યક્રમની તેમના તરફની સ્વીકૃતિ શા કામની છે? હકીકતમાં તો 'ઓસ્વોબોઝદેનિયે'ના ધોરણની, બંધારણવાદી મૂડીદાર વર્ગના ધોરણની, વિશિષ્ટતા હવે એ હકીકતમાં અંકિત થઈ છે કે પ્રજાકીય બંધારણસભા ભરવાના ફેંસલાને નિર્ણાયક વિજય ગણાવવામાં આવે છે અને કામચલાઉ ક્રાંતિકારી સરકાર તેમ જ પ્રજાસત્તાકના વિષયમાં ડહાપણભરી ચુપકી સેવવામાં આવે છે! ક્રાંતિની **આગેકૂચ** સાધવી હોય, રાજશાહીવાદી મૂડીદાર વર્ગ તેને જેટલે સુધી લઈ જાય છે એ સીમાઓની પાર તેને આગળ ધપાવવી હોય, તો આવશ્યક છે કે મૂડીવાદી લોકશાહીની "અસંગતતા"ને **બકાત રાખે** એવાં સૂત્રોને સક્રિય રીતે રજૂ કરવામાં આવે, ભારપૂર્વક જાહેર કરવામાં આવે, અને મોખરે આણવામાં આવે. વર્તમાન સમયે એવાં સૂત્રો **માત્ર બે** જ છે: ૧) કામચલાઉ ક્રાંતિકારી સરકાર, અને ૨) પ્રજાસત્તાક, કારણ કે પ્રજાકીય

3*

બંધારણસભાનું સૂત્ર તો રાજશાહીવાદી મૂડીદાર વર્ગે સ્વીકારી લીધું છે ('ઓસ્વોબોઝદેનિયે લીગ'નો* કાર્યક્રમ જુઓ); અને ચોક્કસ એવા આશયે જ સ્વીકારી લીધું છે કે ક્રાંતિનું ચેતન હરી લેવામાં આવે, તેનો સંપૂર્ણ વિજય અટકાવી દેવામાં આવે, તથા મોટા મૂડીદાર વર્ગ માટે ઝારશાહી જોડે ફેરિયા જેવો સોદો કરી લેવાનું શક્ય બની જાય. અને હવે આપણે જોઈએ છીએ કે જે બે જ સૂત્રો ક્રાંતિની આગેકૂચ સાધવાનું સામર્થ્ય ધરાવે છે તેમાંથી પ્રજાસત્તાકના સૂત્રને સંમેલને તદ્દન વિસારે પાડી દીધું છે, અને કામચલાઉ ક્રાંતિકારી સરકારના સૂત્રને સાફ રીતે પ્રજાકીય બંધારણસભાના 'ઓસ્વોબોઝદેનિયે' સૂત્રની જોડે સમાન કક્ષાએ મૂકી દીધું છે, એક તથા બીજા બેઉ સૂત્રોને "ક્રાંતિના નિર્ણાયક વિજય" તરીકે ગણાવ્યાં છે!!

ખરેખર, નિર્વિવાદ હકીકત એવી જ છે, અને અમને ખાતરી છે કે રશિયન સામાજિક-લોકશાહીવાદી આંદોલનના ભાવિ ઈતિહાસકાર માટે તે મહત્ત્વની હકીકત બની રહેશે. ૧૯૦૫ના મે માસમાં ભરવામાં આવેલા સામાજિક-લોકશાહીવાદીઓના સંમેલનમાં એવો ઠરાવ અપનાવવામાં આવ્યો છે કે જેમાં લોકશાહીવાદી ક્રાંતિની આગેકૂચ સાધવા સંબંધી મઝાના શબ્દોનો ગંજ ખડકેલો છે પરંતુ જે વાસ્તવમાં તો એ ક્રાંતિને પાછળ ખેંચે છે અને રાજશાહીવાદી મૂડીદાર વર્ગનાં લોકશાહીવાદી સૂત્રોથી જરાક સરખોયે આગળ જતો નથી.

નવીન-'ઈસ્ક્રા'પંથીઓને અમારી ઉપર એવો આક્ષેપ લગાવવાનું બહુ ગમે છે કે સર્વહારા વર્ગ મૂડીવાદી લોકશાહીમાં વિલીન થઈ જવાના જોખમને અમે અવગણીએ છીએ. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસમાં અપનાવવામાં આવેલા ઠરાવોના આધારે એ આક્ષેપને ખરો સાબિત કરવા તૈયાર થાય એવો એક પણ માણસ હોય તો અમારે જોવો છે. અમારા વિરોધીઓને અમારો જવાબ આવો છે—મૂડીવાદી સમાજમાં પ્રવૃત્તિ ચલાવતી સામાજિક-લોકશાહીવાદી પાર્ટી અમુક પ્રસંગોમાં મૂડીવાદી લોકશાહીવાદની **જોડાજોડ** કૂચકદમ કર્યા વગર રાજકારણમાં ભાગ ન જ લઈ શકે. આ સંબંધમાં આપણી વચ્ચેનો તફાવત એ છે કે અમે ક્રાંતિકારી તથા પ્રજાસત્તાકપંથી મૂડીદાર વર્ગની જોડાજોડ, તેની સાથે ભળી ગયા વગર, કૂચ કરીએ છીએ; પરંતુ તમે **ઉદારમતવાદી તથા રાજશાહીવાદી મૂડીદાર વર્ગની** જોડાજોડ, તેની સાથે ભળી ગયા વગર જ, કૂચ કરો છો. **પરિસ્થિતિ એવી છે.**

---

*જુઓ ટિપ્પણી નં. ૬.—સં.

સંમેલનના નામે તમે નિરૂપેલાં કાર્યનીતિ સંબંધી સૂત્રો 'બંધારણીય-લોકશાહીવાદી' પાર્ટીનાં, અર્થાત્ **રાજશાહીવાદી મૂડીદાર વર્ગની પાર્ટીનાં**, સૂત્રો જોડે **બંધબેસતાં** છે; વધુમાં, એવા મેળને તમે પારખી કે સમજી પણ નથી શક્યા, અને એ રીતે તમે વાસ્તવમાં **'ઓસ્વોબોઝ્દેનિયે' બિરાદરીની પાછળ પાછળ** ઘસડાઈ રહ્યા છો.

રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના નામે અમે નિરૂપેલાં કાર્યનીતિ સંબંધી સૂત્રો લોકશાહીવાદી-ક્રાંતિકારી તથા પ્રજાસત્તાકપંથી મૂડીદાર વર્ગનાં સૂત્રો જોડે બંધબેસતાં છે. રશિયામાં એ મૂડીદાર વર્ગ તથા નિમ્ન-મૂડીવાદી વર્ગે પોતાની મોટી પ્રજાકીય પાર્ટીની સ્થાપના હજુ નથી કરી.* પરંતુ રશિયામાં હાલ જે કંઈ બની રહ્યું છે તેને વિશે તદ્દન અજાણ માણસ જ એવી પાર્ટીનાં તત્ત્વોના અસ્તિત્વ વિશે શંકા ઉઠાવી શકે. અમારી નેમ કેવળ સામાજિક-લોકશાહીવાદી પાર્ટી તરફથી સંગઠિત સર્વહારા વર્ગને જ નહિ પરંતુ (મહાન રશિયન ક્રાંતિ પ્રગતિ સાધે તો) અમારી જોડાજોડ કૂચ કરવાની શક્તિ ધરાવતા એ નિમ્ન-મૂડીવાદી વર્ગને પણ માર્ગદર્શન પૂરું પાડવાની છે.

સંમેલન પોતાના ઠરાવ મારફત અજાણ્યે જ ઉદારમતવાદી તથા રાજશાહીવાદી મૂડીદાર વર્ગની કક્ષાએ **ઊતરી ગયું** છે. પાર્ટી કૉંગ્રેસે પોતાના ઠરાવ મારફત ક્રાંતિકારી લોકશાહીવાદનાં એવાં તત્ત્વોને પોતાની ઉન્નત કક્ષાએ **ચડાવી દીધાં** છે કે જે દલાલોનું કામ કરવાની નહિ પરંતુ સંઘર્ષ લડવાની શક્તિ ધરાવે છે.

એવાં તત્ત્વો મોટે ભાગે કિસાનોમાં જોવા મળે છે. મોટાં સામાજિક જૂથોનું વર્ગીકરણ તેમની રાજકીય વૃત્તિઓ અનુસાર કરવામાં આપણે ગંભીર ભૂલના જોખમ વગર ક્રાંતિકારી તથા પ્રજાસત્તાકપંથી લોકશાહીવાદને કિસાન સમુદાયો જોડે સાંકળી શકીએ—અલબત્ત જેવા અર્થમાં, જેવા ખ્યાલો મુજબ, અને જેવા સૂચિત સંજોગોમાં આપણે કામદાર વર્ગને સામાજિક-લોકશાહીવાદની જોડે સાંકળી શકીએ એવા જ અર્થમાં, એવા જ ખ્યાલો મુજબ, અને એવા જ સૂચિત સંજોગોમાં. આપણા નિષ્કર્ષને આપણે બીજા શબ્દોમાં નીચે મુજબ

---

*'સમાજવાદી-ક્રાંતિકારીઓ' એવી પાર્ટીનું બીજાંકુર રૂપ નહિ પરંતુ બુદ્ધિજીવીઓનું ત્રાસવાદી જૂથ છે, જોકે એ જૂથની પ્રવૃત્તિઓનું વસ્તુગત મહત્ત્વ ક્રાંતિકારી તથા પ્રજાસત્તાકપંથી મૂડીદાર વર્ગનાં લક્ષ્યો સિદ્ધ કરવાના એ જ કર્તવ્યને અનુરૂપ ગણાવી શકાય.

પણ નિરૂપી શકીએ: ક્રાંતિકારી સમયમાં સંમેલન તેનાં **અખિલ રાષ્ટ્રીય*** **રાજકીય સૂત્રો** મારફત અજાણ્યે જ **જમીનદારોના સમૂહની કક્ષાએ ઊતરી** ગયું છે. પાર્ટી કૉંગ્રેસે તેના અખિલ રાષ્ટ્રીય રાજકીય સૂત્રો મારફત **કિસાનોના સમુદાયોને ઉન્નત ક્રાંતિકારી કક્ષાએ પહોંચાડી દીધા** છે. આવા નિષ્કર્ષને કારણે અમારી ઉપર વિરોધાભાસના શોખનો આક્ષેપ મૂકનારા કોઈ પણ માણસને અમે નીચે મુજબનો પડકાર કરીએ છીએ: તે સામે આવીને અમારા એવા વિધાનને ખોટું સાબિત કરી દે કે જો આપણે ક્રાંતિની સફળ પરિસમાપ્તિ સાધવા માટે પૂરતી તાકાત ન ધરાવતા હોઈએ, ક્રાંતિ 'ઓસ્વોબોઝદેનિયે' અર્થમાં જ—એટલે કે ઝાર તરફથી ભરવામાં આવતી અને માત્ર ઉપહાસમાં જ બંધારણસભા કહી શકાય એવી પ્રતિનિધિ પરિષદના રૂપનાં જ—"નિર્ણાયક વિજય"માં **પરિણમે**, તો એવી ક્રાંતિ **જમીનદાર તથા મોટા મૂડીદાર** તત્ત્વનું વર્ચસ્વ ધરાવતી ક્રાંતિ જ બની રહેશે. બીજી તરફ, જો આપણે ખરેખરી મહાન ક્રાંતિમાંથી પસાર થવાનું ભાવિ ધરાવતા હોઈએ, ઈતિહાસ આ વેળાએ "કસુવાવડ" ન થવા દે, આપણે ક્રાંતિની સફળ પરિસમાપ્તિ—તેનો 'ઓસ્વોબોઝદેનિયે' કે નવીન-'ઈસ્ક્રા'ના અર્થમાં નહિ પરંતુ ખરેખરો નિર્ણાયક વિજય—સાધવા માટે પૂરતી તાકાત ધરાવતા હોઈએ, તો એવી ક્રાંતિ કિસાન તથા સર્વહારા તત્ત્વનું વર્ચસ્વ ધરાવતી ક્રાંતિ બની રહેશે.

એવા વર્ચસ્વ સંબંધી અમારા વિધાનનો અર્થ કોઈ લોકો કદાચ એવો તારવે કે પ્રસ્તુત ક્રાંતિના મૂડીવાદી રૂપલક્ષણને અમે નકારી કાઢીએ છીએ. 'ઈસ્ક્રા'માં એ વિભાવનાનો કેવો ગેરઉપયોગ કરવામાં આવ્યો છે તેને લક્ષમાં લેતાં એવો સંભવ ચોક્કસ છે જ. એટલે એ સવાલની છણાવટ બહુ જરૂરી છે.

## ૬

## અસંગત મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષમાં સર્વહારા વર્ગ માટે પોતાના હાથ બંધાઈ જવાનું જોખમ કઈ દિશાએથી ઊભું થાય છે?

માર્ક્સવાદીઓ રશિયન ક્રાંતિના મૂડીવાદી રૂપલક્ષણ વિશે પાકી પ્રતીતિ ધરાવે છે. તેનો અર્થ કેવો નીકળે છે? એવો કે રશિયામાં આવશ્યક બની ગયેલા

---

*અહીંયાં અમારો નિર્દેશ બીજા ઠરાવોમાં નિરૂપિત ખાસ કિસાન સૂત્રો પ્રત્યે નથી.

રાજકીય પદ્ધતિ સંબંધી સુધારાઓ તેમ જ સામાજિક તથા આર્થિક સુધારાઓથી જ કંઈ મૂડીવાદના પાયા કમજોર નહિ બને, મૂડીવાદી શાસનના પાયા કમજોર નહિ બને; એથી ઊલટું, એ સુધારાઓથી પહેલી જ વાર મૂડીવાદના એશિયાઈ નહિ પણ યુરોપીય બહોળા તથા ઝડપી વિકાસનો માર્ગ ખરેખર મોકળો બનશે; એ સુધારાઓથી પહેલી જ વાર મૂડીદાર વર્ગ માટે એક વર્ગ તરીકે શાસન ચલાવવાનું શક્ય બનશે. સમાજવાદી-ક્રાંતિકારીઓ આ વાત સમજી શકતા નથી કારણ કે તેઓ પણ્ય તથા મૂડીવાદી ઉત્પાદનના વિકાસના નિયમોનો કક્કો પણ જાણતા નથી; તેઓ સમજી શકતા નથી કે કિસાન વિદ્રોહની સંપૂર્ણ સફળતા પણ, કિસાનોની તરફેણમાં અને કિસાનોની મંછાઓ મુજબ બધી જમીનની નવેસરથી વહેંચણી ("સામાન્ય રીતે નવેસર વહેંચણી" અથવા એવું જ કંઈક) પણ, મૂડીવાદની નાબૂદીમાં નહિ પરિણમે બલકે એથી ઊલટું મૂડીવાદના વિકાસને પ્રવેગ આપશે અને ખુદ કિસાનપ્રજાનું વર્ગીય વિઘટન ઝડપી બનાવી દેશે. આ તથ્યને સમજવાની અશક્તિને કારણે સમાજવાદી-ક્રાંતિકારીઓ ખુદ કશા ખ્યાલ વગર નિમ્ન-મૂડીવાદી વર્ગના વિચારકો બની રહે છે. આ તથ્યનો આગ્રહ રાખવાની બાબત સામાજિક-લોકશાહીવાદ માટે કેવળ સિદ્ધાંતની દૃષ્ટિએ જ નહિ પરંતુ અમલી રાજકારણની દૃષ્ટિએ પણ પારાવાર મહત્ત્વની છે કારણ કે તેમાંથી નીકળતા તારણ મુજબ સર્વહારા વર્ગની પાર્ટીની પૂરેપૂરી વર્ગીય સ્વતંત્રતા વર્તમાન "સામાન્ય લોકશાહીવાદી" આંદોલનમાં અનિવાર્ય શરત છે.

પરંતુ તેમાંથી એવું તારણ કોઈ રીતે નથી નીકળતું કે **લોકશાહીવાદી** ક્રાંતિ (સામાજિક તથા આર્થિક સારતત્ત્વની દૃષ્ટિએ મૂડીવાદી) વિશે સર્વહારા વર્ગ ભારે ઉત્સુકતા ન ધરાવતો હોય. તેમાંથી એવું તારણ નથી નીકળતું કે લોકશાહીવાદી ક્રાંતિ બેઉ રૂપોમાં—મુખ્યત્વે મોટા મૂડીદારને, નાણાસમ્રાટને, તથા "સુજાણ" જમીનદારને લાભદાયક રૂપમાં તેમ જ કિસાન તથા કામદારને લાભદાયક રૂપમાં—ન થઈ શકે.

ક્રાંતિના એક પ્રકાર તરીકે મૂડીવાદી ક્રાંતિના મર્મ તથા મહત્ત્વને નવીન-'ઈસ્ક્રા'પંથીઓ તદ્દન ગલત રીતે સમજે છે. તેમની દલીલોમાં ઓતપ્રોત ખ્યાલ એવો છે કે મૂડીવાદી ક્રાંતિ એટલે માત્ર મૂડીદાર વર્ગને જ લાભદાયક હોય એવી ક્રાંતિ. પરંતુ એવા ખ્યાલથી વધારે ભૂલભરેલો બીજો કોઈ ખ્યાલ શક્ય જ નથી. મૂડીવાદી ક્રાંતિ એટલે મૂડીવાદી—અર્થાત્ મૂડીવાદી સંબંધો ઉપર આધારિત—સામાજિક-આર્થિક પદ્ધતિના માળખાથી વેગળી ન જનારી ક્રાંતિ. મૂડીવાદી ક્રાંતિમાં મૂડીવાદી વિકાસની જરૂરિયાતો વ્યક્ત થાય છે, અને તે

મૂડીવાદના પાયાઓને ખતમ નથી કરી નાખતી બલકે એથી ઊલટું મૂડીવાદના પાયાઓને વિસ્તારે છે તથા વધારે મજબૂત બનાવે છે. એટલે એ ક્રાંતિ કેવળ કામદાર વર્ગનાં હિતોને જ નહિ પરંતુ સમગ્ર મૂડીદાર વર્ગનાં હિતોને પણ વ્યક્ત કરે છે. મૂડીવાદી સમાજમાં કામદાર વર્ગની ઉપર મૂડીદાર વર્ગનું શાસન અનિવાર્ય હોવાથી જરૂર એમ કહી શકાય કે મૂડીવાદી ક્રાંતિ જેટલા પ્રમાણમાં મૂડીદાર વર્ગનાં હિતોને વ્યક્ત કરે છે એટલા પ્રમાણમાં સર્વહારા વર્ગનાં હિતોને વ્યક્ત નથી કરતી. પરંતુ મૂડીવાદી ક્રાંતિ સર્વહારા વર્ગનાં હિતોને જરાય વ્યક્ત ન કરતી હોવાનો ખ્યાલ તો સાવ બેહૂદો જ છે. એ બેહૂદા ખ્યાલનું સારતત્ત્વ તારવવામાં આવે તો તે કાં તો જૂના જમાનાનો એવો નરોદવાદી સિદ્ધાંત બની રહે છે કે મૂડીવાદી ક્રાંતિ સર્વહારા વર્ગનાં હિતોથી વિપરીત છે એટલે આપણને મૂડીવાદી રાજકીય આઝાદીની જરૂર જ નથી; અથવા તે મૂડીવાદી રાજકારણમાં, મૂડીવાદી ક્રાંતિમાં, અથવા મૂડીવાદી સંસદ પ્રણાલીમાં સર્વહારા વર્ગની કશી સામેલગીરીને નકારી કાઢતો અરાજકતાવાદ બની રહે છે. સિદ્ધાંતની દૃષ્ટિએ જોઈએ તો એ ખ્યાલ પણ્ય ઉત્પાદનના આધારે મૂડીવાદી વિકાસની અનિવાર્યતાના સંબંધમાં માર્ક્સવાદનાં મૂળભૂત વિધાનોને અવગણે છે. માર્ક્સવાદ આપણને શીખવે છે કે પણ્ય ઉત્પાદન ઉપર આધારિત અને સભ્ય મૂડીવાદી રાષ્ટ્રો જોડે વાણિજ્ય સંબંધો ધરાવતો સમાજ તેના વિકાસની અમુક કક્ષાએ અનિવાર્ય રીતે મૂડીવાદનો પંથ અપનાવે જ છે. માર્ક્સવાદ એવા નરોદવાદી તથા અરાજકતાવાદી લવારાથી અફર રીતે અળગો થઈ ગયો છે કે, દાખલા તરીકે, રશિયા મૂડીવાદી વિકાસથી વેગળું રહીને આગળ વધી શકે, મૂડીવાદથી બચી રહી શકે, અથવા મૂડીવાદના જ આધારે તથા મૂડીવાદના જ માળખાની અંદર વર્ગસંઘર્ષ સિવાય બીજી કોઈ રીતે ઠેકડો મારીને મૂડીવાદને પાર કરી શકે.

માર્ક્સવાદના એ બધા સિદ્ધાંતો સામાન્ય રૂપે તેમ જ રશિયાના સંબંધમાં વિશેષ રૂપે સાબિત કરી દેવામાં તથા ઝીણવટથી સમજાવવામાં આવ્યા છે. અને એ સિદ્ધાંતોમાંથી ફલિત થાય છે કે મૂડીવાદના અધિક વિકાસ સિવાય બીજા કશામાં કામદાર વર્ગની મુક્તિ ખોળવાનો ખ્યાલ **પ્રત્યાઘાતી** છે. રશિયા જેવા દેશમાં કામદાર વર્ગને મૂડીવાદના અપૂરતા વિકાસને કારણે જેટલું વેઠવું પડે છે એટલું મૂડીવાદને કારણે નથી વેઠવું પડતું. એટલે કામદાર વર્ગ મૂડીવાદના વધારેમાં વધારે બહોળા, વધારેમાં વધારે મુક્ત, અને અત્યંત ઝડપી વિકાસ અંગે **તદ્દન ચોક્કસ રીતે ઉત્સુકતા ધરાવે** છે. મૂડીવાદના બહોળા, મુક્ત, અને ઝડપી વિકાસને અવરોધનારા પુરાણી પદ્ધતિના અવશેષોનો ખાતમો કામદાર

વર્ગ માટે સર્વથા **લાભદાયક છે**. મૂડીવાદી ક્રાંતિ ચોક્કસ રૂપે એવી ઊથલપાથલ છે કે જે ભૂતકાળના અવશેષોને, ખેતગુલામીની પ્રથાના (જેમાં કેવળ આપખુદશાહી જ નહિ પરંતુ રાજશાહી પણ સામેલ છે) અવશેષોને, સાફ કરી નાખે છે તેમ જ મૂડીવાદના વધારેમાં વધારે બહોળા, વધારેમાં વધારે મુક્ત, અને અત્યંત ઝડપી વિકાસની તદ્દન પૂરી ખાતરી ઊભી કરે છે.

એટલે **મૂડીવાદી** ક્રાંતિ **સર્વહારા વર્ગ માટે અધિકતમ પ્રમાણમાં લાભદાયક** છે. સર્વહારા વર્ગનાં હિતોની દૃષ્ટિએ મૂડીવાદી ક્રાંતિ **તદ્દન** આવશ્યક છે. મૂડીવાદી ક્રાંતિ જેમ જેમ વધારે પરિપૂર્ણ, મક્કમ, તથા સુસંગત બનતી જાય તેમ તેમ સર્વહારા વર્ગનો મૂડીદાર વર્ગ સામેનો તથા સમાજવાદ માટેનો સંઘર્ષ વધારે ખાતરીબંધ બનતો જાય. વૈજ્ઞાનિક સમાજવાદનો કક્કોયે ન જાણતા હોય એવા માણસો જ આ નિષ્કર્ષને નવો, વિચિત્ર અથવા વિરોધાભાસી ગણાવી શકે. અને એ નિષ્કર્ષમાંથી બીજી બાબતોની સાથે સાથે એવી થિસિસ ફલિત થાય છે કે **અમુક દૃષ્ટિએ** મૂડીવાદી ક્રાંતિ મૂડીદાર વર્ગ કરતાં સર્વહારા વર્ગ માટે **વધારે લાભદાયક હોય** છે. આ થિસિસ નીચે મુજબના અર્થમાં નિ:શંક ખરી છે: મૂડીદાર વર્ગ માટે સર્વહારા વર્ગની વિરુદ્ધ ભૂતકાળના અમુક અવશેષો ઉપર આધાર રાખવાનું લાભદાયક છે—દાખલા તરીકે રાજશાહી, સ્થાયી સેના, વગેરે. મૂડીદાર વર્ગ માટે એવી પરિસ્થિતિ લાભદાયક છે કે જેમાં મૂડીવાદી ક્રાંતિ ભૂતકાળના સઘળા અવશેષોને તદ્દન મક્કમપણે ખતમ ન કરી નાખે પરંતુ તેમાંથી કેટલાકને બચાવી રાખે—એટલે કે એ ક્રાંતિ સર્વથા સુસંગત ન બની રહે, પરિપૂર્ણ ન બની રહે, મક્કમ તથા બેરહમ ન બની રહે. સામાજિક-લોકશાહીવાદીઓ ઘણી વાર આ ખ્યાલને જરાક જુદી રીતે વ્યક્ત કરીને જાહેર કરતા હોય છે કે મૂડીદાર વર્ગ ખુદ પોતાનો જ દ્રોહ કરે છે, મૂડીદાર વર્ગ મુક્તિના ધ્યેયનો દ્રોહ કરે છે, મૂડીદાર વર્ગ સુસંગત રીતે લોકશાહીવાદી બની રહેવા અસમર્થ છે. મૂડીદાર વર્ગ માટે એવી પરિસ્થિતિ વધારે લાભદાયક છે કે મૂડીવાદી લોકશાહીની દિશામાં આવશ્યક પરિવર્તનો વધારે ધીમા વેગે, વધારે ક્રમબદ્ધ રીતે, વધારે સાવચેતીથી, ઓછી દૃઢતાથી, અને ક્રાંતિ મારફત નહિ પરંતુ સુધારાઓ મારફત કરવામાં આવે; એવાં પરિવર્તનો ખેતગુલામીની પ્રથાની "સંમાન્ય" સંસ્થાઓને (રાજશાહી જેવી) સલામત રાખે; એવાં પરિવર્તનો સાધારણ લોકોની—એટલે કે કિસાનપ્રજાની તથા ખાસ કરીને કામદારોની—સ્વતંત્ર ક્રાંતિકારી પ્રવૃત્તિ, પહેલકદમી, તથા શક્તિને બને એટલી ઓછી વિકસાવે કારણ કે એમ ન થાય તો, ફ્રેંચ લોકોના કથન મુજબ, કામદારો માટે

"બંદૂક એક ખભેથી બીજે ખભે ગોઠવી દેવાનું" વધારે સહેલું બની જાય, અર્થાત્ મૂડીવાદી ક્રાંતિથી તેમને મળનારું હથિયાર — ક્રાંતિથી મળનારી આઝાદી અને ખેતગુલામીની પ્રથા સાફ થઈ જતાં ફૂટી નીકળનારી લોકશાહીવાદી સંસ્થાઓ — મૂડીદાર વર્ગની સામે જ તાકવાનું તેમને માટે વધારે સહેલું બની જાય.

બીજી તરફ, કામદાર વર્ગ માટે એવી પરિસ્થિતિ વધારે લાભદાયક છે કે મૂડીવાદી લોકશાહીની દિશામાં આવશ્યક પરિવર્તનો સુધારા મારફત નહિ પરંતુ ક્રાંતિ મારફત થાય કારણ કે સુધારાની રીત ટાળાટાળની, ઢીલની, અને રાષ્ટ્રીય તંત્રનાં સડી ગયેલાં અંગોના પીડાકારી મંદ વિલયનની રીત છે. એવા સડાને લીધે સૌપ્રથમ અને સૌથી વધારે તો સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજાને જ સહન કરવું પડે છે. ક્રાંતિકારી માર્ગ સત્વર અંગછેદનનો હોવાથી સર્વહારા વર્ગ માટે ઓછામાં ઓછો પીડાકારી છે, સડી ગયેલા ભાગને તત્કાળ હઠાવી દેવાનો માર્ગ છે, રાજાશાહી તેમ જ તેની સાથે સંકળાયેલી ઘૃણાસ્પદ, અધમ સડેલી, તથા ઝેરીલી સંસ્થાઓ અંગે ઓછામાં ઓછો ખ્યાલ કે દરકાર રાખવાનો માર્ગ છે.

એટલે આપણા મૂડીવાદી-ઉદારમતવાદી અખબારો ક્રાંતિકારી માર્ગની શક્યતાને વખોડી કાઢે છે, ક્રાંતિથી ડરે છે, ઝારને ક્રાંતિનો હાઉ દેખાડીને ડરાવવાની કોશિશ કરે છે, ક્રાંતિને ટાળવાની મહેનત કરે છે, અને સુધારાવાદી માર્ગના પાયા તરીકે કંગાલ સુધારાઓને ખાતર નાક ઘસે છે તથા ખુશામત કરે છે તેનું કારણ કેવળ સેન્સરશિપ નથી, કેવળ "યહૂદીઓની બીક" નથી. એવા ધોરણમાં કેવળ 'રૂસ્સ્કીયે વેદોમોસ્તી'[23], 'સીન ઓતેચેસ્ત્વા'[24], 'નાશા ઝીઝ્ન'[25], તથા 'નાશી દ્‌ની'[26] જ નહિ પરંતુ ગેરકાનૂની, સેન્સરશિપથી મુક્ત 'ઓસ્વોબોઝદેનિયે' પણ સહભાગી છે. મૂડીવાદી સમાજમાં મૂડીદાર વર્ગની વર્ગ તરીકેની સ્થિતિ જ લોકશાહીવાદી ક્રાંતિમાં તેની અસંગતતા અનિવાર્ય બનાવી દે છે. સર્વહારા વર્ગની વર્ગ તરીકેની સ્થિતિ જ તેને સુસંગત રીતે લોકશાહીવાદી બની રહેવાની ફરજ પાડે છે. સર્વહારા વર્ગને વધારે તાકાતવાન બનાવી દેવાનું જોખમ ઊભું કરતી લોકશાહીવાદી પ્રગતિની બીકને લીધે મૂડીદાર વર્ગ પાછળ નજર માંડે છે. સર્વહારા વર્ગ પાસે ગુમાવવાનું તો પોતાની બેડીઓ સિવાય બીજું કશું જ નથી, પરંતુ લોકશાહીની મદદ વડે જીતી લેવા આખી દુનિયા તેની સામે પડી છે. એટલે જ મૂડીવાદી ક્રાંતિ લોકશાહીવાદી રૂપાંતરો સાધવામાં જેમ જેમ વધારે સુસંગત બનતી જાય તેમ તેમ એકલા મૂડીદાર વર્ગને લાભદાયક બાબતો પૂરતી તેની મર્યાદાઓ ઓછી થતી જાય. મૂડીવાદી ક્રાંતિ જેમ જેમ વધારે સુસંગત બનતી જાય તેમ તેમ સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજા માટે લોકશાહીવાદી ક્રાંતિના ફાયદાઓની વધારે ગૅરંટી ઊભી કરતી જાય.

માર્ક્સવાદ સર્વહારાને શીખવે છે કે મૂડીવાદી ક્રાંતિથી અળગા ન રહેવું, તેની તરફ ઉદાસીનતા ન રાખવી, ક્રાંતિની આગેવાની મૂડીદાર વર્ગના હાથમાં ન જવા દેવી, પરંતુ એથી ઊલટું તેમાં અત્યંત જુસ્સાથી ભાગ લેવો, સુસંગત સર્વહારા લોકશાહીવાદ માટે અત્યંત દૃઢતાથી લડવું, ક્રાંતિને અંતિમ કક્ષાએ પહોંચાડી દેવાની જહેમતો કરવી. આપણે રશિયન ક્રાંતિની મૂડીવાદી-લોકશાહીવાદી સીમાઓની બહાર ન જઈ શકીએ, પરંતુ આપણે એ સીમાઓને ખૂબ ખૂબ વિસ્તારી શકીએ, અને એ સીમાઓની અંદર આપણે સર્વહારા વર્ગનાં હિતો ખાતર, તેની તાત્કાલિક જરૂરિયાતો ખાતર, તેમ જ ભાવિ સંપૂર્ણ વિજય માટે તેના બળોનું ઘડતર શક્ય બનાવે એવા સંજોગો પેદા કરવા ખાતર લડી શકીએ અને લડવું જ જોઈએ. મૂડીવાદી લોકશાહીવાદ તો તરેહવાર હોય છે. ઉપલા ભવનની હિમાયત કરનારો અને સાર્વજનીન મતાધિકારની "માગણી" કરનારો પરંતુ છળ કરીને ચોરીછૂપીથી ઝારશાહીની જોડે મર્યાદિત બંધારણનો સોદો કરી લેનારો 'ઝેમ્સ્ત્વો'[27] રાજશાહીવાદી પણ મૂડીવાદી લોકશાહીવાદી હોય છે. જમીનદારો તથા સરકારી અમલદારોની સામે હથિયાર ઉઠાવનારો અને "ભોળી પ્રજાસત્તાકપંથી" ભાવનાથી "ઝારની હકાલપટ્ટી"ની દરખાસ્ત કરનારો કિસાન પણ મૂડીવાદી લોકશાહીવાદી હોય છે. જાતજાતનાં મૂડીવાદી-લોકશાહીવાદી શાસનો હોય છે—જર્મનીમાં છે એવું અને ઇંગ્લૅંડમાં છે એવું પણ, ઑસ્ટ્રિયામાં છે એવું અને અમેરિકા તથા સ્વિટ્ઝરલૅંડમાં છે એવાં પણ. એવો માણસ તો ખરેખર મઝાનો માર્ક્સવાદી ગણાય કે જે લોકશાહીવાદી ક્રાંતિના સમયમાં લોકશાહીવાદનાં પ્રમાણો વચ્ચેના તફાવતને તેમ જ તેનાં રૂપો વચ્ચેના તફાવતને પારખી ન શકે અને પોતાને એવા મતલબનાં "ચતુરાઈભર્યાં" કથનો પૂરતો સીમિત રાખે કે આખર તો આ "મૂડીવાદી ક્રાંતિ" છે, "મૂડીવાદી ક્રાંતિ"નું ફળ છે.

વાસ્તવમાં પોતાની ટૂંકી નજરનું મગરૂરીથી પ્રદર્શન કરી રહેલા આપણા નવીન-'ઈસ્ક્રા'પંથીઓ બરાબર એવા જ ચતુર માણસો છે. અસંગત મૂડીવાદી લોકશાહીવાદ અને સુસંગત સર્વહારા લોકશાહીવાદ વચ્ચેના તફાવતને રહેવા દઈએ તોયે જ્યારે અને જ્યાં પ્રજાસત્તાકપંથી-ક્રાંતિકારી અને રાજશાહીવાદી-ઉદારમતવાદી મૂડીવાદી લોકશાહીવાદ વચ્ચેનો તફાવત પારખી લેવાનું જરૂરી હોય છે ત્યારે અને ત્યાં જ તેઓ મૂડીવાદી ક્રાંતિના રૂપલક્ષણ સંબંધી વાદવિવાદ પૂરતા જ સીમિત રહી જાય છે. તેઓ જાણે ખરેખર "ખોખામાં ભરાઈ રહેતો આદમી"[28] જેવા બની ગયા હોય એમ "વિરોધી વર્ગોના પરસ્પર સંઘર્ષની

પ્રક્રિયા" સંબંધી ગમગીન વાતો કરીને સંતોષ માની લે છે, જ્યારે હકીકતમાં સવાલ તો છે વર્તમાન ક્રાંતિમાં **લોકશાહીવાદી આગેવાની** પૂરી પાડવાનો, મિસ્ટર સ્રૂવે અને કંપનીનાં વિશ્વાસઘાતી સૂત્રોથી તદ્દન નિરાળાં **પ્રગતિશીલ લોકશાહીવાદી** સૂત્રો ભારપૂર્વક જાહેર કરવાનો, જમીનદારો તથા કારખાનદારોની ઉદારમતવાદી સોદાબાજીથી તદ્દન નિરાળા સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજાના ખરેખરા ક્રાંતિકારી સંઘર્ષનાં તાત્કાલિક લક્ષ્યો ખુલ્લી અને સાફ રીતે રજૂ કરવાનો. સજ્જનો, તમારી સમજણમાં ન ઊતરેલું બાબતનું સારતત્ત્વ આવું છે: આપણી ક્રાંતિ ખરેખરી જબ્બર ફતેહમાં પરિણમશે કે ખાલી કંગાલ સોદામાં પરિણમશે? તે સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી સુધી આગેકૂચ કરશે કે શીપોવ છાપના ઉદારમતવાદી બંધારણ સુધીમાં જ તેની "તાકાત ઓસરી જશે"?

પહેલી નજરે કદાચ એમ લાગે કે આવો સવાલ ઉઠાવવામાં અમે વિષયથી તદ્દન વેગળા જઈ રહ્યા છીએ. પરંતુ એમ તો માત્ર પહેલી નજરે જ લાગશે. હકીકતમાં તો રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસની સામાજિક-લોકશાહીવાદી કાર્યનીતિ અને નવીન-'ઈસ્ક્રા'પંથીઓના સંમેલન તરફથી રજૂ થયેલી કાર્યનીતિ વચ્ચે સ્પષ્ટ રૂપે જાહેર થઈ ગયેલા સૈદ્ધાંતિક મતભેદના મૂળમાં ચોક્કસ એ સવાલ જ છે. હાલ કામદારોની પાર્ટી માટે અતુલ્ય રીતે વધારે જટિલ, વધારે મહત્ત્વની, તથા વધારે પ્રાણભૂત સમસ્યાઓના, અર્થાત્ ક્રાંતિના સમયમાં તેની કાર્યનીતિના સવાલોના, ઉકેલની બાબતમાં "અર્થવાદીઓ"ની ગલતીઓને દોહરાવવાની દિશામાં નવીન-'ઈસ્ક્રા'પંથીઓ પીછેહઠનાં બે નહિ પરંતુ ત્રણ ડગલાં ભરી ચૂક્યા છે. એટલે જ, અમે ઉઠાવેલા સવાલનું પૂરા ધ્યાનથી પૃથક્કરણ કરવાનું અમારે માટે આવશ્યક છે.

નવીન-'ઈસ્ક્રા'પંથીઓના ઠરાવના ઉપર ટાંકેલા વિભાગમાં એવા જોખમ તરફ નિર્દેશ કરવામાં આવ્યો છે કે સામાજિક-લોકશાહીવાદ મૂડીદાર વર્ગની અસંગત નીતિ સામેના સંઘર્ષમાં ક્યાંક પોતાના હાથ જકડી ન લે, મૂડીવાદી લોકશાહીમાં વિલીન ન થઈ જાય. એ જોખમનો ખ્યાલ સમગ્ર વિશિષ્ટ નવીન-'ઈસ્ક્રા'પંથી સાહિત્યમાં ઓતપ્રોત છે, તે આપણી પાર્ટીની ફૂટ (એ ફૂટનાં કજિયાખોર તત્ત્વોની ઉપર "અર્થવાદ"ની દિશાના ઝોકનો પ્રભાવ પૂરેપૂરો છવાઈ ગયો ત્યારથી) સાથે સંકળાયેલા સિદ્ધાંતના છેક હાર્દમાં છે. જરાય સંદિગ્ધતા વગર અમે કબૂલ કરીએ છીએ કે એવું જોખમ ખરેખર મોજૂદ છે અને વર્તમાન સમયે, રશિયન ક્રાંતિ ચરમ કક્ષાએ પહોંચી ગઈ છે ત્યારે, એ

જોખમ ખાસ ગંભીર બની ગયું છે. આપણ સૌ સિદ્ધાંતકારોની અથવા—મારે પોતાને વિશે જે કહેવાનું મને વધારે ગમશે તે—સામાજિક-લોકશાહીવાદના પ્રચારકોની તાકીદની તથા અત્યંત જવાબદારીભરી ફરજ એ સમજી લેવાની છે કે એવું જોખમ વાસ્તવમાં કઈ **દિશામાંથી** ધૂરકી રહ્યું છે. આપણા મતભેદનું મૂળ એવા વિવાદમાં નથી કે એવું જોખમ છે યા નહિ પરંતુ એવા વિવાદમાં છે કે એવા જોખમનું કારણ "લઘુમતી"ની કહેવાતી પૂંછવૃત્તિમાં છે યા "બહુમતી"ના કહેવાતા ક્રાંતિવાદમાં છે.

સઘળાં ખોટાં અર્થઘટનો તથા ગેરસમજણો દૂર કરી દેવા માટે અમે સૌપ્રથમ સ્પષ્ટતા કરી દઈએ કે અમારા તરફથી નિર્દેશિત જોખમ બાબતના ભાવગત નહિ પરંતુ વસ્તુગત પાસામાં સમાયેલું છે, સામાજિક-લોકશાહીવાદે સંઘર્ષમાં અપનાવવાના ઔપચારિક ધોરણમાં નહિ પરંતુ સમગ્ર વર્તમાન ક્રાંતિકારી સંઘર્ષના ભૌતિક પરિણામમાં સમાયેલું છે. સવાલ એવો નથી કે આ અથવા તે સામાજિક-લોકશાહીવાદી જૂથ મૂડીવાદી લોકશાહીમાં વિલીન થઈ જવા ઉત્સુક હોય અથવા જાણતું હોય કે પોતે એમ કરી રહ્યું છે. એવું સૂચન કોઈ નથી કરતું. કોઈ પણ સામાજિક-લોકશાહીવાદી એવી મંછા રાખતો હોવાની શંકા અમને નથી, અને આ બાબત મંછાની મુદ્દલ નથી જ. વળી આ સવાલ એવો પણ નથી કે આ અથવા તે સામાજિક-લોકશાહીવાદી જૂથ ક્રાંતિના પૂરા ક્રમ દરમિયાન મૂડીવાદી લોકશાહીથી પોતાનું અલગ સ્વરૂપ, વિશિષ્ટતા, તથા સ્વતંત્રતા ઔપચારિક રીતે જાળવી રાખશે યા નહિ. તે એવી "સ્વતંત્રતા"ની ખાલી ઘોષણા જ નહિ પરંતુ ઔપચારિક રીતે તેનું જતન પણ કદાચ કરે, અને તોયે **એમ બની શકે** કે મૂડીદાર વર્ગની અસંગતતા સામેના સંઘર્ષમાં તેના હાથ જકડાઈ જાય. ક્રાંતિનું અંતિમ રાજકીય પરિણામ કદાચ એવું આવે કે સામાજિક-લોકશાહીવાદની ઔપચારિક "સ્વતંત્રતા" છતાં, તેની અલગ પાર્ટી તરીકેની સંપૂર્ણ સંગઠનાત્મક હસ્તી છતાં, તે હકીકતમાં સ્વતંત્ર ન રહે; તે ઘટનાઓના ક્રમ ઉપર પોતાની સર્વહારા વર્ગીય સ્વતંત્રતાની છાપ ન લગાવી શકે; તે એટલો કમજોર સાબિત થઈ જાય કે પૂરી રીતે જોતાં અને આખરી પૃથક્કરણમાં મૂડીવાદી લોકશાહીની અંદર તેનો "વિલય" ઐતિહાસિક હકીકત બની જાય.

ખરું જોખમ તો એ જ છે. હવે આપણે જોઈએ કે એ જોખમ કઈ દિશામાંથી ધૂરકી રહ્યું છે—અમે માનીએ છીએ તેમ સામાજિક-લોકશાહીવાદની અંદર નવીન 'ઈસ્ક્રા' જેનું પ્રતિનિધિત્વ કરે છે એ મવાળપંથી વિચલનની દિશામાંથી

કે નવીન-'ઈસ્ક્રા'પંથીઓ માને છે તેમ સામાજિક-લોકશાહીવાદની અંદર "બહુમતી", 'વ્પેર્યોદ', વગેરે જેનું પ્રતિનિધિત્વ કરે છે એ ઉદ્દામપંથી વહેણની દિશામાંથી.

અમે નિર્દેશ કર્યો છે તે મુજબ, આ સવાલનો જવાબ વિવિધ સામાજિક પરિબળોની કામગીરીના વસ્તુગત સંયોગના આધારે નિર્ધારિત થાય છે. એ પરિબળોનાં રૂપલક્ષણોનું સૈદ્ધાંતિક નિરૂપણ રશિયન જીવનના માર્ક્સવાદી પૃથક્કરણમાં થઈ ચૂક્યું છે, હવે ક્રાંતિ દરમિયાન જૂથો તથા વર્ગોનાં ખુલ્લાં કદમો તેને અમલમાં નિર્ધારિત કરી રહ્યાં છે. આપણે હાલ જે ગાળામાંથી પસાર થઈ રહ્યા છીએ તેનાથી ઘણા વખત પહેલાં માર્ક્સવાદીઓએ કરેલું પૂરું સૈદ્ધાંતિક પૃથક્કરણ તેમ જ ક્રાંતિકારી ઘટનાઓના વિકાસનાં સઘળાં વાસ્તવિક નિરીક્ષણો બતાવે છે કે વસ્તુગત સંજોગોની દૃષ્ટિએ રશિયામાં ક્રાંતિના બે શક્ય ક્રમો છે અને બે શક્ય પરિણામો છે. રશિયામાં આર્થિક તથા રાજકીય પદ્ધતિનું મૂડીવાદી-લોકશાહીવાદી દિશાનું પરિવર્તન અનિવાર્ય છે, તેને કોઈ રીતે ટાળી શકાય એમ નથી. એવા પરિવર્તનને અટકાવી શકે એવી કોઈ તાકાત જગતમાં નથી, પરંતુ એવું પરિવર્તન આણી રહેલાં વર્તમાન પરિબળોનું સંયુક્ત કદમ બેમાંથી એક પરિણામ પેદા કરી શકે, એ પરિવર્તન બે રૂપોમાંથી એક રૂપમાં આણી શકે: કાં તો ૧) મામલો "ઝારશાહીની ઉપર ક્રાંતિના નિર્ણાયક વિજય"માં પરિણમશે, અથવા ૨) શક્તિઓ નિર્ણાયક વિજય માટે અપૂરતી સાબિત થઈ જશે અને મામલાનો અંજામ ઝારશાહી અને મૂડીદાર વર્ગનાં અત્યંત "અસંગત" તથા અત્યંત "સ્વાર્થી" તત્ત્વો વચ્ચેના સોદામાં આવશે. બધી રીતે અને સર્વાંગી દૃષ્ટિએ જોતાં, કોઈ અગાઉથી ધારણા ન કરી શકે એવી વિગતો તથા જોડાણોની સમગ્ર અપાર વિવિધતા ઉપરના એક અથવા બીજા પરિણામ તરફ નિર્દેશ કરે છે.

હવે આપણે આ બે શક્યતાઓનું પરીક્ષણ કરીએ — પહેલાં તો તેમના સામાજિક મહત્ત્વની દૃષ્ટિએ અને પછી એક અથવા બીજા પરિણામના સંજોગમાં સામાજિક-લોકશાહીવાદની સ્થિતિની (તેના "વિલય"ની અથવા "હાથ જકડાઈ જવા"ની) દૃષ્ટિએ.

"ઝારશાહીની ઉપર ક્રાંતિનો નિર્ણાયક વિજય" એટલે શું? આપણે જોઈ ગયા કે નવીન-'ઈસ્ક્રા'પંથીઓ આ શબ્દોનો ઉપયોગ તો કરે છે પરંતુ તેનો તાત્કાલિક રાજકીય મર્મ પણ સમજતા નથી, અને એ વિભાવનાના વર્ગીય સારતત્ત્વને તો એથીયે ઓછું સમજે છે: ઘણા ક્રાંતિકારી લોકશાહીવાદીઓ (ગાપોન પ્રકારના) "ક્રાંતિ" અને "મહાન રશિયન ક્રાંતિ" જેવા શબ્દોથી

જેવી રીતે ભરમાઈ જાય છે એવી રીતે આપણે માર્ક્સવાદીઓએ બેશક ન જ ભરમાઈ જવું જોઈએ. આપણાં મનમાં પૂરેપૂરો સ્પષ્ટ ખ્યાલ હોવો જોઈએ કે કયાં વાસ્તવિક સામાજિક પરિબળો ઝારશાહીનો (જે સૌને સમજાય એવું વાસ્તવિક પરિબળ છે જ) વિરોધ કરે છે અને તેની ઉપર "નિર્ણાયક વિજય" હાંસલ કરવાનું સામર્થ્ય ધરાવે છે. મોટો મૂડીદાર વર્ગ, જમીનદારો, કારખાનાંના માલિકો, અને 'ઓસ્વોબોઝદેનિયે'ને અનુસરતો "સમાજ" એવું પરિબળ ન હોઈ શકે. આપણે જોઈએ છીએ કે તેમને તો નિર્ણાયક વિજય હાંસલ કરવાનું મન જ નથી. આપણે જોઈએ છીએ કે તેમની વર્ગીય સ્થિતિને કારણે તેઓ ઝારશાહીની સામે નિર્ણાયક સંઘર્ષ લડવા અસમર્થ છે; તેઓ ખાનગી મિલકત, મૂડી, અને જમીનથી વધારે પડતા જકડાયેલા હોઈને નિર્ણાયક સંઘર્ષમાં સામેલ થઈ શકે એમ નથી. નોકરશાહી, પોલીસ, અને લશ્કરની તાકાતો ધરાવતી ઝારશાહીની તેમને સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજાની સામે ઉપયોગ કરવા માટે સખત જરૂર છે, એટલે ઝારશાહીને ખતમ કરવાનું તેમને પાલવે એમ નથી. ના, "ઝારશાહીની ઉપર નિર્ણાયક વિજય" હાંસલ કરવાનું સામર્થ્ય ધરાવતું એકમાત્ર પરિબળ **જનતાનું** છે, અર્થાત્ સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજાનું છે— આપણે મુખ્ય, મોટી તાકાતોને લઈએ અને ગામોના તથા શહેરોના નિમ્ન-મૂડીવાદી વર્ગને (તે પણ "જનતા"નો એક ભાગ જ છે) એ બેઉની વચ્ચે વહેંચી દઈએ તો. "ઝારશાહીની ઉપર ક્રાંતિના નિર્ણાયક વિજય"નો અર્થ છે **સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારીની** સ્થાપના. 'વ્પેર્યોદ' લાંબા સમય પહેલાં નિર્દેશિત કરેલી એવી તારવણીને આપણા નવીન-'ઈસ્ક્રા'પંથીઓ કોઈ રીતે ટાળી શકે એમ નથી. ઝારશાહીની ઉપર નિર્ણાયક વિજય હાંસલ કરવાનું સામર્થ્ય બીજું કોઈ પરિબળ નથી ધરાવતું.

અને એવો વિજય ચોક્કસ રૂપે સરમુખત્યારી જ બની રહેશે, એટલે કે તેને "કાનૂની" અથવા "શાંતિમય" રીતે સ્થાપવામાં આવેલી એક યા બીજા પ્રકારની સંસ્થાઓ ઉપર નહિ પરંતુ અનિવાર્ય રીતે લશ્કરી તાકાત ઉપર, લોકસમુદાયોના હાથમાં હથિયારો આપવા ઉપર, અને વિદ્રોહ ઉપર જ આધાર રાખવો પડશે. એવો વિજય કેવળ સરમુખત્યારી જ હોઈ શકે કારણ કે સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજા માટે તાકીદે તથા તદ્દન આવશ્યક પરિવર્તનો સાધવામાં આવે ત્યારે જમીનદારો, મોટા મૂડીદારો, તથા ઝારશાહી મરણિયો સામનો કરશે જ. એવા સામનાને મારી હઠાવવાનું અને પ્રતિક્રાંતિકારી પ્રયત્નોને નાકામયાબ બનાવી દેવાનું સરમુખત્યારી વગર અશક્ય જ છે. પરંતુ એ સરમુખત્યારી

બેશક લોકશાહીવાદી હશે, સમાજવાદી નહિ હોય. તે મૂડીવાદના પાયાઓને કશી અસર નહિ કરી શકે (ક્રાંતિકારી વિકાસની હારબંધ મધ્યવર્તી કક્ષાઓ વગર). તે બહુ બહુ તો કિસાનપ્રજાની તરફેણમાં જમીન મિલકતની મૂળગામી નવી વહેંચણી સાધી શકશે, પ્રજાસત્તાકની સ્થાપના સમેત સુસંગત તથા પરિપૂર્ણ લોકશાહી અમલમાં મૂકી શકશે, કેવળ ગ્રામજીવનમાં જ નહિ પરંતુ ઔદ્યોગિક જીવનમાં પણ એશિયાઈ ગુલામીનાં સઘળાં જુલમી લક્ષણોને નાબૂદ કરી શકશે, કામદારોની હાલતમાં સર્વાંગી સુધારણાનો અને તેમના જીવનધોરણના ઉત્કર્ષનો પાયો નાખી શકશે, અને—છેલ્લી પણ જરાય ઓછા મહત્ત્વની નહિ એવી વાત—ક્રાંતિકારી જ્વાળાને યુરોપમાં પહોંચાડી દેશે. એવો વિજય આપણી મૂડીવાદી ક્રાંતિને સમાજવાદી ક્રાંતિમાં હજુ કોઈ રીતે નહિ પલટાવી શકે, લોકશાહીવાદી ક્રાંતિ મૂડીવાદી સામાજિક તથા આર્થિક સંબંધોની સીમાઓને તત્કાળ નહિ ઓળંગે, પરંતુ તોયે એવો વિજય રશિયાના તેમ જ આખી દુનિયાના ભાવિ વિકાસ માટે પારાવાર મહત્ત્વનો બની રહેશે. રશિયામાં હાલ શરૂ થઈ ગયેલી ક્રાંતિના નિર્ણાયક વિજયથી વિશ્વ સર્વહારા વર્ગનું ક્રાંતિકારી જોમ જેટલું વધી જશે એટલું બીજા કશાથી નહિ વધે, તેની પૂરી ફતેહનો માર્ગ જેટલો ટૂંકાઈ જશે એટલો બીજા કશાથી નહિ ટૂંકાય.

એવા વિજયનો સંભવ કેટલો છે એ તો જુદો જ સવાલ છે. એ સંબંધમાં ગેરવાજબી આશાવાદનું વલણ અમે મુદ્દલ નથી ધરાવતા. એ કર્તવ્ય સંબંધી જબ્બર મુશ્કેલીઓને અમે એક પળ પણ ભૂલતા નથી, પરંતુ આપણે લડવા તત્પર બની ગયા છીએ એટલે વિજયની નેમ તો રાખવી જ જોઈએ અને વિજયનો ખરો માર્ગ બતાવવાની શક્તિ પણ ધરાવવી જ જોઈએ. એવા વિજયની દિશામાં લઈ જવાનું સામર્થ્ય ધરાવતાં વહેણો નિ:શંક અસ્તિત્વમાં છે જ. ખરી વાત છે કે સર્વહારા સમુદાયોની ઉપર આપણો પ્રભાવ—સામાજિક-લોકશાહીવાદી પ્રભાવ—હજુ બહુ જ, બહુ જ, અપૂરતો છે, કિસાન સમુદાયો ઉપરનો ક્રાંતિકારી પ્રભાવ સાવ નજીવો છે, સર્વહારાઓમાં અને ખાસ કરીને તો કિસાનોમાં અણમેળ, પછાતપણું, તથા અજ્ઞાનનું પ્રમાણ હજુ ભારે મોટું છે. પરંતુ ક્રાંતિ ઝડપથી એકતા સાધે છે અને ઝડપથી જ્ઞાન ફેલાવે છે. તેના વિકાસનું દરેક આગેકદમ લોકસમુદાયોને જાગૃત કરે છે અને અદમ્ય જોર વડે તેમને ક્રાંતિકારી કાર્યક્રમના પક્ષે— તેમનાં વાસ્તવિક તથા પ્રાણભૂત હિતોને સંપૂર્ણ તથા સુસંગત રીતે વ્યક્ત કરતા એકમાત્ર કાર્યક્રમના પક્ષે—ખેંચે છે.

ગતિવિદ્યાના નિયમ મુજબ, ક્રિયા અને પ્રતિક્રિયા હંમેશાં સમાન હોય છે.

ઇતિહાસમાં પણ ક્રાંતિની વિનાશક શક્તિનો આધાર સારા એવા પ્રમાણમાં એ હકીકત ઉપર હોય છે કે મુક્તિ માટેની જહેમતોને દબાવી દેવાની કારવાઈ કેટલી જોરદાર તથા કેટલી દીર્ઘકાલીન રહી છે તેમ જ કાલગ્રસ્ત "અધિરચના" અને આપણા યુગનાં ચેતનમય પરિબળો વચ્ચેનો વિરોધ કેટલો ગહનગંભીર રહ્યો છે. આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ પણ ઘણી દૃષ્ટિએ રશિયન ક્રાંતિને ખૂબ જ લાભદાયક રીતે આકાર ધારણ કરી રહી છે. કામદારો અને કિસાનોનો વિદ્રોહ શરૂ થઈ ચૂક્યો છે. તે વેરવિખેર, સ્વતઃસ્ફૂર્ત, અને નબળો છે, પરંતુ નિર્ણાયક સંઘર્ષ લડવાનું તથા નિર્ણાયક વિજયની દિશામાં આગળ ધપવાનું સામર્થ્ય ધરાવતાં પરિબળોનું અસ્તિત્વ નિર્વિવાદ તથા નિઃશંક રીતે સાબિત કરે જ છે.

એ શક્તિઓ અપૂરતી સાબિત થઈ જશે તો ઝારશાહીને સોદો કરી લેવાનો વખત મળી જશે. જુદે જુદે છેડેથી બુલીગિનો તથા સૂવેઓ એવા સોદાની તૈયારીઓ ક્યારના કરી રહ્યા છે. એમ બનશે તો આખી બાબતનો અંજામ મર્યાદિત બંધારણમાં અથવા બદતરીન સંજોગો પેદા થઈ જાય તો બંધારણના પરિહાસમાં પણ આવે. એ પણ "મૂડીવાદી ક્રાંતિ" જ હશે, પરંતુ કસુવાવડ હશે, વખતથી વહેલો પ્રસવ હશે, ગર્ભપાત હશે. સામાજિક-લોકશાહીવાદ એ સંબંધમાં કશા ભ્રમો નથી ધરાવતો, તે મૂડીદાર વર્ગની વિશ્વાસઘાતી પ્રકૃતિ બરાબર જાણે છે, તે હિંમત નહિ હારી જાય, તે સર્વહારા વર્ગને તાલીમ આપવાના ખંતીલા, ધીરજભર્યા, તથા એકધારા કાર્યને છાંડી નહિ દે પરંતુ મૂડીવાદી-બંધારણીય "શીપોવ છાપની" ન્યામતના અત્યંત નીરસ બેનૂર દિવસોમાં પણ ચાલુ રાખશે. એવો અંજામ ઓછેવત્તે અંશે ઓગણીસમી સદીની યુરોપની લગભગ બધી લોકશાહીવાદી ક્રાંતિઓ જેવો હશે, અને એવા સંજોગોમાં આપણી પાર્ટીનો વિકાસ મુશ્કેલ, લાંબા, પરંતુ જૂના ને જાણીતા ચીલે આગળ ચાલશે.

હવે આવો સવાલ ઊભો થાય છે: બે શક્ય પરિણામોમાંથી કયા પરિણામના સંજોગોમાં અસંગત તથા સ્વાર્થી મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષ દરમિયાન સામાજિક-લોકશાહીવાદના હાથ વાસ્તવમાં જકડાઈ જશે, સામાજિક-લોકશાહીવાદ મૂડીવાદી લોકશાહીની અંદર વાસ્તવમાં "વિલીન", અથવા લગભગ વિલીન, થઈ જશે?

આ સવાલનો જવાબ એક પળનીયે મુશ્કેલી વગર મેળવવા માટે તેને સ્પષ્ટ રૂપમાં રજૂ કરવાનું જ પૂરતું થઈ રહેશે.

મૂડીદાર વર્ગ ઝારશાહીની સાથે સોદો કરી લઈને રશિયન ક્રાંતિને નાકામયાબ બનાવી દે તો અસંગત મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષમાં સામાજિક-લોકશાહીવાદના

હાથ વાસ્તવમાં જકડાઈ જાય, સામાજિક-લોકશાહીવાદ મૂડીવાદી લોકશાહીની અંદર "વિલીન" એવા અર્થમાં થઈ જાય કે સર્વહારા વર્ગ પોતાની સાફ છાપ ક્રાંતિની ઉપર ન લગાવી શકે, ઝારશાહી જોડેનો હિસાબ સર્વહારા વર્ગીય રીતે, અથવા એક વાર માર્ક્સે કહેલું તેમ "સાધારણ લોકોની રીતે", ન પતાવી શકે.

ક્રાંતિ નિર્ણાયક વિજય હાંસલ કરી લે તો આપણે ઝારશાહી જોડેનો હિસાબ જેકોબિન રીતે, અથવા તમને ગમે તો સાધારણ લોકોની રીતે, પતાવી લઈશું. માર્ક્સે ૧૮૪૮માં સુખ્યાત 'નોયે રાઈનિશે ત્સાઇતુંગ'માં લખેલું કે "સમગ્ર ફ્રેંચ ત્રાસવાદમાં મૂડીદાર વર્ગના દુશ્મનોની જોડે—આપખુદશાહી, સામંતશાહી, તથા કૂપમંડૂકતાની જોડે—હિસાબ પતાવવાની સાધારણ લોકોની રીત સિવાય બીજું કશું જ નહોતું" (જુઓ માર્ક્સ, 'નાખલાસ', મેહરિંગની આવૃત્તિ, ગ્રંથ ૩, પૃષ્ઠ ૨૧૧). લોકશાહીવાદી ક્રાંતિના સમયમાં "જેકોબિનપંથ"ના હાઉ વડે રશિયાના સામાજિક-લોકશાહીવાદી કામદારોને ડરાવવાની કોશિશ કરનારા લોકોએ માર્ક્સના એ શબ્દોના મહત્ત્વ વિશે કદી વિચાર કર્યો છે ખરો?

નવીન-'ઈસ્ક્રા'પંથીઓ, સમકાલીન રશિયન સામાજિક-લોકશાહીવાદના ઝિરોંદપંથીઓ[29], 'ઓસ્વોબોઝદેનિયે'પંથીઓની સાથે ભળી નથી જતા પરંતુ પોતાનાં સૂત્રોનાં રૂપલક્ષણોને કારણે વાસ્તવમાં તેની પાછળ પાછળ ઘસડાય છે. અને 'ઓસ્વોબોઝદેનિયે'પંથીઓ, એટલે કે ઉદારમતવાદી મૂડીદાર વર્ગના પ્રતિનિધિઓ, આપખુદશાહીની જોડે હિસાબ પતાવવાનું કામ સુધારાવાદી રીતે કરવા માગે છે, અમીરશાહી, ઉમરાવો, તથા દરબારને ન દુભાવવાના આશયે વિનમ્રતાથી તથા આજ્ઞાધીનતાથી—સાવધાનીથી અને કશી ભાંગતોડ વગર—કરવા માગે છે, સફેદ દસ્તાના (ખૂની નિકોલાઈએ[30] ભરેલા "જનતાના પ્રતિનિધિઓના" (?) મેળાવડામાં પહેરવા માટે મિસ્ટર પેત્રુન્કેવિચે એક જલ્લાદ પાસેથી ઉછીના લીધેલા એવા, જુઓ 'પ્રોલેતારી', અંક ૫) પહેરેલા સજ્જનોને છાજે એવી ભલમનસાઈ તથા વિનયથી કરવા માગે છે.

સમકાલીન સામાજિક-લોકશાહીવાદના જેકોબિનો—બોલ્શેવિકો, 'વ્પેર્યોદ'ના સમર્થકો, 'કોંગ્રેસ' જૂથ, 'પ્રોલેતારી'ના સમર્થકો[31], અથવા આપણે તેમને ભલે બીજું ગમે તે નામ આપીએ, ક્રાંતિકારી તથા પ્રજાસત્તાકપંથી નિમ્ન-મૂડીવાદી વર્ગને અને ખાસ કરીને કિસાન પ્રજાને સર્વહારા વર્ગના—વર્ગ તરીકેની પોતાની વિશિષ્ટતા પૂરેપૂરી જાળવી રહેલા સર્વહારા વર્ગના—સુસંગત લોકશાહીવાદની ઉન્નત કક્ષાએ પહોંચાડી દેવા માગે છે. તેઓ રાજશાહી તથા આપખુદશાહી જોડેનો હિસાબ "સાધારણ જનતાની રીતે" પતાવવા માગે છે

આઝાદીના દુશ્મનોને નિર્દયતાથી ખતમ કરી નાખવા માગે છે, તેમના પ્રતિકારને તાકાત વડે કચડી નાખવા માગે છે, ખેતગુલામી, એશિયાઈ જંગલિયત, અને માનવીની હિણપતભરી દશાના કાળમુખા વારસાને કશી જ છૂટછાટો આપવા નથી માગતા.

પરંતુ તેનો અર્થ બેશક એવો નથી જ કે અમે ૧૭૯૩ના જેકોબિનોની નકલ કરવાનું અને તેમના વિચારો, કાર્યક્રમ, સૂત્રો, તથા કાર્યરીતો અપનાવી લેવાનું જરૂરી ગણતા હોઈએ. એવો અર્થ મુદ્દલ નથી જ. અમારો કાર્યક્રમ પુરાણો નહિ પરંતુ નવો છે—રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીનો ન્યૂનતમ કાર્યક્રમ છે. અમે નવું સૂત્ર ધરાવીએ છીએ: સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી. અમે ક્રાંતિનો વાસ્તવિક વિજય નજરે જોવા જીવતા રહીશું તો સંપૂર્ણ સમાજવાદી ક્રાંતિની દિશામાં જહેમતો કરી રહેલી કામદાર વર્ગીય પાર્ટીનાં રૂપલક્ષણ તથા લક્ષ્યોને અનુરૂપ નવી કાર્યરીતો પણ અપનાવીશું. ઉપરની સરખામણી મારફત તો અમે ખાલી એટલું જ સમજાવવા માગીએ છીએ કે અઢારમી સદીના પ્રગતિશીલ વર્ગના—મૂડીદાર વર્ગના—પ્રતિનિધિઓ જેવી બે પાંખોમાં, અર્થાત્ ઝિરોંદપંથીઓ તથા જેકોબિનોમાં, વહેંચાઈ ગયેલા હતા એવી જ બે પાંખોમાં (તકવાદી તથા ક્રાંતિકારી પાંખોમાં) વીસમી સદીના પ્રગતિશીલ વર્ગના—સર્વહારા વર્ગના—પ્રતિનિધિઓ, અર્થાત્ સામાજિક-લોકશાહીવાદીઓ, વહેંચાઈ ગયેલા છે.

લોકશાહીવાદી ક્રાંતિનો સંપૂર્ણ વિજય થાય તો જ અસંગત મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષમાં સર્વહારા વર્ગના હાથ છૂટા રહેશે, તો જ તે મૂડીવાદી લોકશાહીમાં "વિલીન" નહિ થઈ જાય પરંતુ સમગ્ર ક્રાંતિની ઉપર પોતાની સર્વહારા, અથવા વધારે ઉચિત શબ્દોમાં સર્વહારા-કિસાન, છાપ અંકિત કરશે.

ટૂંકામાં, સર્વહારા વર્ગે અસંગત મૂડીવાદી લોકશાહી સામેના સંઘર્ષમાં પોતાના હાથ જકડાઈ જવાની હાલતથી બચી રહેવું હોય તો એટલા વર્ગજાગૃત તથા તાકાતવાન બની જવું જોઈએ કે પોતે કિસાનપ્રજાની અંદર ક્રાંતિકારી જાગૃતિ પેદા કરી શકે, તેના હલ્લાને દોરવણી આપી શકે, અને એ રીતે સુસંગત સર્વહારા વર્ગીય લોકશાહીવાદની નીતિ સ્વતંત્ર રીતે અમલમાં મૂકી શકે.

અસંગત મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષમાં આપણા હાથ જકડાઈ જવાના જોખમના સવાલ અંગે—નવીન-'ઈસ્ક્રા'પંથીઓએ નિર્માલ્ય રીતે છણેલા સવાલ અંગે—પરિસ્થિતિ એવી છે. મૂડીદાર વર્ગ તો હંમેશાં અસંગત રહેવાનો જ. એવી શરતો તથા બાબતો કે જે સફળ થઈ જાય તો આપણે માટે મૂડીવાદી

લોકશાહીવાદીને જનતાનો ખરો મિત્ર ગણવાનું શક્ય બને—એવી શરતો તથા બાબતો રજૂ કરવાના પ્રયત્નો*થી વધારે ભોળપણભર્યું અને વ્યર્થ બીજું કશું જ નથી. માત્ર સર્વહારા વર્ગ જ લોકશાહીનો સુસંગત લડવૈયો બની શકે. કિસાન સમુદાયો સર્વહારા વર્ગના ક્રાંતિકારી સંઘર્ષમાં જોડાઈ જાય તો જ સર્વહારા વર્ગ લોકશાહીનો વિજયી લડવૈયો બની શકે. સર્વહારા વર્ગમાં એટલું સામર્થ્ય ન હોય તો મૂડીદાર વર્ગ લોકશાહીવાદી ક્રાંતિનો આગેવાન બની જાય અને તેને અસંગત તથા સ્વાર્થી સ્વરૂપની બનાવી દે. એમ બનતું અટકાવવાનું કાર્ય સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી સિવાય બીજી કોઈ રીતે ન જ થઈ શકે.

એ રીતે આપણે નિર્વિવાદ નિષ્કર્ષ પર પહોંચીએ છીએ કે નવીન-'ઈસ્ક્રા'પંથી કાર્યનીતિ જ તેના વસ્તુગંત મર્મને કારણે **મૂડીવાદી લોકશાહીવાદીઓના હાથમાં રમકડું બની રહે છે**. લોકમતોના આયોજનની હદ સુધી, સમાધાનના સિદ્ધાંતની હદ સુધી, પાર્ટી સાહિત્યને પાર્ટીથી અળગું પાડી દેવાની હદ સુધી સંગઠનને વેરણછેરણ બનાવી નાખવાનો ઉપદેશ; વિદ્રોહનાં લક્ષ્યોના મહત્ત્વને ઉતારી પાડવાનાં કૃત્યો; ક્રાંતિકારી સર્વહારા વર્ગનાં પ્રજાકીય રાજકીય સૂત્રોની સાથે રાજશાહીવાદી મૂડીદાર વર્ગનાં સૂત્રોની ભેળસેળ; "ઝારશાહીની ઉપર ક્રાંતિના નિર્ણાયક વિજય" માટેની શરતોની વિકૃતિ—એ બધું ભેગું મળીને ક્રાંતિકારી સમયમાં એવી પૂંછવૃત્તિની નીતિ જ બની રહે છે કે જે વિજયનો એકમાત્ર માર્ગ નિર્દેશિત કરવાને બદલે અને જનતાનાં સઘળાં ક્રાંતિકારી તથા પ્રજાસત્તાકપંથી તત્ત્વો તરફથી સર્વહારા વર્ગના સૂત્રની સ્વીકૃતિ સાધવાને બદલે સર્વહારા વર્ગને હેરતમાં ગરકાવ કરી દે છે, તેના સંગઠનમાં ભંગાણ પાડે છે, તેની સમજણમાં ગોટાળા પેદા કરે છે, અને સામાજિક-લોકશાહીવાદની કાર્યનીતિના મહત્ત્વને ઉતારી પાડે છે.

---

ઠરાવના પૃથક્કરણ મારફત અમે તારવેલા આ નિષ્કર્ષને પુષ્ટિ આપવા માટે આ જ સવાલનું પરીક્ષણ જુદા દૃષ્ટિકોણોથી કરીશું. સૌપ્રથમ આપણે જોઈએ

* ત્રીજી કૉંગ્રેસે રદ કરી નાખેલા સ્તારોવેરના ઠરાવમાં[32] તેણે કરેલા પ્રયત્ન જેવા, અને સંમેલન તરફથી એટલા જ નિર્માલ્ય ઠરાવમાં કરવામાં આવેલા પ્રયત્ન જેવા.

કે જ્યોર્જિયન 'સોત્સિઆલ-દેમોક્રાત'માં એક ભોળા અને આખાબોલા મેન્શેવિકે નવીન-'ઈસ્ક્રા'ની કાર્યનીતિનું ચિત્રણ કેવું કર્યું છે. ત્યાર પછી આપણે જોઈએ કે વર્તમાન રાજકીય પરિસ્થિતિમાં નવીન 'ઈસ્ક્રા'નાં સૂત્રોનો ઉપયોગ વાસ્તવમાં કોણ કોણ કરે છે.

## ૭

## "રૂઢિચુસ્તોને સરકારમાંથી હઠાવી દેવાની" કાર્યનીતિ

તિફલિસ મેન્શેવિક "સમિતિ"ના મુખપત્રમાં પ્રકાશિત ('સોત્સિઆલ-દેમોક્રાત', અંક ૧) જે લેખનો અમે હમણાં જ ઉલ્લેખ કર્યો છે તેનું શીર્ષક છે 'ઝેમ્સ્કી સોબોર અને આપણી કાર્યનીતિ'. લેખક આપણા કાર્યક્રમને હજુ સાવ ભૂલી નથી ગયો, તેણે પ્રજાસત્તાકનું સૂત્ર રજૂ કર્યું છે, પરંતુ કાર્યનીતિની છણાવટ તેણે આવી રીતે કરી છે:

> "આ લક્ષ્યને" (પ્રજાસત્તાકને) "સિદ્ધ કરવાની બે રીતો નિર્દેશિત થઈ શકે એમ છે: કાં તો સરકાર તરફથી ભરવામાં આવી રહેલ 'ઝેમ્સ્કી સોબોર'ને તદ્દન અવગણવામાં આવે અને સરકારને હથિયારોની તાકાત વડે હરાવી દેવામાં આવે, ક્રાંતિકારી સરકાર સ્થાપવામાં આવે અને બંધારણસભા ભરવામાં આવે, અથવા 'ઝેમ્સ્કી સોબોર'ને આપણી પ્રવૃત્તિઓનું કેંદ્ર જાહેર કરવામાં આવે, તેની સંઘટના તથા કારવાઈને હથિયારોની તાકાત વડે પ્રભાવિત કરવામાં આવે, તેને બળજબરીથી ફરજ પાડવામાં આવે કે તે પોતાને જ બંધારણસભા તરીકે જાહેર કરી દે અથવા પોતાની મારફત બંધારણસભા ભરે. આ બે કાર્યનીતિઓ એકબીજીથી તદ્દન નિરાળી છે. આપણે જોઈએ કે તેમાંથી કઈ આપણને વધારે અનુકૂળ છે."

રશિયન નવીન-'ઈસ્ક્રા'પંથીઓએ આગળ જતાં ઠરાવમાં નિરૂપેલા વિચારોને આવી રીતે રજૂ કર્યા છે. એ ઠરાવનું પૃથક્કરણ અમે કરી ચૂક્યા છીએ. ધ્યાનમાં રાખવું ઘટે કે આ લેખ ત્સુસીમા[33]ની લડાઈ પહેલાં લખવામાં આવ્યો હતો. એ વખતે બુલીગિન "યોજના" હજુ જાહેર નહોતી થઈ. ઉદારમતવાદીઓની ધીરજ પણ ખૂટી રહી હતી અને તેઓ પોતાની અવિશ્વાસની લાગણી કાનૂની

આખબારોમાં વ્યક્ત કરી રહ્યા હતા, પરંતુ નવીન 'ઈસ્ક્રા' છાપના એક સામાજિક-લોકશાહીવાદીએ પોતાને ઉદારમતવાદીઓથીયે વધારે ભોળો સાબિત કરી દીધો. તેણે 'ઝેમ્સ્કી સોબોર'ને "ભરવામાં આવી રહેલ" જાહેર કરીને ઝારમાં એટલો બધો વિશ્વાસ દાખવ્યો છે કે હજુ બિનહયાત 'ઝેમ્સ્કી સોબોર'ને (અથવા શક્ય છે કે "રાજ્ય દૂમા" યા "સલાહકારી વિધાન પરિષદ"ને?) તે આપણી પ્રવૃત્તિઓનું કેંદ્ર બનાવવાની દરખાસ્ત કરે છે. સંમેલનમાં અપનાવવામાં આવેલો ઠરાવ ઘડનારાઓ કરતાં વધારે સાફ અને સીધી વાત કરનારો આપણો તિફલિસવાસી બે "કાર્યનીતિઓ"ને (જેનું નિરૂપણ તેણે અજોડ ભોળપણથી કર્યું છે) સમાન કક્ષાએ નથી મૂકતો પરંતુ બીજી કાર્યનીતિને વધારે અનુકૂળ જાહેર કરે છે. જુઓ:

"પહેલી કાર્યનીતિ. તમે જાણો છો તેમ આગામી ક્રાંતિ મૂડીવાદી ક્રાંતિ છે, અર્થાત્ તેની નેમ વર્તમાન પદ્ધતિમાં એવાં પરિવર્તનો આણવાની છે કે જેને વિશે કેવળ સર્વહારા વર્ગ જ નહિ પરંતુ સમગ્ર મૂડીવાદી સમાજ ઉત્સુક છે. તમામ વર્ગો, ખુદ મૂડીદારો પણ, સરકારનો વિરોધ કરે છે. જોશીલો સર્વહારા વર્ગ અને જોશીલો મૂડીદાર વર્ગ અમુક અર્થમાં જોડાજોડ કૂચ કરી રહ્યા છે અને ભેગા મળીને આપખુદશાહીની ઉપર જુદી જુદી તરફથી હુમલા કરી રહ્યા છે. સરકાર સાવ એકલી પડી ગઈ છે અને પ્રજાકીય હમદર્દી મુદ્દલ નથી ધરાવતી. એટલે તેને ખતમ કરી નાખવાનું કામ બહુ સહેલું છે. રશિયન સર્વહારા વર્ગ સમગ્ર રૂપમાં હજુ એટલો વર્ગજાગૃત અને સંગઠિત નથી કે પોતે એકલો જ ક્રાંતિ કરી શકે. વળી તેનામાં એટલું સામર્થ્ય હોય તો તે મૂડીવાદી ક્રાંતિ નહિ પરંતુ સર્વહારા (સમાજવાદી) ક્રાંતિ કરે. એટલે આપણા હિતની વાત એ છે કે સરકાર સંગાથીઓ વગરની રહે, વિરોધી દળમાં ફૂટ ન પાડી શકે, મૂડીદાર વર્ગની જોડે મળી જઈને સર્વહારા વર્ગને એકલો ન પાડી દે..."

એટલે સર્વહારા વર્ગનું હિત એ બાબતમાં છે કે ઝારશાહી સરકાર મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગની વચ્ચે ફૂટ ન પાડી શકે! જ્યોર્જિયન અખબારનું નામ 'ઓસ્વોબોઝદેનિયે' રાખવાને બદલે 'સોત્સિઆલ-દેમોક્રાત' રાખવામાં ભૂલ થઈ ગઈ હોય એમ નથી લાગતું? વળી લોકશાહીવાદી ક્રાંતિની તેની બેનમૂન ફિલસૂફી ધ્યાનમાં લો! સાફ વરતાઈ નથી આવતું કે આ બિચારો તિફલિસવાસી "મૂડીવાદી ક્રાંતિ"ની વિભાવનાના વિદ્યાદંભી તેમ જ પૂંછવૃત્તિ

ઉપર આધારિત અર્થઘટનથી તદ્દન ગોટાળે ચડી ગયો છે? તે લોકશાહીવાદી ક્રાંતિમાં સર્વહારા વર્ગની શક્ય એકલતાના સવાલની ચર્ચા કરે છે પરંતુ નજીવી બાબતને ભૂલી જાય છે... કિસાનપ્રજાને ભૂલી જાય છે! સર્વહારા વર્ગના શક્ય સંગાથીઓમાંથી તે 'ઝેમ્સ્ત્વો' જમીનદારોને ઓળખે છે અને આવકારે છે, પરંતુ કિસાનો વિશે તે સાવ અજાણ છે. વળી આવી વાત કોકેસસમાં! જોયું ને, અમારી વાત ખરી નહોતી કે નવીન 'ઈસ્ક્રા'ના વિચારો ક્રાંતિકારી કિસાનપ્રજાને આપણા સંગાથીના ઊંચા સ્થાને લઈ જવાને બદલે રાજશાહી મૂડીદાર વર્ગની નીચલી કક્ષાએ સરકી પડે છે?

"...નહિતર સર્વહારા વર્ગનો પરાજય અને સરકારનો વિજય અનિવાર્ય છે. આપખુદશાહી એ દિશામાં જ જહેમતો કરી રહી છે. તે 'ઝેમ્સ્કી સોબોર'માં ઉમરાવ વર્ગના, 'ઝેમ્સ્ત્વો'ના, શહેરોના, યુનિવર્સિટીઓના, અને એવી મૂડીવાદી સંસ્થાઓના પ્રતિનિધિઓને નિ:શંક પોતાની તરફ ખેંચી લેશે. તે નાની નાની છૂટછાટો આપીને તેમને રાજી કરી દેવાની અને એ રીતે તેમની જોડે સુમેળ સાધી લેવાની કોશિશ કરશે. તે એવી રીતે વધારે મજબૂત બની જશે અને એકલા પડી ગયેલા મહેનતકશ લોકોને જ પોતાના બધા હુમલાઓનું નિશાન બનાવી દેશે. આપણી ફરજ છે કે એવા કમનસીબ અંજામને આપણે અટકાવી દઈએ. પરંતુ એ કામ પહેલી રીત વડે થઈ શકે ખરું? ધારો કે આપણે 'ઝેમ્સ્કી સોબોર'ને મુદ્દલ ધ્યાનમાં લઈએ જ નહિ, વિદ્રોહની તૈયારીઓ શરૂ કરી દઈએ, અને કોઈ મઝાના દિવસે હથિયારો લઈને લડવા માટે રસ્તાઓ પર નીકળી આવીએ. પરિણામ એવું આવશે કે આપણે એક નહિ પરંતુ બે દુશ્મનોનો સામનો કરવો પડશે: સરકાર અને 'ઝેમ્સ્કી સોબોર'. આપણે તૈયારીઓમાં મશગૂલ રહીએ તે દરમિયાન તેમણે મેળ સાધી લીધો હશે, માંહોમાંહે સમજણ કરી લીધી હશે, તેમને લાભદાયક બંધારણ ઘડી કાઢ્યું હશે, અને સત્તા આપસમાં વહેંચી લીધી હશે. એવી કાર્યનીતિ તો પ્રત્યક્ષ રીતે સરકારને જ લાભદાયક છે, અને આપણે તેને પૂરા જોરથી નકારી કાઢવી જ જોઈએ..."

ખરી નિખાલસ વાત થઈ! વિદ્રોહની તૈયારી કરવાની "કાર્યનીતિ"ને આપણે દૃઢતાથી નકારી કાઢવી જોઈએ કારણ કે "દરમિયાનમાં" સરકાર મૂડીદાર વર્ગ જોડે સોદો કરી લેશે. ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદને કાળું કલંક લગાવી દેનારી આ વાતને લગભગ મળતું આવે એવુંયે કશું અત્યંત કટ્ટર

"અર્થવાદ"ના પુરાણા સાહિત્યમાં ક્યાંય મળે ખરું? એ તો હકીકત છે કે કામદારો અને કિસાનોના વિદ્રોહો તથા દેખાવો ક્યારેક એક જગ્યાએ તો ક્યારેક બીજી જગ્યાએ થતા જ રહે છે. પરંતુ 'ઝેમ્સ્કી સોબોર' તો બુલીગિનનો વાયદો છે. અને તિફલિસ શહેરનું 'સોત્સિઆલ-દેમોક્રાત' ફેંસલો કરી નાખે છે કે વિદ્રોહની તૈયારીની કાર્યનીતિને નકારી કાઢવી જોઈએ અને "પ્રભાવના કેંદ્ર"ની—'ઝેમ્સ્કી સોબોર'ની—વાટ જોવી જોઈએ...

"...એથી ઊલટું, બીજી કાર્યનીતિ 'ઝેમ્સ્કી સોબોર'ને આપણી દેખરેખ તળે આણી દેવાની છે. તેને પોતાની મરજી મુજબનું વર્તન કરવાની અને સરકાર જોડે સમજણ કરી લેવાની તક ન આપવાની છે.*

'ઝેમ્સ્કી સોબોર' આપખુદશાહીની સામે જેટલા પ્રમાણમાં લડે એટલા પ્રમાણમાં આપણે તેને ટેકો આપીએ અને જ્યારે જ્યારે તે આપખુદશાહીની જોડે સમજણ કરી લે ત્યારે ત્યારે આપણે તેની સામે લડીએ. આપણે જોમદાર દખલગીરી અને બળ વડે તેના સભ્યોમાં ભાગલા પાડી શકીશું**, ઉદ્દામપંથીઓને આપણે પક્ષે એકઠા કરી શકીશું, રૂઢિચુસ્તોને સરકારમાંથી હઠાવી શકીશું, અને એ રીતે સમગ્ર 'ઝેમ્સ્કી સોબોર'ને ક્રાંતિના પંથે વાળી શકીશું. એવી કાર્યનીતિના સુફળ રૂપે સરકાર હંમેશાં એકલી પડી રહેશે, વિરોધી દળ વધારે મજબૂત બનશે, અને લોકશાહીવાદી પદ્ધતિની સ્થાપના એ રીતે સરળ બની જશે."

વાહ રે વાહ! હવે કોઈ કહે તો ખરું કે "અર્થવાદ"ની બેહદ અધમ નિશાની તરફના નવીન-'ઈસ્ક્રા'પંથીઓના ઝોકની અમે અતિશયોક્તિ કરીએ છીએ. આ તો ખરેખર માખીઓને મારી નાખવાના પેલા મશહૂર નુસખા જેવી વાત છે: પહેલાં માખી પકડી લેવી, પછી તેને માખી મારવાના ગુંદરિયા કાગળ ઉપર ચોંટાડી દેવી, એટલે માખી મરી જશે. 'ઝેમ્સ્કી સોબોર'ના સભ્યોમાં

---

*'ઝેમ્સ્ત્વો' લોકોને તેમની પોતાની મરજીથી વેગળા કેવા સાધન વડે રાખી શકાય? કદાચ કોઈ ખાસ જાતના લિટમસ કાગળ વડે?

**અજબ! જોઈ લો, કાર્યનીતિ "ગહન" બનાવી દેવાનું કામ! રસ્તાઓ પર લડવા માટે બળો નથી, પરંતુ "બળ વડે" "સભ્યોમાં ભાગલા" પાડવાનું શક્ય છે. સાંભળો, તિફલિસના સાથી, તમારે જૂઠું બોલવું જ હોય તો ભલે બોલો, પણ એનીયે હદ તો હોય જ છે...

બળ વડે ભાગલા પાડવા, "રૂઢિચુસ્તોને સરકારમાંથી હઠાવી દેવા"—એટલે સમગ્ર 'ઝેમ્સ્કી સોબોર' **ક્રાંતિનો પંથ** અપનાવી લેશે... "જેકોબિન" પ્રકારના કશા હથિયારબંધ વિદ્રોહની જરૂર જ નથી; બસ એમ જ, સદ્ભાવથી, લગભગ સંસદીય રીતે, **'ઝેમ્સ્કી સોબોર'ના સભ્યોને** "પ્રભાવિત કરી દેવા".

બિચારું રશિયા! તેને વિશે કહેવાયું છે કે તે હંમેશાં યુરોપે છોડી દીધેલી પુરાણી ઢબની ટોપીઓ પહેરતું રહે છે. આપણે ત્યાં સંસદ તો હજુ છે જ નહિ, બુલીગિને પણ સંસદનો વાયદો હજુ નથી કર્યો, પરંતુ આપણે ત્યાં સંસદઘેલછા[34] જેટલી જોઈએ એટલી છે.

"...એવી દખલગીરી કઈ રીતે કરવી? સૌપ્રથમ તો આપણે માંગ ઉઠાવીશું કે 'ઝેમ્સ્કી સોબોર' સાર્વજનીન તથા સમાન મતાધિકાર, સીધી ચૂંટણીઓ, તથા ગુપ્ત મતદાનના આધારે ભરવામાં આવે. એવી ચૂંટણી પદ્ધતિની જાહેરાત*ની સાથે સાથે જ એવો કાનૂન ઘોષિત થવો જોઈએ** કે જેમાં ચૂંટણી ઝુંબેશ ચલાવવાની પૂરી આઝાદી, અર્થાત્ સભાસંમેલનો, વાણી, તથા અખબારોની આઝાદી, મતદારો તથા ઉમેદવારોની સલામતી, અને તમામ રાજકીય કેદીઓની મુક્તિ અંકિત હોય. ચૂંટણીઓ બને એટલી મોડી રાખવી જોઈએ જેથી લોકોને માહિતગાર તથા તૈયાર કરવાનો પૂરતો વખત આપણને મળે. અને 'ઝેમ્સ્કી સોબોર' ભરવાના કાર્યના સંચાલન સંબંધી નિયમો ઘડવાની જવાબદારી આંતરિક મામલાઓના પ્રધાન બુલીગિનની આગેવાની હેઠળના પંચને સોંપવામાં આવી છે એટલે આપણે એ પંચની ઉપર તથા તેના સભ્યોની ઉપર પણ દબાણ આણવું જોઈએ.*** જો બુલીગિન પંચ આપણી માગણીઓ પૂરી કરવાનો ઇનકાર કરે**** અને માત્ર મિલકતદારોને જ મતાધિકાર આપે તો આપણે ચૂંટણીઓમાં દખલગીરી કરવી જોઈએ, ક્રાંતિકારી રીતો વડે મતદારોને ફરજ પાડવી જોઈએ કે તેઓ પ્રગતિશીલ ઉમેદવારોને જ ચૂંટે, અને આપણે 'ઝેમ્સ્કી સોબોર'માં બંધારણસભાની માંગ

---

* 'ઈસ્ક્રા'માં?

** નિકોલાઈ તરફથી?

*** તો "રૂઢિચુસ્તોને સરકારમાંથી હઠાવી દેવાની" કાર્યનીતિનો અર્થ આવો છે!

**** પરંતુ આપણે આ ખરી તથા ગહનગંભીર કાર્યનીતિને બરાબર અમલમાં મૂકીએ તો એમ કદી બને જ નહિ!

ઉઠાવવી જોઈએ. છેલ્લે, આપણે તમામ શક્ય કદમો—દેખાવો, હડતાલો, અને જરૂર લાગે તો વિદ્રોહ—મારફત 'ઝેમ્સ્કી સોબોર'ને બંધારણસભા ભરવાની અથવા પોતાને જ બંધારણસભા તરીકે ઘોષિત કરવાની ફરજ પાડવી જોઈએ. હથિયારબંધ સર્વહારા વર્ગે બંધારણસભાનો રક્ષક બની રહેવું જોઈએ અને બેઉએ ભેગાં મળીને* લોકશાહીવાદી પ્રજાસત્તાકની દિશામાં આગેકૂચ કરવી જોઈએ.

સામાજિક-લોકશાહીવાદી કાર્યનીતિ એવી છે, અને માત્ર તે જ આપણને વિજય અપાવશે."

વાચકે એમ નથી ધારી લેવાનું કે આ અકલ્પનીય બકવાદ કોઈ નવીન-'ઈસ્ક્રા'પંથી નવા લેખકે, કશી અધિકારિતા કે પ્રભાવ ન ધરાવતા લેખકે, લખ્યો હશે. ના, આ તો નવીન 'ઈસ્ક્રા'ના સમર્થકોની આખી સમિતિના, તિફલિસ સમિતિના, **મુખપત્રમાં** છપાયેલા શબ્દો છે. વાત એથીયે આગળ જાય છે. આ બકવાદને **'ઈસ્ક્રા'ના ૧૦૦મા** અંકમાં **ખુલ્લંખુલ્લા બહાલી આપવામાં આવી છે**, તેમાં 'સોત્સિઆલ-દેમોક્રાત'ના સંબંધિત અંક વિશે નીચે મુજબ વાંચવા મળે છે:

**"પહેલા અંકનું સંપાદન ચેતનમય તથા પ્રતિભા છલકાતી રીતે કરવામાં આવ્યું છે. કુશળ સંપાદક તથા લેખકની અનુભવી હથોટી સાફ પરખાઈ આવે છે... પૂરા વિશ્વાસથી કહી શકાય કે અખબાર પોતે હાથમાં લીધેલા કર્તવ્યને તેજસ્વી રીતે પાર પાડશે."**

હા! એ કર્તવ્ય જો નવીન 'ઈસ્ક્રા' વહેણનો કારમો વૈચારિક સડો સૌને સાફસાફ બતાવી દેવાનું હોય તો કર્તવ્યને ખરેખર "તેજસ્વી રીતે" પાર પાડવામાં આવ્યું છે. નવીન 'ઈસ્ક્રા'ના ઉદારમતવાદી મૂડીવાદી તકવાદની કક્ષાના પતનને વધારે "ચેતનમય, પ્રતિભા છલકાતી, અને કુશળ" રીતે બીજું કોઈ વ્યક્ત ન જ કરી શક્યું હોત.

---

*હથિયારબંધ સર્વહારા વર્ગ અને "સરકારમાંથી હઠાવી દેવામાં આવેલા" રૂઢિચુસ્તો બેઉ?

૮

## 'ઓસ્વોબોઝદેનિયે' અને નવીન 'ઈસ્ક્રા' વહેણો

હવે આપણે નવીન 'ઈસ્ક્રા' વહેણના રાજકીય મર્મની બીજી એક સચોટ સાબિતી જોઈએ.

'પોતાની જાતને કેવી રીતે પિછાનવી' નામે ઉત્કૃષ્ટ, અસાધારણ, તથા અત્યંત બોધપ્રદ લેખમાં ('ઓસ્વોબોઝદેનિયે', અંક ૭૧) મિસ્ટર સ્ત્રૂવેએ આપણી ઉગ્રપંથી પાર્ટીઓના "કાર્યક્રમ-મૂલક ક્રાંતિવાદ"ની સામે જંગ જાહેર કરી દીધો છે. મિસ્ટર સ્ત્રૂવે મારી ઉપર તો વ્યક્તિગત રીતે ખાસ નારાજ છે.*

---

* "મિસ્ટર લેનિન તથા સાથીઓના ક્રાંતિવાદની સરખામણીમાં તો બેબેલના, અને કાઉત્સ્કીનાયે, પશ્ચિમ યુરોપીય સામાજિક-લોકશાહીવાદનો ક્રાંતિવાદ જાણે તકવાદ જ છે, પરંતુ ઇતિહાસે એવા ઢીલા પડી ગયેલા ક્રાંતિવાદનાયે પાયા ખોદી તથા ધોઈ નાખ્યા છે." ભારે ખીજભર્યો પ્રહાર. માત્ર એટલું જ કે હું જાણે જીવતો ન હોઉં એવી રીતે દોષનો આખો ટોપલો મારે માથે ઢોળી દેવાનું મિસ્ટર સ્ત્રૂવેએ શક્ય ન માની લેવું જોઈએ. મારે માટે તો મિસ્ટર સ્ત્રૂવેને એટલો પડકાર જ પૂરતો થઈ રહેશે કે તે નીચેના સવાલોના જવાબ આપે, જોકે મને ખાતરી છે કે તે મારો પડકાર કદી સ્વીકારશે જ નહિ. મેં "બેબેલ અને કાઉત્સ્કીના ક્રાંતિવાદને" તકવાદ ક્યારે અને ક્યાં ગણાવ્યો છે? આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદમાં બેબેલ અને કાઉત્સ્કીના વહેણ જોડે **એકરૂપ ન હોય** એવું કોઈ જાતનું ખાસ વહેણ પેદા કર્યું હોવાનો દાવો મેં ક્યારે અને ક્યાં કર્યો છે? એક તરફ હું અને બીજી તરફ બેબેલ તથા કાઉત્સ્કી, એમ અમારી વચ્ચેના મતભેદો—ગંભીરતાની દૃષ્ટિએ બેબેલ અને કાઉત્સ્કી વચ્ચેના મતભેદોને, દાખલા તરીકે બ્રેસ્લાઉ[35] ખાતે જમીનના સવાલ સંબંધી મતભેદોને, જરાક સરખાયે મળતા આવતા હોય એવા મતભેદો—ક્યારે અને ક્યાં પ્રકાશમાં આણવામાં આવ્યા છે? મિસ્ટર સ્ત્રૂવે આ સવાલોના જવાબ આપવાની કોશિશ કરે.

અમારા વાચકોને અમે જણાવીએ છીએ: દરેક ઠેકાણે અને **હંમેશાં** ઉદારમતવાદી મૂડીદાર વર્ગ આવી રીત અજમાવતો હોય છે—કોઈ પણ દેશમાં તે પોતાના અનુયાયીઓને ખાતરી આપે છે કે એ દેશના સામાજિક-લોકશાહીવાદીઓ તદ્દન ગેરવાજબી ધોરણ લઈ રહ્યા છે પરંતુ પાડોશી દેશના

મને લાગેવળગે છે ત્યાં સુધી તો મિસ્ટર સ્રૂવે મને વધારે ખુશ ન કરી શક્યો હોત: નવીન-'ઈસ્ક્રા'પંથીઓના ફરીને ઊગતા "અર્થવાદ" સામેની તેમ જ "સમાજવાદી-ક્રાંતિકારીઓ"એ પ્રદર્શિત કરેલી સિદ્ધાંતોની ગેરહાજરી સામેની લડતમાં તેનાથી બહેતર સંગાથીની મંછા હું ન જ ધરાવી શક્યો હોત. કોઈ બીજા પ્રસંગે અમે વર્ણન કરીશું કે માર્ક્સવાદમાં જે "સુધારાઓ" સમાજવાદી-ક્રાંતિકારીઓના કાર્યક્રમના ખરડામાં રજૂ થયા છે તેના તદ્દન પ્રત્યાઘાતી સ્વરૂપને મિસ્ટર સ્રૂવે તથા 'ઓસ્વોબોઝદેનિયે'એ અમલમાં કેવી રીતે સાબિત કરી દીધું છે. મિસ્ટર સ્રૂવેએ જ્યારે જ્યારે નવીન 'ઈસ્ક્રા' વહેણને **સિદ્ધાંતની** દૃષ્ટિએ બહાલી આપી છે ત્યારે ત્યારે બજાવેલી મારી પ્રમાણિક, સંનિષ્ઠ, તથા ખરી સેવાના ઉલ્લેખો અમે વારંવાર * કરી ચૂક્યા છીએ અને ફરી એક વાર તેની વાત કરીશું.

---

સામાજિક-લોકશાહીવાદીઓ "સારા મઝાના" છે. જર્મન મૂડીદાર વર્ગે બેબેલો તથા કાઉત્સ્કીઓની સમક્ષ "સારા મઝાના" ફ્રેંચ સમાજવાદીઓને સરસ નમૂનાઓ તરીકે **સેંકડો વાર** રજૂ કર્યા છે. ફ્રેંચ મૂડીદાર વર્ગે સાવ તાજેતરમાં જ ફ્રેંચ સમાજવાદીઓ માટે "સારા મઝાના" બેબેલનો નિર્દેશ સરસ નમૂના તરીકે કર્યો છે. એ તો પુરાણી તરકીબ છે, મિસ્ટર સ્રૂવે! એવી ચાલાકીથી તો માત્ર બાળકો અને અબુધો જ ભોળવાઈ જાય. કાર્યક્રમ અને કાર્યનીતિના સઘળા મહત્ત્વના સવાલો અંગે આંતરરાષ્ટ્રીય ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદની સંપૂર્ણ એકમતી તો તદ્દન નિર્વિવાદ હકીકત છે.

*અમે વાચકોને યાદ કરાવીશું કે 'શું ન કરવું જોઈએ' નામે લેખને ('ઈસ્ક્રા', અંક ૫૨) 'ઓસ્વોબોઝદેનિયે'એ તકવાદીઓને છૂટછાટો આપવાની દિશામાં "નોંધપાત્ર ઝોક" તરીકે જોરશોરથી વધાવી લીધો હતો. રશિયન સામાજિક-લોકશાહીવાદીઓની અંદર ફૂટ સંબંધી એક લખાણમાં 'ઓસ્વોબોઝદેનિયે'એ નવીન 'ઈસ્ક્રા'ના વિચારોનો આધાર બની રહેલા સિદ્ધાંતોને ખાસ બિરદાવ્યા હતા. 'ઓસ્વોબોઝદેનિયે'એ 'આપણાં રાજકીય કર્તવ્યો' નામની ત્રોત્સ્કીની પુસ્તિકાની સમીક્ષામાં આ લેખકના વિચારો અને એક જમાનામાં 'રાબોચેયે દેલો'ના[36] લેખકો ક્રિચેવ્સ્કી, માર્તીનોવ, તથા આકીમોવે જે લખેલું તથા કહેલું તેની વચ્ચેના સામ્યની નોંધ લીધી હતી (જુઓ 'વ્પેર્યોદ' તરફથી પ્રકાશિત 'મહેરબાન ઉદારમતવાદી' મથાળું ધરાવતું ચોપાનિયું). 'ઓસ્વોબોઝદેનિયે'એ બે સરમુખત્યારીઓ વિશેની માર્તીનોવની પુસ્તિકાને આવકારી હતી (જુઓ

મિસ્ટર સ્રૂવેના લેખમાં કેટલાંય ખૂબ રસપ્રદ નિવેદનો છે જેનો માત્ર અછડતો ઉલ્લેખ જ અમે અહીંયાં કરી શકીએ. તેનો ઈરાદો "રશિયન લોકશાહીનું સર્જન વર્ગસંઘર્ષના આધારે નહિ પરંતુ વર્ગસહયોગના આધારે" કરવાનો છે, અને એવા સંજોગોમાં "સામાજિક દૃષ્ટિએ વિશેષાધિકારી બુદ્ધિજીવી વર્ગ (જાણે સુસંસ્કૃત ઉમરાવ વર્ગ—જેની મિસ્ટર સ્રૂવે ભપકાદાર સમાજના ખરા... ખાંધિયાની અદાથી કદમબોસી કરે છે) પોતાના સામાજિક સ્થાનનો મોભો એ "બિન-વર્ગીય" પાર્ટીને પ્રદાન કરશે. મિસ્ટર સ્રૂવે તરુણ લોકોને જણાવવા ઉત્સુક છે કે "મૂડીદાર વર્ગ ભયભીત બની ગયો હોવાનો અને તેણે સર્વહારા વર્ગને તેમ જ મુક્તિના ધ્યેયને વેચી દીધો હોવાનો બીબાઢાળ ઉદ્દામ અભિપ્રાય" સાવ નકામો છે. (અમે એવી ઉત્સુકતાને ખરા દિલથી આવકારીએ છીએ. એ માર્ક્સવાદી "બીબાઢાળ અભિપ્રાય"ને મિસ્ટર સ્રૂવેની તેની સામેની લડત કરતાં બહેતર પુષ્ટિ બીજું કશું ન જ આપી શકે. મિસ્ટર સ્રૂવે, તમારી આ તેજસ્વી યોજનાને પડતી ન મૂકશો!)

અમારા વિષયને લક્ષમાં રાખતાં એ બાબત મહત્ત્વની બની રહે છે કે રશિયન મૂડીદાર વર્ગનો રાજકીય દૃષ્ટિએ સંવેદનશીલ પ્રતિનિધિ અને હવામાનમાં જરાક સરખાયે ફેરફારનો આવો પડઘો પાડનારો આ માણસ કેવાં **અમલી** સૂત્રોની સામે લડી રહ્યો છે તેની નોંધ લેવામાં આવે. પહેલી વાત—તે પ્રજાસત્તાકપંથના સૂત્રની સામે લડી રહ્યો છે. મિસ્ટર સ્રૂવેને પાકી ખાતરી છે કે એ સૂત્ર "લોકસમુદાયો ન સમજી શકે એવું અને તેમને માટે તો જાણે પરાયા જેવું છે (તે આટલું ઉમેરવાનું ભૂલી ગયો છે: મૂડીદાર વર્ગને સમજાય પણ તેના લાભમાં નથી એવું!). અમને જોવાનું મન છે કે અમારાં અભ્યાસ વર્તુળોમાં અને મોટી સભાઓમાં કામદારો આનો જવાબ કેવો આપે છે. કે પછી કામદારો એટલે લોકો નહિ? અને કિસાનોનું શું? તેઓ ક્યારેક, મિસ્ટર સ્રૂવેના શબ્દોમાં કહીએ તો, "ભોળપણભર્યો પ્રજાસત્તાકપંથ" અપનાવે છે ("ઝારની હકાલ પટ્ટી કરી દો")—પરંતુ ઉદારમતવાદી મૂડીદાર વર્ગ માને છે કે **ભોળપણભર્યા** પ્રજાસત્તાકપંથનું સ્થાન સમજબૂજનો પ્રજાસત્તાકપંથ નહિ પરંતુ સમજબૂજનો

---

'વ્પેર્યોદ'ના ૯મા અંકમાં પ્રગટ થયેલું એક લખાણ). છેલ્લે—જૂના 'ઈસ્ક્રા'ના જૂના સૂત્ર "પહેલાં સીમાની રેખા દોરો અને પછી એકતા સાધો" વિશે સ્તારોવેરે મોડી મોડી કરેલી ફરિયાદોના સંબંધમાં 'ઓસ્વોબોઝદેનિયે'એ ખાસ હમદર્દી બતાવી હતી.

રાજશાહીપંથ લઈ લેશે! એ તો જોવાનું છે, મિસ્ટર સ્ટ્રૂવે, તેનો આધાર સંજોગો ઉપર રહેશે. મોટી મોટી જમીનદારીઓના ભોગે કિસાનપ્રજાની હાલતમાં સુધારો કરવાની બાબતનો વિરોધ ઝારશાહી પણ કરી શકે એમ નથી અને મૂડીદાર વર્ગ પણ કરી શકે એમ નથી, અને કામદાર વર્ગ કિસાનોને એ સંબંધમાં મદદ કર્યા વગર રહે જ નહિ.

બીજી વાત—મિસ્ટર સ્ટ્રૂવે ભારપૂર્વક જણાવે છે કે "આંતરવિગ્રહમાં હુમલો કરવાનું કદમ હંમેશાં ખોટું જ ગણાય." આ ખ્યાલ ઉપરોક્ત નવીન 'ઈસ્ક્રા' વહેણોની સાવ નિકટતામાં પહોંચી જાય છે. બેશક, અમે એમ નથી કહેતા કે આંતરવિગ્રહમાં હુમલો કરવાનું હંમેશાં લાભદાયક હોય જ છે. ના, ક્યારેક રક્ષણાત્મક કાર્યનીતિ **થોડા વખત પૂરતી** ફરજિયાત બની રહે છે. પરંતુ મિસ્ટર સ્ટ્રૂવેએ રજૂ કર્યું છે એવું વિધાન ૧૯૦૫ના રશિયાને લાગુ કરવું એટલે "બીબાઢાળ ઉદ્દામ અભિપ્રાય"ની ("મૂડીદાર વર્ગ ભયભીત બની જાય છે અને મુક્તિના ધ્યેયને વેચી દે છે") યથાર્થતાનું જ સ્પષ્ટ ઉદાહરણ પૂરું પાડવું. અત્યારે આપખુદશાહી તથા પ્રત્યાઘાતની ઉપર હુમલો કરવાની ના પાડનારો, એવા હુમલાની તૈયારી ન કરનારો, અને એવા હુમલાની હિમાયત ન કરનારો કોઈ પણ માણસ પોતાને ક્રાંતિનો અનુયાયી કહેવડાવવાનો અધિકાર નથી ધરાવતો.

મિસ્ટર સ્ટ્રૂવે "ગુપ્તતા" અને "બંડ"નાં (બંડ એટલે "નાના રૂપનો વિદ્રોહ") સૂત્રોને વખોડી કાઢે છે. મિસ્ટર સ્ટ્રૂવે એ બેઉ સૂત્રોને ધિક્કારે છે—અને "લોકસમુદાયો તરફ અભિગમ"ની દૃષ્ટિએ ધિક્કારે છે. અમે મિસ્ટર સ્ટ્રૂવેને પૂછવા માગીએ છીએ કે દાખલા તરીકે 'શું કરીએ?' કૃતિમાંથી—તેમની દૃષ્ટિએ ઉગ્ર ક્રાંતિકારીની કૃતિમાંથી—તે એવો કોઈ ફકરો ટાંકી શકે એમ છે કે જેમાં બંડની હિમાયત કરવામાં આવી હોય. "ગુપ્તતા"ના સંબંધમાં દાખલા તરીકે અમારી અને મિસ્ટર સ્ટ્રૂવેની વચ્ચે ખરેખર મોટો મતભેદ છે ખરો? અમે અને તે, બેઉ, રશિયામાં "ગુપ્ત રીતે" પહોંચાડી દેવામાં આવતાં અને કાં તો 'ઓસ્વોબોઝદેનિયે લીગ' અથવા રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીનાં "ગુપ્ત" જૂથો માટે કામગીરી કરતાં "ગેરકાનૂની" અખબારોમાં કામ નથી કરતા? અમારી કામદારોની મોટી સભાઓ ઘણી વાર "ગુપ્ત રીતે" ભરવામાં આવે છે—એ પાપ અમે જરૂર કરીએ છીએ. પરંતુ 'ઓસ્વોબોઝદેનિયે લીગ'ના સજ્જનો તરફથી ભરવામાં આવતી સભાઓનું શું? મિસ્ટર સ્ટ્રૂવે, શેખી મારવાનું અને ઘૃણાપાત્ર ગુપ્તતાના ઘૃણાપાત્ર તરફદારોને તુચ્છ ગણવાનું કશું સબળ કારણ તમારી પાસે છે ખરું?

એ ખરું કે કામદારોને હથિયારો પૂરાં પાડવામાં કડક ગુપ્તતા જાળવવાનું આવશ્યક છે. આ સંબંધમાં મિસ્ટર સ્રૂવેએ ખરે જ વધારે સાફ વાત કરી છે. જરા જુઓ: "વિદ્રોહના, અથવા રીતસરના અર્થમાં ક્રાંતિના, સંબંધમાં તો લોકશાહીવાદી કાર્યક્રમની તરફેણ કરતો વ્યાપક પ્રચાર જ સામાન્ય હથિયારબંધ વિદ્રોહ માટે સામાજિક-માનસિક સંજોગો પેદા કરી શકે. એ રીતે, વિદ્રોહને વર્તમાન મુક્તિ સંઘર્ષની **અનિવાર્ય** પરિસમાપ્તિ ગણવાની દૃષ્ટિએ—હું એવી દૃષ્ટિમાં સહભાગી નથી—પણ લોકસમુદાયોમાં લોકશાહીવાદી વિચારો સીંચવાનું કર્તવ્ય અત્યંત મૂળભૂત અને અત્યંત આવશ્યક છે."

મિસ્ટર સ્રૂવે સવાલને ટાળવાની કોશિશ કરે છે. તે ક્રાંતિના વિજય માટે વિદ્રોહની આવશ્યકતાની વાત કરવાને બદલે વિદ્રોહની અનિવાર્યતાની વાત કરે છે. વિદ્રોહ—તૈયારીઓ વગરનો, સ્વતઃસ્ફૂર્ત, છૂટોછવાયો—શરૂ થઈ ચૂક્યો છે. કોઈ પણ માણસ પાકી ખાતરી ન જ આપી શકે કે એ વિદ્રોહ વિકસીને જનતાનો પરિપૂર્ણ તથા અખંડિત વિદ્રોહ બની જશે કારણ કે તેનો આધાર ક્રાંતિકારી પરિબળોની હાલત (તેનો પૂરો ક્યાસ કેવળ સંઘર્ષ દરમિયાન જ કાઢી શકાય) ઉપર, સરકાર તથા મૂડીદાર વર્ગના વર્તન ઉપર, અને ચોકસાઈથી અંદાજી ન શકાય એવા બીજા સંખ્યાબંધ સંજોગો ઉપર રહેશે. કોઈ નક્કર ઘટનાના સંબંધમાં પાકી ખાતરીના અર્થમાં અનિવાર્યતાની વાત સાવ નકામી છે, પરંતુ મિસ્ટર સ્રૂવે બાબતને એવું જ રૂપ આપી દે છે. જે માણસ ક્રાંતિનો તરફદાર હોય તેણે તો એવી વાત કરવી **જોઈએ** કે વિદ્રોહ ક્રાંતિના **વિજય માટે** આવશ્યક છે યા નહિ, તેની જોમદાર ઘોષણા તથા હિમાયત કરવાનું અને તેને માટે તત્કાળ તથા જુસ્સાથી તૈયારીઓ કરવાનું જરૂરી છે યા નહિ. મિસ્ટર સ્રૂવે આ તફાવતને ન સમજે એમ બને જ નહિ: તે, દાખલા તરીકે, સાર્વજનીન મતાધિકારની આવશ્યકતાના—જે લોકશાહીવાદી માટે નિર્વિવાદ છે—સવાલને વર્તમાન ક્રાંતિ દરમિયાન તેની સિદ્ધિની અનિવાર્યતા—જે રાજકીય પ્રવૃત્તિ ચલાવનારા લોકો માટે વિવાદાસ્પદ છે તથા બહુ ઓછું મહત્ત્વ ધરાવે છે—સામે વાંધો ઉઠાવીને ઢાંકી નથી દેતો. મિસ્ટર સ્રૂવે વિદ્રોહની આવશ્યકતાના સવાલને ટાળીને ઉદારમતવાદી મૂડીદાર વર્ગના ધોરણના છેક હાર્દના સારતત્ત્વને છતું કરે છે. પહેલી વાત તો એ કે મૂડીદાર વર્ગ આપખુદશાહીને કચડી નાખવાનું નહિ પરંતુ તેની સાથે સોદો કરી લેવાનું વધારે પસંદ કરશે. બીજી વાત એ કે મૂડીદાર વર્ગ તમામ દાખલાઓમાં હથિયારબંધ વિદ્રોહનું કામ કામદારોને માથે સરકાવી દે છે. મિસ્ટર સ્રૂવેની ટાળંટાળનો **ખરો** મર્મ એવો છે.

એટલે જ તે વિદ્રોહની આવશ્યકતાના સવાલથી **પીછેહઠ કરી જાય છે** અને તેના "સામાજિક-માનસિક" સંજોગો તથા આરંભિક "પ્રચાર"ના સવાલ તરફ ખસી જાય છે. જ્યારે સરકારનાં હથિયારબંધ દળોને મારી હઠાવવાનો સવાલ હતો, આંદોલન હથિયારબંધ સંઘર્ષની "આવશ્યકતામાં પરિણમ્યું" હતું, એકલી મૌખિક સમજાવટ (જે તૈયારીના ગાળા દરમિયાન સો ગણી વધારે જરૂરી હોય છે) તો તુચ્છ મૂડીવાદી નિષ્ક્રિયતા તથા કાયરતા બની ચૂકી હતી, ત્યારે મૂડીવાદી વાણીશૂરાઓ ૧૮૪૮ની ફ્રૅંકફોર્ટ સંસદમાં જેવી રીતે ઠરાવો, જાહેરાતો, તથા નિર્ણયો ઘડી કાઢવામાં મશગૂલ બની ગયા હતા, "વ્યાપક પ્રચાર"માં તેમ જ "સામાજિક-માનસિક" સંજોગો ઊભા કરવામાં મશગૂલ બની ગયા હતા—એવી જ રીતે મિસ્ટર સ્રૂવે પણ વિદ્રોહના સવાલને ટાળે છે અને **ઠાલાં વાક્યોની** આડશ લઈ લે છે. ઘણા સામાજિક-લોકશાહીવાદીઓ જે વાતને આંધળાંની જેમ જોઈ શકતા જ નથી તે વાત મિસ્ટર સ્રૂવે આપણી સમક્ષ ઝળકતા પ્રકાશમાં આણી દે છે—અર્થાત્ એ વાત કે ઇતિહાસમાં સાધારણ, રોજિંદા, તૈયારીના ગાળાઓથી ક્રાંતિકારી ગાળો એ દૃષ્ટિએ નિરાળો હોય છે કે તેમાં લોકસમુદાયોના મનોભાવ, ઉત્તેજના, તથા પ્રતીતિઓ **કૃત્યોમાં** વ્યક્ત થવાં જોઈએ અને થાય છે.

અણઘડ ક્રાંતિવાદમાં સમજણ નથી હોતી કે શબ્દો પણ કૃત્યો જ હોય છે; એ વિધાન એવા સંજોગમાં નિર્વિવાદ બની રહે છે કે જ્યારે તેને **સમગ્ર રૂપમાં** ઇતિહાસને લાગુ કરવામાં આવે અથવા ઇતિહાસના એવા ગાળાઓને લાગુ કરવામાં આવે કે જેમાં કશી ખુલ્લી રાજકીય લોકવ્યાપી હિલચાલ ન થતી હોય, અને કોઈ પણ જાતના બળવા તેનું સ્થાન ન લઈ શકે અથવા તેને કૃત્રિમ રીતે પ્રેરી ન શકે. પૂંછવૃત્તિ ધરાવતા ક્રાંતિકારીઓ સમજતા નથી કે ક્રાંતિકારી ગાળો શરૂ થઈ ગયો હોય, પુરાણી "અધિરચના"માં તળિયેથી ટોચ સુધી તિરાડો પડી ગઈ હોય, નવી અધિરચનાનું સર્જન પોતાને માટે કરી રહેલા વર્ગો તથા લોકસમુદાયોમાં ખુલ્લી રાજકીય હિલચાલ હકીકત બની ગઈ હોય, અને આંતરવિગ્રહ શરૂ થઈ ગયો હોય ત્યારે "કૃત્યો"ની આવશ્યકતા સંબંધી **સીધું સૂત્ર** રજૂ કરવાને બદલે **પુરાણી રીતના** "શબ્દો" પૂરતા જ સીમિત રહેવું અને "માનસિક સંજોગો"ની તેમ જ સામાન્ય રૂપે "પ્રચાર"ની જરૂરનો અનુરોધ કરીને કૃત્યો ટાળવાની કોશિશ કરવી એટલે ઉદાસીનતા, ચેતનહીનતા, તથા વિદ્યાદંભનું પ્રદર્શન કરવું અથવા ક્રાંતિનો દ્રોહ કરવો અને ક્રાંતિને છેહ દેવો. લોકશાહીવાદી મૂડીદાર વર્ગના ફ્રૅંકફોર્ટ વાણીશૂરાઓ બરાબર એવા જ છેહનું

અથવા બરાબર એવી જ વિદ્યાદંભી મૂઢતાનું અવિસ્મરણીય ઉદાહરણ અંકિત કરે છે.

અણઘડ ક્રાંતિવાદ અને ક્રાંતિકારીઓની પૂંછવૃત્તિ વચ્ચેના તફાવતનો ખુલાસો તમારે રશિયામાંના સામાજિક-લોકશાહીવાદી આંદોલનના ઇતિહાસમાંથી જોઈએ છે? તમને એ ખુલાસો અમે પૂરો પાડીશું. ૧૯૦૧ અને ૧૯૦૨નાં વર્ષો યાદ કરો—એ વર્ષો છે તો તાજેતરનાં જ, પરંતુ આજે પ્રાચીન ઇતિહાસ જેવાં જણાવા લાગ્યાં છે. દેખાવો શરૂ થઈ ગયા હતા. અણઘડ ક્રાંતિવાદ તરફથી "હલ્લાની કાર્યનીતિ" સંબંધી દેકારા થઈ રહ્યા હતા ('રાબોચેયે દેલો'), "ખુન્નસભર્યાં ચોપાનિયાં" વહેંચાઈ રહ્યાં હતાં (મારી યાદમાં કશી ભૂલ ન થતી હોય તો બર્લિનમાં છપાયેલાં), અને અખબાર મારફત દેશવ્યાપી ચળવળ ચલાવવાના વિચારના "સાહિત્યિક દંભ" તથા બેઠાડુ લક્ષણની ઉપર પ્રહારો થઈ રહ્યા હતા (નાદેઝદિન[37]). એથી ઊલટું, એ વખતે ક્રાંતિકારીઓની પૂંછવૃત્તિ એવા ઉપદેશમાં વ્યક્ત થતી હતી કે "રાજકીય ચળવળનું **ઉત્તમ** સાધન આર્થિક સંઘર્ષ છે." અને ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓનું વર્તન કેવું હતું? તેમણે એ બેઉ વહેણોની ટીકા કરી. તેમણે ધડાકા ફડાકાની રીતોને તેમ જ હલ્લાની કાર્યનીતિ સંબંધી દેકારાઓને વખોડી કાઢ્યા કારણ કે સૌને સાફ સમજણ હતી અથવા હોવી જોઈતી હતી કે ખુલ્લી લોકવ્યાપી હિલચાલની બાબત તો ભાવિના ગર્ભમાં પડેલી છે. તેમણે પૂંછવૃત્તિને વખોડી કાઢી અને પ્રજાકીય વિદ્રોહ **સુદ્ધાંનું** સૂત્ર ખુલ્લી રીતે રજૂ કર્યું—સીધી હાકલના અર્થમાં નહિ (અમારાં એ વખતનાં કથનોમાં મિસ્ટર સ્રૂવેને "બંડ"ની કોઈ હાકલ જોવા નહિ મળે) પરંતુ **અનિવાર્ય** તારવણીના અર્થમાં, "પ્રચાર"ના અર્થમાં (તેનો ખ્યાલ મિસ્ટર સ્રૂવેને હવે જ આવ્યો છે, આપણા આદરણીય મિસ્ટર સ્રૂવે હંમેશાં જમાનાથી થોડાંક વરસ પાછળ રહી જતા હોય છે), અકળામણમાં પડી ગયેલા અને સોદાબાજી કરી રહેલા મૂડીદાર વર્ગના પ્રતિનિધિઓ હાલ "ગમગીનીથી અને ખોટી વેળાએ" જેની હિમાયત કરી રહ્યા છે એ જ "સામાજિક-માનસિક સંજોગો" પેદા કરવાના અર્થમાં. **એ વખતે** વસ્તુગત હાલતે પ્રચાર તથા ચળવળને, ચળવળ તથા પ્રચારને, ખરેખર મોખરે આણી દીધાં હતાં. **એ વખતે** અખિલ રશિયન રાજકીય અખબાર—જેનું સાપ્તાહિક પ્રકાશન બરાબર માફક લાગતું હતું—સંબંધી કાર્યને વિદ્રોહની તૈયારીના કાર્યની કસોટી તરીકે રજૂ કરવાનું શક્ય હતું (અને 'શું કરીએ?'માં રજૂ કરવામાં આવ્યું હતું). **એ વખતે** સીધા હથિયારબંધ કદમને બદલે લોકવ્યાપી ચળવળની,

ધડાકા ફડાકાને બદલે વિદ્રોહ માટે સામાજિક-માનસિક સંજોગોના ઘડતરની, હિમાયત કરતાં સૂત્રો જ ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદનાં ખરાં સૂત્રો હતાં. વર્તમાન સમયે ઘટનાઓ એ સૂત્રોથી આગળ ધપી ગઈ છે, આંદોલને એ સૂત્રોને પાછળ રાખી દીધાં છે, હવે તો એ સૂત્રો 'ઓસ્વોબોઝ્દેનિયે'ના દંભને તથા નવીન 'ઈસ્ક્રા'ની પૂંછવૃત્તિને ઢાંકવામાં જ કામ લાગે એવી કચરાપટ્ટી તથા ચીંથરાં બની ગયેલ છે!

કે પછી કદાચ મારી ભૂલ થતી હોય? કદાચ ક્રાંતિ હજી શરૂ નથી થઈ? વર્ગો તરફથી ખુલ્લી રાજકીય હિલચાલની વેળા હજુ કદાચ નથી પાકી? કદાચ આંતરવિગ્રહ ચાલુ નથી, અને હથિયારો વડે ટીકા ટીકાના હથિયારની આવશ્યક તથા ફરજિયાત ઉત્તરાધિકારી, વારસદાર, પાલક, તથા સમાપક હજુ ન બની રહેવી જોઈએ?

તમારા ખંડમાંથી નીકળીને બહાર રસ્તા પર પહોંચી જાઓ અને આસપાસ નજર ફેરવો એટલે આ સવાલોના જવાબ મળી જશે. દરેક ઠેકાણે શાંતિમય તથા બિનહથિયાર નાગરિકોનાં ટોળાં ઉપર ગોળીઓ વરસાવીને સરકારે પોતે જ આંતરવિગ્રહ શરૂ નથી કરી દીધો? હથિયારબંધ યમદૂતો આપખુદશાહીની "દલીલ" તરીકે બહાર નથી પડયા? નાગરિકોના મિલિશિયાની આવશ્યકતાને મૂડીદાર વર્ગે — મૂડીદાર વર્ગે પણ — માન્ય નથી કરી લીધી? મિસ્ટર સ્ત્રૂવે પોતે જ, આદર્શ નરમપંથી તથા શિષ્ટાચારી મિસ્ટર સ્ત્રૂવે, કહેતો નથી (અફસોસની વાત છે કે તે માત્ર સવાલને ટાળવાના આશયે જ એમ કહે છે!) કે "ક્રાંતિકારી પ્રવૃત્તિનું ખુલ્લું સ્વરૂપ" (આજે આપણી પરિસ્થિતિ એવી જ છે!) "હવે લોકસમુદાયોની ઉપર બોધપ્રદ પ્રભાવ પાડવાની અત્યંત મહત્ત્વની શરતોમાંની એક છે"?

જે લોકોને જોવા માટે આંખો હોય તેમને તો મુદ્દલ શંકા ન જ રહે કે ક્રાંતિના તરફદારોએ વિદ્રોહના સવાલને હવે કેવી રીતે રજૂ કરવો જોઈએ. મુક્ત અખબારી આલમમાંથી લોકસમુદાયોની ઉપર જરાયે પ્રભાવ પાડવાનું સામર્થ્ય ધરાવતાં અખબારોમાં થયેલી એ સવાલની ત્રણ રજૂઆતોનું પરીક્ષણ કરો.

પહેલી રજૂઆત. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસનો ઠરાવ.* જાહેર રીતે સ્વીકારવામાં તથા જણાવવામાં આવ્યું છે

---

*ઠરાવની પૂરી વાચના નીચે મુજબ છે:

કે સામાન્ય લોકશાહીવાદી ક્રાંતિકારી આંદોલને વિદ્રોહની **આવશ્યકતા ક્યારની ઊભી કરી દીધી છે.** વિદ્રોહ માટે સર્વહારા વર્ગનું સંગઠન પાર્ટીનાં આવશ્યક, મુખ્ય, અને **અનિવાર્ય** કર્તવ્યોમાંના એક તરીકે એકદમ તાકીદનું બની ગયું છે.

---

"૧. સર્વહારા વર્ગ પોતાના સ્થાનને કારણે મોખરાનો તથા એકમાત્ર સુસંગત ક્રાંતિકારી વર્ગ હોવાથી તેણે રશિયામાં સામાન્ય લોકશાહીવાદી ક્રાંતિકારી આંદોલનમાં આગેવાનીની ભૂમિકા ભજવવાની છે;

"૨. એ આંદોલન વર્તમાન સમયે હથિયારબંધ વિદ્રોહની આવશ્યકતાના તબક્કામાં પહોંચી ગયું છે;

"૩. સર્વહારા વર્ગ એવા વિદ્રોહમાં અત્યંત જુસ્સાથી ભાગ લેશે, અને તેમાં તેની સામેલગીરી રશિયામાં ક્રાંતિનું ભાવિ નિર્ધારિત કરશે;

"૪. સર્વહારા વર્ગ તેના સંઘર્ષનું વૈચારિક તેમ જ અમલી ઉભય ક્ષેત્રોમાં સંચાલન કરતી સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીના ઝંડા હેઠળ એક જ તથા સ્વતંત્ર રાજકીય પરિબળ તરીકે એકતાબદ્ધ હોય તો જ તે આ ક્રાંતિમાં આગેવાનીની ભૂમિકા ભજવી શકે;

"૫. એવી ભૂમિકા ભજવવાથી જ સર્વહારા વર્ગ માટે મૂડીવાદી-લોકશાહીવાદી રશિયાના મિલકતદાર વર્ગોની વિરુદ્ધ સમાજવાદના સંઘર્ષના વધારેમાં વધારે સાનુકૂળ સંજોગો સુનિશ્ચિત બનશે;

"એટલે રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસ માને છે કે આપખુદશાહીની સામે હથિયારબંધ વિદ્રોહ મારફત સીધા સંઘર્ષ માટે સર્વહારા વર્ગનું સંગઠન સાધવાનું કર્તવ્ય વર્તમાન ક્રાંતિકારી સમયે પાર્ટીનાં સૌથી મુખ્ય તથા તાકીદનાં કર્તવ્યોમાંનું એક છે.

"તે મુજબ, કૉંગ્રેસ તમામ પાર્ટી સંગઠનોને આદેશ આપે છે કે—

"ક. પ્રચાર અને ચળવળ મારફત સર્વહારા વર્ગને આગામી હથિયારબંધ વિદ્રોહનું કેવળ મહત્ત્વ જ નહિ પરંતુ તેનું અમલી સંગઠનાત્મક પાસું પણ સમજાવવું,

"ખ. એ પ્રચાર અને ચળવળ દરમિયાન વ્યાપક રાજકીય હડતાલોની ભૂમિકા સમજાવવી કારણ કે વિદ્રોહના આરંભમાં તેમ જ તેની પ્રગતિ દરમિયાન એવી હડતાલો કદાચ ભારે મહત્ત્વની બની રહે, અને

"ગ. સર્વહારા વર્ગને હથિયારો પૂરાં પાડવાની દિશામાં તેમ જ હથિયારબંધ વિદ્રોહની તથા તેની સીધી આગેવાનીની યોજના ઘડી કાઢવાની

સર્વહારા વર્ગને હથિયારો પૂરાં પાડવા તેમ જ વિદ્રોહની સીધી આગેવાનીની શક્યતા પાકી બનાવી દેવા માટે **વધારેમાં વધારે ફૂર્તિલાં** પગલાં લેવાની સૂચનાઓ આપી દેવામાં આવી છે.

રજૂઆત બીજી. "રશિયન બંધારણવાદીઓના આગેવાન" (યુરોપીય મૂડીદાર વર્ગના 'ફ્રેંકફુર્તેર ત્સાઇતુંગ'[38] જેવા ખૂબ જ પ્રભાવક મુખપત્રમાં તાજેતરમાં કરવામાં આવેલા મિસ્ટર સ્ત્રૂવેના વર્ણન મુજબ) અથવા રશિયન પ્રગતિશીલ મૂડીદાર વર્ગના આગેવાન તરફથી 'ઓસ્વોબોઝદેનિયે'માં સિદ્ધાંતોના નિવેદન સાથેનો લેખ. વિદ્રોહ અનિવાર્ય હોવાના અભિપ્રાય સાથે તે સહમત નથી. ગુપ્ત પ્રવૃત્તિ અને બંડ—ગેરવાજબી ક્રાંતિવાદની વિશિષ્ટ રીતો. પ્રજાસત્તાકપંથ—ચકિત કરી દેવાની રીત. ખરું જોતાં વિદ્રોહ તો માત્ર ટેકનિકલ સવાલ જ છે, પરંતુ "મૂળભૂત અને સૌથી વધારે આવશ્યક કર્તવ્ય" લોકવ્યાપી પ્રચાર ચલાવવાનું તેમ જ સામાજિક-માનસિક સંજોગો ઘડવાનું છે.

રજૂઆત ત્રીજી. નવીન 'ઈસ્ક્રા' સંમેલનનો ઠરાવ. આપણું કર્તવ્ય વિદ્રોહ માટે તૈયાર થઈ જવાનું છે. આયોજિત વિદ્રોહનો તો સવાલ જ ઊભો નથી થતો. વિદ્રોહના સાનુકૂળ સંજોગો સરકારી તંત્ર ખોરવાઈ જવાથી, આપણી ચળવળથી, અને આપણા સંગઠનથી પેદા થાય છે. ત્યારે જ "લડાઈની ટેકનિકલ તૈયારીઓ વધારે કે ઓછું ગંભીર મહત્ત્વ ધારણ કરી શકે".

બસ? બસ. વિદ્રોહ આવશ્યક બની ગયો છે કે નહિ તેની સર્વહારા વર્ગના નવીન 'ઈસ્ક્રા' આગેવાનોને હજી ખબર નથી. તાત્કાલિક સંઘર્ષ માટે સર્વહારા વર્ગનું સંગઠન સાધવાનું કર્તવ્ય તાકીદનું છે કે નહિ તે હજી તેમને સમજાયું નથી. વધારેમાં વધારે ફૂર્તિલાં પગલાં લેવાનો અનુરોધ જરૂરી નથી, એથી ઘણા વધારે મહત્ત્વની વાત (૧૯૦૨માં નહિ, ૧૯૦૫માં) સામાન્ય રૂપરેખા દોરીને સમજાવવાની છે કે એ પગલાં કેવા સંજોગોમાં "વધારે કે ઓછું ગંભીર" મહત્ત્વ ધારણ "કરી શકે"...

નવીન 'ઈસ્ક્રાના' સાથીઓ, હવે તમને દેખાય છે કે માર્તીનોવપંથ તરફનો તમારો ઝોક તમને ક્યાં લઈ ગયો છે? તમને સમજાય છે કે તમારી રાજકીય ફિલસૂફી 'ઓસ્વોબોઝદેનિયે'ની ફિલસૂફીનું જ નવું રૂપ સાબિત થઈ ગઈ છે?—

---

દિશામાં અત્યંત ફૂર્તિલાં પગલાં લેવાં, અને એવા આશયે પાર્ટી કાર્યકરોનાં ખાસ જૂથો જ્યાં અને જ્યારે જરૂરી બને ત્યાં અને ત્યારે રચવાં." (૧૯૦૭ની આવૃત્તિમાં લેખકની નોંધ.—સં.)

કે (તમારી મરજી વિરુદ્ધ અને તમને કશા ભાન વગર) તમે રાજશાહીવાદી મૂડીદાર વર્ગની પાછળ પાછળ ઘસડાઈ રહ્યા છો? હવે તમને વાત સ્પષ્ટ લાગે છે કે વાસી તથ્યો દોહરાવતી વેળા અને વાક્છળની ઉસ્તાદી હાંસલ કરતી વેળા તમે એ હકીકતને સાવ ચૂકી ગયા છો કે — પ્યોતર સ્ત્રૂવેના અવિસ્મરણીય લેખના અવિસ્મરણીય શબ્દોમાં — "ક્રાંતિકારી **પ્રવૃત્તિઓનું** ખુલ્લું સ્વરૂપ હવે લોકસમુદાયોની ઉપર બોધપ્રદ પ્રભાવ પાડવાની અત્યંત મહત્ત્વની શરતોમાંની એક છે"?

## ૯

## ક્રાંતિના સમયમાં ઉગ્ર વિરોધની પાર્ટી હોવાનો અર્થ શો છે?

આપણે ફરી કામચલાઉ સરકાર સંબંધી ઠરાવનું પરીક્ષણ કરીએ. અમે બતાવી ચૂક્યા છીએ કે નવીન-'ઈસ્ક્રા'પંથી કાર્યનીતિ ક્રાંતિને આગળ નથી ધપાવતી — એ લોકો એવી શક્યતાને પોતાના ઠરાવ વડે પાકી બનાવવા માગે છે — પરંતુ પાછળ ખેંચે છે. અમે બતાવી ચૂક્યા છીએ કે ચોક્કસ રૂપે એવી કાર્યનીતિ જ અસંગત મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષમાં સામાજિક-લોકશાહીવાદના **હાથ બાંધી** લે છે અને મૂડીવાદી લોકશાહીની અંદર તેના વિલયનને અટકાવતી નથી. ઠરાવનો ગલત આધાર સ્વાભાવિક રીતે જ નીચેના ગલત નિષ્કર્ષમાં પરિણમે છે: "એટલે સામાજિક-લોકશાહીવાદે પોતાને માટે કામચલાઉ સરકારમાં પૂરી સત્તા કબજે કરી લેવાનું અથવા સત્તાની ભાગીદારી કરવાનું લક્ષ્ય નિર્ધારિત ન કરવું જોઈએ પરંતુ અત્યંત ક્રાંતિકારી વિરોધની પાર્ટી બની રહેવું જોઈએ." આ નિષ્કર્ષમાંથી લક્ષ્યોનું નિવેદન કરતા પ્રથમ ભાગ વિશે વિચાર કરો. નવીન-'ઈસ્ક્રા'પંથીઓ જાહેર કરે છે ખરા કે સામાજિક-લોકશાહીવાદનું લક્ષ્ય ઝારશાહીની ઉપર ક્રાંતિના નિર્ણાયક વિજયનું છે? હા, કરે છે. નિર્ણાયક વિજયની શરતોનું સમુચિત નિરૂપણ તેઓ નથી કરી શકતા અને 'ઓસ્વોબોઝદેનિયે'ના નિરૂપણમાં સરકી પડે છે, પરંતુ એ લક્ષ્ય તો તેઓ પોતાને માટે નિર્ધારિત કરે જ છે. વધુમાં — તેઓ કામચલાઉ સરકારને વિદ્રોહની જોડે સાંકળે છે ખરા? હા, તેઓ એકદમ એવું નિવેદન કરીને સાંકળે છે કે કામચલાઉ સરકાર "વિજયી પ્રજાકીય વિદ્રોહમાંથી ઉદ્ભવ પામશે". છેલ્લે — તેઓ વિદ્રોહને દોરવણી આપવાનું લક્ષ્ય પોતાને માટે નિર્ધારિત કરે છે ખરા? હા, કરે છે. મિસ્ટર સ્ત્રૂવેની જેમ જ

તેઓ એવું સાફ કથન ટાળે છે કે વિદ્રોહ તાકીદે આવશ્યક છે, પરંતુ સાથે સાથે જ તેઓ મિસ્ટર સ્ત્રૂવેથી જુદા પડીને જણાવે છે કે "સામાજિક-લોકશાહીવાદ તેને (વિદ્રોહને) પોતાના પ્રભાવ તથા **આગેવાની હેઠળ આણવાની** અને તેનો ઉપયોગ કામદાર વર્ગના હિતમાં કરવાની જહેમત કરે છે".

બધું કેવી મઝાની રીતે ભેગું બંધબેસી જાય છે, નહિ? અમે સર્વહારા તેમ જ **બિનસર્વહારા** ઉભય સમુદાયોના વિદ્રોહને અમારા પ્રભાવ તથા અમારી આગેવાની હેઠળ આણવાનું અને તેનો ઉપયોગ અમારા હિતમાં કરવાનું લક્ષ્ય અમારે માટે નિર્ધારિત કરીએ છીએ. એટલે, અમે વિદ્રોહમાં સર્વહારા વર્ગ તેમ જ ક્રાંતિકારી મૂડીદાર વર્ગ તથા નિમ્ન-મૂડીવાદી વર્ગ ("બિનસર્વહારા જૂથો") ઉભયની આગેવાની કરવાનું, અર્થાત્ વિદ્રોહની આગેવાનીમાં સામાજિક-લોકશાહીવાદ અને ક્રાંતિકારી મૂડીદાર વર્ગ વચ્ચે **"ભાગીદારી"** સ્થાપવાનું, લક્ષ્ય અમારે માટે નિર્ધારિત કરીએ છીએ. અમે વિદ્રોહને **વિજયી** બનાવવાનું લક્ષ્ય અમારે માટે નિર્ધારિત કરીએ છીએ, અને વિદ્રોહના વિજયથી કામચલાઉ સરકારની સ્થાપના થશે ("જે વિજયી પ્રજાકીય વિદ્રોહમાંથી ઉદ્‌ભવ પામશે"). **એટલે**... એટલે આપણે કામચલાઉ ક્રાંતિકારી સરકારમાં પૂરી સત્તા કબજે કરી લેવાનું અથવા સત્તાની ભાગીદારી કરવાનું લક્ષ્ય આપણે માટે નિર્ધારિત ન કરવું જોઈએ!!

આપણા મિત્રો પોતાની દલીલોનો મેળ એક છેડેથી બીજા છેડા સુધી બરાબર બેસાડી શકતા નથી. તેઓ વિદ્રોહના સવાલને ટાળનારા મિસ્ટર સ્ત્રૂવેના દૃષ્ટિકોણ અને આપણને એ તાકીદનું કર્તવ્ય હાથમાં લેવાની હાકલ કરનારા ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદના દૃષ્ટિકોણ વચ્ચે ઝોલા ખાય છે. તેઓ કામચલાઉ ક્રાંતિકારી સરકારમાં કોઈ જાતની સામેલગીરીને સિદ્ધાંતની દૃષ્ટિએ સર્વહારા વર્ગ જોડે દગાખોરી તરીકે વખોડી કાઢનારા અરાજકતાવાદ અને વિદ્રોહમાં સામાજિક-લોકશાહીવાદનો માર્ગદર્શક પ્રભાવ હોય તો એવી સામેલગીરીનો તકાદો કરતા માર્ક્સવાદ વચ્ચે ઝોલા ખાય છે. તેઓ કોઈ જાતનું સ્વતંત્ર ધોરણ ધરાવતા જ નથી: ઝારશાહીની જોડે સોદો કરી લેવા માગતા અને એ કારણે વિદ્રોહના સવાલ અંગે ટાળંટાળ તથા બહાનાંઓનો આશરો લેવાની હાલતમાં જઈ પડેલા મિસ્ટર સ્ત્રૂવેનું ધોરણ પણ નહિ, અને "ઉપરથી" કોઈ પણ જાતની પ્રવૃત્તિને તેમ જ મૂડીવાદી ક્રાંતિમાં કોઈ પણ જાતની સામેલગીરીને વખોડી કાઢતા અરાજકતાવાદીઓનું પણ નહિ. નવીન-'ઈસ્ક્રા'પંથીઓ ઝારશાહી જોડે સોદાને અને ઝારશાહી ઉપર વિજયને એકબીજાની સાથે ગૂંચવી નાખે છે. તેઓ

મૂડીવાદી ક્રાંતિમાં ભાગ લેવા માગે છે. તેઓ માર્તીનોવની 'બે સરમુખત્યારીઓ'થી થોડાઘણા આગળ ગયા છે. તેઓ જનતાના વિદ્રોહની આગેવાની કરવાનુંયે મંજૂર કરી લે છે—વિજય હાંસલ થઈ જાય કે તરત જ (અથવા કદાચ વિજયથી જરાક પહેલાં?) એ આગેવાની તજી દેવા માટે, અર્થાત્ **વિજયનાં સુફળોનો લાભ પોતે ન લેવા માટે** પરંતુ એ બધાં સુફળો **પૂર્ણ રૂપે મૂડીદાર વર્ગને** હવાલે કરી દેવા માટે. અને તેને તેઓ "વિદ્રોહનો ઉપયોગ કામદાર વર્ગના હિતમાં..." ગણાવે છે.

આ ગોટાળાની વધારે છણાવટ જરાય જરૂરી નથી. એ ગોટાળો "અત્યંત ક્રાંતિકારી વિરોધની પાર્ટી બની રહેવું" શબ્દો ધરાવતા નિરૂપણમાંથી કેવી રીતે **પેદા** થયો છે તેનું પરીક્ષણ વધારે ઉપયોગી સાબિત થશે.

આ વિધાન આંતરરાષ્ટ્રીય ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદનાં પરિચિત વિધાનોમાંનું એક છે. સંસદીય દેશોમાં સુધારણાવાદ તથા તકવાદના સઘળા વિરોધીઓમાં તે સર્વસાધારણ બની ગયેલું છે. તે "સંસદઘેલછા", મિલ્યેરાંપંથ, બર્નસ્ટાઇનપંથ,[39] અને તુરાતી છાપના ઇટાલિયન સુધારાવાદના વાજબી તથા જરૂરી સામના તરીકે સામાન્ય રીતે સ્વીકૃત બની ગયેલું છે. એ સરસ વિધાનને આપણા ભલા નવીન-'ઈસ્ક્રા'પંથીઓએ ગોખીને મોઢે કરી લીધું છે, અને તેઓ તેને ભારે જુસ્સાથી લાગુ કરી રહ્યા છે... **સાવ ખોટી વેળાએ**. સંસદ અસ્તિત્વમાં જ નથી એવા સંજોગો માટે ઘડાયેલા ઠરાવોમાં સંસદીય સંઘર્ષના પ્રકારો દાખલ કરી દેવામાં આવ્યા છે. જેમાં કોઈ ગંભીરતાથી **વિદ્રોહની** વાત કરે જ નહિ એવી રાજકીય પરિસ્થિતિને પ્રતિબિંબિત તથા વ્યક્ત કરતી "વિરોધ"ની વિભાવના નિરર્થક રીતે એવી પરિસ્થિતિમાં લાગુ કરી દેવામાં આવી છે કે જેમાં વિદ્રોહ **શરૂ થઈ** ચૂક્યો છે અને ક્રાંતિના સઘળા સમર્થકો તેની આગેવાની વિશે વિચાર તથા વાતો કરી રહ્યા છે. પુરાણી રીતોને, અર્થાત્ માત્ર "નીચેથી" પ્રવૃત્તિની રીતોને, **"વળગી રહેવાની"** ઝંખના ડોળદમામ તથા દેકારા સાથે **ચોક્કસ એવા સમયે** જ વ્યક્ત કરવામાં આવી છે કે જ્યારે ક્રાંતિએ આપણી સમક્ષ **ઉપરથી** પ્રવૃત્તિ ચલાવવાની આવશ્યકતા—વિજયી વિદ્રોહના સંજોગમાં—ઉપસ્થિત કરી દીધી છે.

ના, આપણા નવીન-'ઈસ્ક્રા'પંથીઓ ચોક્કસ કમનસીબ છે. તેઓ ખરું સામાજિક-લોકશાહીવાદી વિધાન નિરૂપિત કરે ત્યારે પણ તેમને એ વિધાન સમુચિત રીતે લાગુ કરતાં નથી આવડતું. તેમને ખ્યાલ જ નથી કે ક્રાંતિ શરૂ થઈ ગઈ હોય એવા સમયમાં જ્યારે સંસદ હોય જ નહિ, આંતરવિગ્રહ ચાલી

રહ્યો હોય, વિદ્રોહી વિસ્ફોટો થઈ રહ્યા હોય, ત્યારે સંસદીય સંઘર્ષની પરિભાષા તથા વિભાવનાઓ રૂપાંતરિત થઈને તદ્દન ઊલટું સ્વરૂપ ધારણ કરી લે છે. તેઓ સમજતા નથી કે પરીક્ષણ હેઠળના સંજોગોમાં સુધારાઓ રસ્તા પરના દેખાવો મારફત રજૂ કરવામાં આવે છે, સવાલો હથિયારબંધ નાગરિકોનાં આક્રમક કદમો મારફત પૂછવામાં આવે છે, અને સરકારનો વિરોધ સરકારને બળજબરીથી ઉથલાવી પાડીને વ્યક્ત કરવામાં આવે છે.

આપણી લોકગાથાનો નાયક જેવી રીતે ડહાપણભરી સલાહ વેળા કવેળાએ દોહરાવતો રહેતો હતો એવી જ રીતે આપણા માર્તીનોવના પ્રશંસકો શાંતિમય સંસદ પ્રવૃત્તિના પાઠ એવી વેળાએ દોહરાવી રહ્યા છે કે જ્યારે તેમના પોતાના નિવેદન મુજબ વાસ્તવિક ઝપાઝપીઓ શરૂ થઈ ચૂકી છે. "ક્રાંતિનો નિર્ણાયક વિજય" અને "પ્રજાકીય વિદ્રોહ" જેવા ઉલ્લેખોથી શરૂ થતા ઠરાવમાં "ઉગ્ર વિરોધ"ના સૂત્રની આડંબરી રજૂઆતથી વધારે હાસ્યાસ્પદ બીજું કશું ન હોઈ શકે! સજ્જનો, વિચારવાની કોશિશ કરો કે વિદ્રોહના ગાળામાં "ઉગ્ર વિરોધ"નો અર્થ કેવો થાય છે. સરકારને ઉઘાડી પાડવાનો કે સરકારને ઉથલાવી પાડવાનો? સરકારની વિરુદ્ધ મત આપવાનો કે તેનાં હથિયારબંધ દળોને ખુલ્લી લડાઈમાં હરાવી દેવાનો? સરકારના નાણાભંડોળમાં ઉમેરો કરવાના ઇનકારનો કે વિદ્રોહની જરૂરિયાતો પૂરી કરવાના, કામદારો તથા કિસાનોને હથિયારો પૂરાં પાડવાના, તથા બંધારણસભા ભરવાના આશયે એ નાણાભંડોળ ક્રાંતિકારી રીતે કબજે કરી લેવાનો? સજ્જનો, તમને હજી નથી સમજાતું કે "ઉગ્ર વિરોધ" શબ્દો તો કેવળ નકારાત્મક કદમોને જ—ભંડાફોડ, વિરુદ્ધ મત, ઇનકારને જ—વ્યક્ત કરે છે? કેમ? કારણ કે એ શબ્દો તો કેવળ સંસદીય સંઘર્ષને જ, અને વળી એવા ગાળામાં કે જ્યારે "નિર્ણાયક વિજય"ને સંઘર્ષનું તાત્કાલિક લક્ષ્ય કોઈ ન બનાવતું હોય ત્યારે જ, લાગુ થાય છે. તમને હજી નથી સમજાતું કે રાજકીય જુલમમાં સબડતા લોકો વિજયના મરણિયા સંઘર્ષમાં આખે મોરચે મક્કમ હલ્લો શરૂ કરી દે એ જ ઘડીએ આ સંબંધમાં મામલા બુનિયાદી રીતે પલટાઈ જાય છે?

કામદારો આપણને પૂછે છે: વિદ્રોહની તાકીદની કામગીરીઓ જુસ્સાથી ચલાવવી જોઈએ ને? શરૂ થઈ ચૂકેલા વિદ્રોહને વિજયી બનાવવા માટે શું શું કરવું જોઈએ? વિજયનો ઉપયોગ કેવી રીતે કરવો જોઈએ? પછી કેવો કાર્યક્રમ અમલમાં મૂકી શકાય અને મૂકવો જોઈએ? માર્ક્સવાદને વધારે ગહનગંભીર બનાવી રહેલા નવીન-'ઈસ્ક્રા'પંથીઓ જવાબ આપે છે: આપણે ઉગ્ર ક્રાંતિકારી

વિરોધની પાર્ટી બની રહેવું જોઈએ... જોઈ લો, આ શૂરવીરોને કૂપમંડૂકતાના ઉસ્તાદો ગણાવવાનું અમારું ધોરણ ખરું હતું કે નહિ?

## ૧૦

## "ક્રાંતિકારી કોમ્યુનો" અને સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી

નવીન 'ઈસ્ક્રા'એ અપનાવી લીધેલા અરાજકતાવાદી ધોરણને ("નીચેથી અને ઉપરથી" પ્રવૃત્તિ નહિ, માત્ર "નીચેથી" જ પ્રવૃત્તિ) નવીન-'ઈસ્ક્રા'પંથીઓનું સંમેલન વળગી ન રહ્યું. વિદ્રોહની શક્યતાને માની લેવી પરંતુ વિજયની અને કામચલાઉ ક્રાંતિકારી સરકારમાં સામેલગીરીની શક્યતાને માનવાનો ઈનકાર કરવો — એવા ધોરણમાં સમાયેલી બેહૂદગી વધારે પડતી સાફ હતી. એટલે સવાલના માર્તીનોવ-માર્તોવ ઉકેલના સંબંધમાં અમુક શરતો તથા મર્યાદાઓ ઠરાવમાં રજૂ કરી દેવામાં આવી. ઠરાવના નીચે મુજબના વિભાગમાં અંકિત થયેલી એ શરતોનું આપણે પરીક્ષણ કરીએ:

> "આ કાર્યનીતિ ('ઉગ્ર ક્રાંતિકારી વિરોધની પાર્ટી બની રહેવાની') વિદ્રોહના ફેલાવામાં મદદ કરવાના તથા સરકારી કારોબારને ખોરવી નાખવાના એકમાત્ર આશયે સત્તાના આંશિક તથા ઘટનામૂલક કબજાની અને એક યા બીજા શહેરમાં અથવા એક યા બીજા જિલ્લામાં ક્રાંતિકારી કોમ્યુનોની સ્થાપનાની ઉપયોગિતાને કોઈ રીતે બકાત બેશક નથી જ રાખતી."

એમ હોય તો તેનો અર્થ કેવળ નીચેથી જ પ્રવૃત્તિને નહિ પરંતુ ઉપરથી પ્રવૃત્તિને પણ સિદ્ધાંતની દૃષ્ટિએ માની લેવાનો છે. તેનો અર્થ એવો નીકળે છે કે 'ઈસ્ક્રા'માં (અંક ૯૩) પ્રકાશિત માર્તોવની જાણીતી કટાક્ષિકામાં રજૂ થયેલા ધોરણને પડતું મૂકી દેવામાં આવ્યું છે અને 'વ્પેર્યોદ'ની કાર્યનીતિને, અર્થાત્ પ્રવૃત્તિ કેવળ "નીચેથી" જ નહિ પરંતુ "ઉપરથી"યે ચલાવવાની કાર્યનીતિને, ખરી માની લેવામાં આવી છે.

આગળ — સત્તાના કબજામાં (ભલે આંશિક, ઘટનામૂલક, વગેરે) એવી સાફ પૂર્વધારણા અંકિત છે કે સામેલગીરી એકલા સામાજિક-લોકશાહીવાદીઓ કે એકલા સર્વહારા વર્ગ પૂરતી જ સીમિત નહિ હોય. એવું તારણ એ

હકીકતમાંથી નીકળે છે કે એકલો સર્વહારા વર્ગ જ લોકશાહીવાદી ક્રાંતિ અંગે ઉત્સુક હોય અને તેમાં સક્રિય ભાગ લેતો હોય એમ નથી. એવું તારણ એ હકીકતમાંથી નીકળે છે કે પરીક્ષણ હેઠળના ઠરાવના આરંભમાં કરવામાં આવેલા નિવેદન મુજબ, વિદ્રોહ "પ્રજાકીય" છે, તેમાં "બિનસર્વહારા જૂથો" (સંમેલનના ઠરાવમાં વિદ્રોહ વિશે વાપરવામાં આવેલા શબ્દો), અર્થાત્ મૂડીદાર વર્ગ, પણ ભાગ લઈ રહ્યાં છે. એટલે, કામચલાઉ ક્રાંતિકારી સરકારમાં નિમ્ન-મૂડીવાદી વર્ગની જોડે સમાજવાદીઓની સંયુક્ત સામેલગીરી કામદાર વર્ગનો દ્રોહ હોવાના સિદ્ધાંતને **સંમેલને ફગાવી દીધો** છે, અને 'વ્પેર્યોદ'નું લક્ષ્ય પણ એ જ હતું. દ્રોહ બની રહેતું કદમ આંશિક, ઘટનામૂલક, સ્થાનિક, વગેરે હોય એથી "દ્રોહ" કંઈ દ્રોહ મટી ન જાય. એટલે, કામચલાઉ ક્રાંતિકારી સરકારમાં સામેલગીરી હલકટ જોરેસપંથ[40] સમાન હોવાના વિચારને સંમેલને **ફગાવી દીધો** છે, અને 'વ્પેર્યોદ'નું[41] લક્ષ્ય પણ એ જ હતું. સરકારની સત્તા ઘણાં શહેરોમાં ફેલાયેલી ન હોય પરંતુ એક જ શહેર પૂરતી સીમિત હોય, ઘણા જિલ્લાઓમાં ફેલાયેલી ન હોય પરંતુ એક જ જિલ્લા પૂરતી સીમિત હોય, અથવા તે જે નામ ધરાવતી હોય, એથી સરકાર કંઈ સરકાર મટી ન જાય. એ રીતે, નવીન 'ઈસ્ક્રા' તરફથી અજમાવવામાં આવેલી આ **સવાલની સૈદ્ધાંતિક રજૂઆતને સંમેલને ફગાવી દીધી** છે.

આપણે જોઈએ કે હવે સિદ્ધાંતની દૃષ્ટિએ સ્વીકારી લેવામાં આવેલ ક્રાંતિકારી સરકારોની સ્થાપના તથા તેમાં સામેલગીરીના સંબંધમાં સંમેલને લાદી દીધેલી મર્યાદાઓ વાજબી છે કે નહિ. "ઘટનામૂલક" અને "કામચલાઉ" વચ્ચેનો તફાવત અમે નથી જાણતા. અમને લાગે છે કે પહેલો શબ્દ—જે "નવો" અને પરદેશી છે—તો સ્પષ્ટ વિચારોના અભાવને છુપાવી રાખવાનો ખાલી પડદો જ છે. તે વધારે "ગહનગંભીર" **લાગે** છે પરંતુ હકીકતમાં વધારે ધૂંધળો અને ગોટાળિયો જ છે. આંશિક રીતે એક શહેર અથવા એક જિલ્લામાં "સત્તાના કબજા"ની "ઉપયોગિતા" અને સમગ્ર રાજ્યની કામચલાઉ ક્રાંતિકારી સરકારમાં સામેલગીરી વચ્ચે શો ફરક છે? જ્યાં નવમી જાન્યુઆરીની ઘટનાઓ બનેલી એ સેંટ પિટર્સબર્ગ જેવું શહેર શું "શહેરો"માં સામેલ નથી? કેટલાંય રાજ્યોથી મોટું કોકેસસ શું જિલ્લાઓમાં સામેલ નથી? જિલ્લાની વાત રહેવા દઈએ પરંતુ એક જ શહેરમાંયે આપણે "સત્તા કબજે" કરી લઈએ એ જ ઘડીએ આપણી સમક્ષ એવી સમસ્યાઓ (એક વેળા નવીન 'ઈસ્ક્રા'ને અકળાવી દેનારી સમસ્યાઓ) ઉપસ્થિત નહિ થઈ જાય કે કારાગારો, પોલીસ, નાણાખાતું,

વગેરેની બાબતમાં શું કરવું? એ વાતનો ઇનકાર તો કોઈ બેશક નહિ જ કરે કે આપણે પૂરતાં બળો ન ધરાવતા હોઈએ, વિદ્રોહ પૂરેપૂરો સફળ ન થઈ જાય, વિજય નિર્ણાયક ન હોય, તો શક્ય છે કે અલગ અલગ વિસ્તારોમાં, અલગ અલગ શહેરોમાં, ઇત્યાદિ પ્રકારની કામચલાઉ સરકારો સ્થાપવામાં આવે. પરંતુ આ બધી બાબતોને વિવાદના મુદ્દા જોડે શો સંબંધ છે, સજજનો? તમે પોતે જ ઠરાવના આરંભમાં "ક્રાંતિના નિર્ણાયક વિજય"ની, "વિજયી પ્રજાકીય વિદ્રોહ"ની, વાતો નથી કરી? અરાજકતાવાદીઓનું કામ—સર્વહારા વર્ગના ધ્યાન તથા લક્ષ્યોમાં ભંગાણ પાડવાનું અને તેનું ધ્યાન સામાન્ય, એક જ, અખંડ, તથા પરિપૂર્ણની દિશાને બદલે "આંશિક"ની દિશામાં વાળી દેવાનું કામ—સામાજિક-લોકશાહીવાદીઓએ ક્યારથી ઉપાડી લીધું છે? એક જ શહેરમાં "સત્તાના કબજા"ની પૂર્વધારણા કરતી વેળા તમે પોતે જ "વિદ્રોહને વિસ્તારવાની" વાત કરો છો—અમે ખ્યાલ બાંધવાની હિંમત કરીએ કે બીજા શહેરમાં? અમે આશા રાખવાની હિંમત કરીએ કે તમામ શહેરોમાં? સજજનો, તમારા નિષ્કર્ષો તમારા આધારો જેટલા જ બેવજૂદ અને બેઢંગા છે, પરસ્પર વિરોધી અને ગોટાળિયા છે. સામાન્ય રૂપમાં કામચલાઉ ક્રાંતિકારી સરકારના સવાલનો સર્વાંગી અને સ્પષ્ટ જવાબ રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસે આપ્યો છે. એ જવાબમાં સ્થાનિક કામચલાઉ સરકારોના તમામ દાખલાઓને પણ આવરી લેવામાં આવ્યા છે. પરંતુ સંમેલનના જવાબમાં તો સવાલના એક **ભાગને** કૃત્રિમ તથા મનફાવે એવી રીતે અલગ પાડી દઈને સમગ્ર સવાલને ખાલી **ટાળવામાં** જ આવ્યો છે (તે પણ નિષ્ફળ રીતે) અને ગોટાળો પેદા કરવામાં આવ્યો છે.

"ક્રાંતિકારી કોમ્યુનો" એટલે શું? એ વિભાવના "કામચલાઉ ક્રાંતિકારી સરકાર"થી નિરાળી છે? અને નિરાળી હોય તો કઈ રીતે? સંમેલનના સજજનોને પોતાને જ આ બાબતની કશી ખબર નથી. ઘણી વાર બનતું હોય છે તેમ, ક્રાંતિકારી વિચારોમાં ગોટાળાએ તેમને **ક્રાંતિકારી વાણીવિલાસની** હાલતમાં પહોંચાડી દીધા છે. ખરેખર, સામાજિક-લોકશાહીવાદના પ્રતિનિધિઓએ અપનાવેલા ઠરાવમાં "ક્રાંતિકારી કોમ્યુન" શબ્દોનો ઉપયોગ ક્રાંતિકારી વાણીવિલાસ સિવાય બીજું કશું જ નથી. જેમાં ભવિષ્યનાં કર્તવ્યોને છુપાવી રાખવા માટે **અતીતના ઊંડાણમાંથી** કોઈ "મોહક" શબ્દો ઉપાડી લઈને વાપરવામાં આવ્યા હોય એવા વાણીવિલાસને માર્ક્સે કેટલીય વાર વખોડી કાઢ્યો છે. એવા દાખલાઓમાં તો ઇતિહાસમાં પોતાની ભૂમિકા ભજવી ચૂકેલા શબ્દની મોહકતા નકામી અને

હાનિકર ભભક બની જાય છે, બાળકના ઘૂઘરા જેવી બની જાય છે. આપણે કામદારોને તથા સમગ્ર જનતાને સ્પષ્ટ તથા અસંદિગ્ધ ખ્યાલ આપવો જ જોઈએ કે આપણે કામચલાઉ ક્રાંતિકારી સરકારની સ્થાપના **શા માટે** ઇચ્છીએ છીએ, અને શરૂ થઈ ચૂકેલા વિદ્રોહના વિજય પછી પહેલે જ દિવસે સરકારમાં આપણો નિર્ણાયક પ્રભાવ હોય તો આપણે **ચોક્કસ રૂપે કેવાં પરિવર્તનો** કરીશું. રાજકીય આગેવાનો સમક્ષ એવા સવાલો ઉપસ્થિત છે.

રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસે એ સવાલોના જવાબ તદ્દન સ્પષ્ટ રીતે આપ્યા છે અને એ પરિવર્તનોનો પૂરો કાર્યક્રમ—અમારી પાર્ટીનો ન્યૂનતમ કાર્યક્રમ—ઘડી કાઢયો છે. પરંતુ "કોમ્યુન" શબ્દ કશો જવાબ આપતો જ નથી, તે તો કેવળ લોકોનાં મનમાં ગોટાળા પેદા કરતો દૂરવર્તી રણકાર... અથવા પોકળ અલંકાર જ છે. દાખલા તરીકે, ૧૮૭૧ના પૅરિસ કોમ્યુનની યાદ આપણને જેટલી વધારે પ્યારી હોય એટલું જ ઓછું ઉચિત આપણે માટે તેની ગલતીઓ તથા ખાસ સંજોગોના પૃથક્કારણ વગર આડેધડ તેના ઉલ્લેખો કરવાનું ગણાય. આપણે એવી રીતે ઉલ્લેખો કરીએ તો તેનો અર્થ બ્લાંકીપંથીઓનો બેહૂદો દાખલો દોહરાવવા જેવો થાય. તેમણે (૧૮૭૪ના પોતાના 'જાહેરનામા'માં) કોમ્યુનના[42] દરેક કદમને અંજલિ અર્પણ કરી હતી—અને ઍંગેલ્સે તેમની ઠેકડી ઉડાડી હતી. આ "ક્રાંતિકારી કોમ્યુન" વિશે, ઠરાવમાં જેનો ઉલ્લેખ છે તેને વિશે, કોઈ કામદાર સવાલ પૂછે તો સંમેલનમાં ભાગ લેનારો તેને શો જવાબ આપશે? તે માત્ર એટલું જ કહી શકશે કે ઈતિહાસમાં એક કામદાર સરકાર એ નામે ઓળખાય છે, એ સરકાર લોકશાહીવાદી ક્રાંતિનાં અને સમાજવાદી ક્રાંતિનાં તત્ત્વો વચ્ચેનો ભેદ પારખી નહોતી શકી અને એ જમાનામાં પારખી શકે એમ પણ નહોતી, એ સરકારે પ્રજાસત્તાકની લડતનાં અને સમાજવાદની લડતનાં કર્તવ્યોની ભેળસેળ કરી નાખી હતી, તે વેર્સાલની ઉપર જોરદાર લશ્કરી હલ્લો નહોતી કરી શકી, તેણે ફ્રાંસની બૅંક કબજે ન કરી લેવાની ભૂલ કરી હતી, વગેરે. ટૂંકામાં, તમારા ઠરાવની અંદર તમે પૅરિસ કોમ્યુનનો કે બીજા કોઈ કોમ્યુનનો ઉલ્લેખ કરો પણ તમારો જવાબ આવો જ હશે: એ સરકાર એવી હતી કે **આપણી સરકાર તેના જેવી ન જ હોવી જોઈએ.** ખરેખર, જવાબ તો મઝાનો છે! ઠરાવમાં પાર્ટીના અમલી કાર્યક્રમનો કશો ઉલ્લેખ ન કરવામાં આવે અને ઈતિહાસના પાઠ અનુચિત રીતે ભણાવવાનું શરૂ કરી દેવામાં આવે ત્યારે ક્રાંતિકારીની વિદ્યાદંભી ઉપદેશ ઘેલછા અને નાકૌવતી સાબિત નથી થઈ જતી? અમારી ઉપર જે ભૂલનો

અસફળ આક્ષેપ મૂકવામાં આવ્યો છે એ જ ભૂલ, લોકશાહીવાદી ક્રાંતિ અને સમાજવાદી ક્રાંતિને — જેની વચ્ચેનો ભેદ કોઈ પણ "કોમ્યુન" પારખી નહોતું શક્યું એવી એ બે ક્રાંતિઓને — એકબીજીની જોડે ગૂંચવી નાખવાની ભૂલ, એથી છતી નથી થઈ જતી?

વિદ્રોહને વિસ્તારવાની અને સરકારી કારોબારને ખોરવી નાખવાની બાબતોને કામચલાઉ સરકારના (સાવ ખોટી રીતે "કોમ્યુન" તરીકે ઉલ્લેખિત) એકમાત્ર લક્ષ્ય તરીકે રજૂ કરવામાં આવી છે. "એકમાત્ર"નો શાબ્દિક અર્થ બીજાં બધાં લક્ષ્યોને બકાત રાખવાનો થાય છે, તેમાં "કેવળ નીચેથી જ"ના બેહૂદા સિદ્ધાંતનો પડઘો સંભળાય છે. બીજાં લક્ષ્યોને એવી રીતે બકાત રાખવાના ધોરણમાં ટૂંકી નજરનો અને ચિંતનના અભાવનો એક વધુ દાખલો જોવા મળે છે. "ક્રાંતિકારી કોમ્યુન", એટલે કે ક્રાંતિકારી સરકાર, ભલે એક જ શહેરમાં સ્થાપવામાં આવે તોયે તેને (ભલે કામચલાઉ, "આંશિક, ઘટનામૂલક" રીતે) રાજ્યના **સઘળા** મામલાઓનો કારોબાર અનિવાર્ય રીતે ચલાવવો જ પડે, અને આંખો મીચી દઈને એ હકીકતને જોવાનો ઇનકાર કરવો એટલે મૂર્ખાઈની આખરી હદ જ ગણાય. એવી સરકારને આઠ કલાકનો કામદિન દાખલ કરવો જ પડે, કામદારો તરફથી કારખાનાંના નિરીક્ષણની પદ્ધતિ સ્થાપવી જ પડે, મફત સાર્વજનીન શિક્ષણ દાખલ કરવું જ પડે, ન્યાયાધીશોની ચૂંટણીની પદ્ધતિ સ્થાપવી જ પડે, કિસાન સમિતિઓ રચવી જ પડે, વગેરે; ટૂંકામાં તેને સંખ્યાબંધ સુધારાઓ ચોક્કસ અમલમાં મૂકવા જ પડે. એવા સુધારાઓને "વિદ્રોહ વિસ્તારવામાં મદદરૂપ" ગણાવવા એટલે શબ્દોના ખેલ કરવા અને તદ્દન સ્પષ્ટતા માગી લેતી બાબતને જાણીજોઈને વધારે ગોટાળે ચડાવી દેવી.

---

આપણી પાર્ટીમાં ફરી ચાલુ થઈ ગયેલાં બુનિયાદી "અર્થવાદી" વહેણોની ટીકા માટે કશી નવી સામગ્રી નવીન 'ઈસ્ક્રા' સંમેલનના ઠરાવના અંતિમ ભાગમાં મળતી નથી, પરંતુ ઉપરોક્ત કથનની ઉપર તે જરાક જુદી દૃષ્ટિએથી પ્રકાશ પાડે છે.

એ અંતિમ ભાગ આ મુજબ છે:

> "માત્ર એક જ સંજોગમાં સામાજિક-લોકશાહીવાદે સત્તા કબજે કરી લેવાની તથા તેને બને ત્યાં સુધી જાળવી રાખવાની જહેમત પોતાની પહેલકદમીના આધારે કરવી જોઈએ, અર્થાત્ જ્યાં સમાજવાદની સિદ્ધિ

માટેની પરિસ્થિતિ પરિપકવતાની અમુક (?) કક્ષામાં પહોંચી ગઈ છે એવા પશ્ચિમ યુરોપીય ઉન્નત દેશોમાં ક્રાંતિ ફેલાઈ જવાના સંજોગમાં. એવા સંજોગમાં રશિયન ક્રાંતિના મર્યાદિત ઐતિહાસિક વ્યાપને સારી પેઠે વિસ્તારી શકાય અને સમાજવાદી સુધારાઓનો પંથ અપનાવવાની શકયતા ઊભી થાય.

સામાજિક-લોકશાહીવાદી પાર્ટી પોતાની કાર્યનીતિને એવી ધારણા ઉપર આધારિત રાખે કે ક્રાંતિ દરમિયાન એક પછી એક રચાતી સઘળી સરકારો સામે ઉગ્ર ક્રાંતિકારી વિરોધનું ધોરણ પોતે આખા ક્રાંતિકારી ગાળામાં જાળવી રાખશે, તો તે સરકારી સત્તા તેના હાથમાં આવી પડવાના (??) સંજોગોમાં તેના ઉપયોગની તૈયારી ઉત્તમ રીતે કરી શકશે."

અહીંયાં રજૂ થયેલો વિચાર 'વ્પેર્યોદ' તરફથી ફરી ફરીને નિરૂપિત કરવામાં આવેલો વિચાર જ છે. 'વ્પેર્યોદે' જણાવ્યું છે કે લોકશાહીવાદી ક્રાંતિમાં સામાજિક-લોકશાહીવાદના સંપૂર્ણ વિજયથી, અર્થાત્ સર્વહારા વર્ગ અને કિસાન પ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારીથી, આપણે ડરવું ન જોઈએ (માર્તીનોવ ડરે છે એવી રીતે) કારણ કે એવા વિજયથી આપણે માટે આખા યુરોપને જગાવી દેવાનું શક્ય બનશે; યુરોપનો સમાજવાદી સર્વહારા વર્ગ મૂડીદાર વર્ગની ધૂંસરી ફગાવી દીધા પછી આપણને સમાજવાદી ક્રાંતિ સિદ્ધ કરવામાં મદદ કરશે. પરંતુ જુઓ કે નવીન-'ઈસ્ક્રા'પંથી રજૂઆત એ વિચારને કેવી રીતે પાંગળો બનાવી દે છે. અમે વિગતોની છણાવટ નહિ કરીએ — દાખલા તરીકે, સત્તા કબજે કરી લેવાના કદમને હાનિકારક કાર્યનીતિ ગણતી વર્ગજાગૃત પાર્ટીના હાથમાં સત્તા "આવી પડવાનો" બેહૂદો ખ્યાલ, યુરોપમાં સમાજવાદ માટેની પરિસ્થિતિ પરિપકવતાની અમુક કક્ષામાં નથી પહોંચી પરંતુ સામાન્ય રીતે પરિપકવ બની ગઈ છે એ હકીકત, અમારી પાર્ટીના કાર્યક્રમમાં સમાજવાદી સુધારાઓની કશી વાત નથી પરંતુ કેવળ સમાજવાદી ક્રાંતિની વાત છે એ હકીકત. આપણે 'વ્પેર્યોદ'માં નિરૂપિત થયેલા અને ઠરાવમાં રજૂ થયેલા વિચારો વચ્ચેના મુખ્ય તથા મૂળભૂત તફાવતનું પરીક્ષણ કરીએ. 'વ્પેર્યોદે' રશિયાના ક્રાંતિકારી સર્વહારા વર્ગ માટે સક્રિય કર્તવ્ય નિર્ધારિત કર્યું છે: લોકશાહી માટેની લડાઈ જીતી લેવાનું અને એ વિજયનો ઉપયોગ ક્રાંતિને યુરોપમાં પહોંચાડવા માટે કરવાનું. ઠરાવમાં આપણા "નિર્ણાયક વિજય" (નવીન-'ઈસ્ક્રા'પંથી અર્થમાં નહિ) અને યુરોપમાં ક્રાંતિ વચ્ચેની એ કડીને સમજવામાં નથી આવી, અને

એટલે સર્વહારા વર્ગનાં કર્તવ્યો તથા તેના વિજયની સંભાવનાઓનો નહિ પરંતુ સામાન્ય શક્યતાઓમાંથી એકનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે: "...ક્રાંતિ ફેલાઈ જવાના સંજોગમાં." 'લ્પેર્યોદ' સાફ સાફ તથા ચોક્કસ નિર્દેશ કર્યો છે—અને તેના એ નિર્દેશને રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના ઠરાવમાં સામેલ કરવામાં આવ્યો છે—કે સામાજિક વિકાસની અમુક કક્ષાએ તત્કાળ શું શું સિદ્ધ થઈ શકે અને સમાજવાદ માટેના સંઘર્ષની લોકશાહીવાદી પૂર્વશરત તરીકે પહેલાં શું સિદ્ધ કરી લેવું જોઈએ તેને લક્ષમાં રાખીને "સરકારી સત્તાનો ઉપયોગ" સર્વહારા વર્ગના હિતમાં કેવી રીતે થઈ શકે અને કરવો જ જોઈએ. આ સંબંધમાં પણ ઠરાવ નાઉમેદ રીતે પાછળ ઘસડાતો રહીને આવું નિવેદન કરે છે: "ઉપયોગની તૈયારી કરી શકશે", પરંતુ ઠરાવ જણાવતો નથી કે **કેવી રીતે** કરી શકશે, **કેવી રીતે** તૈયારી કરશે, અને ઉપયોગ **કેવા** આશયે કરશે. દાખલા તરીકે, અમને જરાય શંકા નથી કે નવીન-'ઈસ્ક્રા'પંથીઓ કદાચ પાર્ટીની અંદરના પોતાના અગ્રિમ સ્થાનનો "ઉપયોગ કરવાની તૈયારી કરી શકે", પરંતુ મુદ્દો તો એ છે કે એવા ઉપયોગનો તેમનો અત્યાર સુધીનો અનુભવ, તેમની તૈયારી, શક્યતા વાસ્તવિકતામાં પલટાઈ જવાની ઝાઝી આશા પેદા નથી કરતાં...

'લ્પેર્યોદ' એકદમ ચોક્કસ રીતે જણાવ્યું છે કે "સત્તા જાળવી રાખવાની" ખરી "શક્યતા" શામાં રહેલી છે—સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારીમાં, પ્રતિક્રાંતિનાં સઘળાં બળોને ટપી જાય એવી તેમની સંયુક્ત લોકવ્યાપી તાકાતમાં, **લોકશાહીવાદી** સુધારાઓ અંગેની તેમની ઉત્સુકતાના અનિવાર્ય સંયોગમાં. આ સંબંધમાં પણ સંમેલનનો ઠરાવ નિશ્ચયાત્મક ગણાય એવું કશું જ આપણને નથી આપતો, તે તો ફક્ત સવાલને ટાળે જ છે. રશિયામાં સત્તા જાળવી રાખવાની શક્યતા તો ચોક્કસ ખુદ રશિયાની અંદરનાં પરિબળોની સંઘટનાના આધારે, દેશમાં હાલ થઈ રહેલી લોકશાહીવાદી ક્રાંતિના સંજોગોના આધારે, જ થવી જોઈએ. યુરોપમાં સર્વહારા વર્ગના વિજયથી (યુરોપમાં ક્રાંતિ પહોંચાડવાથી લઈને સર્વહારા વર્ગના વિજય સુધીનો પંથ તો ખૂબ લાંબો છે) રશિયન મૂડીદાર વર્ગનો મરણિયો પ્રતિક્રાંતિકારી પંથ શરૂ થઈ જશે—પરંતુ નવીન-'ઈસ્ક્રા'પંથીઓના ઠરાવમાં એ પ્રતિક્રાંતિકારી પરિબળ વિશે એક શબ્દ પણ નથી કહેવામાં આવ્યો, જ્યારે રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના ઠરાવમાં તેના મહત્ત્વની મુલવણી કરવામાં આવી છે. પ્રજાસત્તાક અને લોકશાહી માટેની આપણી લડતમાં આપણે સર્વહારા

વર્ગની ઉપર તેમ જ કિસાનપ્રજાની ઉપર આધાર ન રાખી શકીએ તો "સત્તા જાળવી રાખવાની" સંભાવના નિરર્થક બની જાય. પરંતુ તે નિરર્થક ન હોય, "ઝારશાહીની ઉપર ક્રાંતિનો નિર્ણાયક વિજય" એવી શક્યતા ઊભી કરતો હોય, તો આપણે તેની તરફ નિર્દેશ કરવો જ જોઈએ, તેને વાસ્તવિકતામાં પલટાવી નાખવાની હાકલ સક્રિય રીતે કરવી જ જોઈએ, અને ક્રાંતિ યુરોપમાં પહોંચવાની **સંભવિત ઘટનાને લગતાં** જ માત્ર નહિ પરંતુ ક્રાંતિને ત્યાં પહોંચાડવાના હેતુને **લગતાં** સૂત્રો પણ જાહેર કરવાં જ જોઈએ. પૂંછવૃત્તિ ધરાવતા સામાજિક-લોકશાહીવાદીઓએ કરેલો "રશિયન ક્રાંતિના મર્યાદિત ઐતિહાસિક વ્યાપ"નો ઉલ્લેખ તો આ લોકશાહીવાદી ક્રાંતિનાં તેમ જ તેમાં સર્વહારા વર્ગની આગેવાનીની ભૂમિકાનાં લક્ષ્યોની તેમની મર્યાદિત સમજણને ઢાંકી દેવાનું જ કામ કરે છે!

"સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી"ના સૂત્રની સામે ઉઠાવવામાં આવેલા વાંધાઓમાંનો એક એવો છે કે સરમુખત્યારીમાં "એક જ નિર્ધાર"ની ('ઈસ્ક્રા', અંક ૯૫) પૂર્વધારણા હોય છે અને સર્વહારા વર્ગ તથા નિમ્ન-મૂડીવાદી વર્ગનો એક જ નિર્ધાર હોઈ શકે જ નહિ. આ વાંધો વજૂદ વગરનો છે કારણ કે તે "એક જ નિર્ધાર" શબ્દોના અમૂર્ત "આધિભૌતિક" અર્થઘટન ઉપર આધારિત છે. એક જ નિર્ધાર એક રીતે હોઈ શકે અને બીજી રીતે ન હોઈ શકે. સમાજવાદના સવાલો અંગે, અને સમાજવાદના સંઘર્ષમાં, એકતાની ગેરહાજરી લોકશાહીના સવાલો અંગે, અને પ્રજાસત્તાક માટેના સંઘર્ષમાં, નિર્ધારની એકતાને બકાત નથી રાખતી. આ વાતને ભૂલી જવી એટલે લોકશાહીવાદી ક્રાંતિ અને સમાજવાદી ક્રાંતિ વચ્ચેના તર્કસંગત તથા ઐતિહાસિક તફાવતને જ ભૂલી જવો. આ વાતને ભૂલી જવી એટલે લોકશાહીવાદી ક્રાંતિના **સમગ્ર જનતાની** ક્રાંતિ તરીકેના સ્વરૂપને જ ભૂલી જવું. જો ક્રાંતિ સમગ્ર જનતાની હોય તો ચોક્કસ એ કારણે જ "નિર્ધારની એકતા" મોજૂદ હોય છે કે ક્રાંતિ સમગ્ર જનતાની જરૂરતો તથા આવશ્યકતાઓને પૂરી કરે છે. લોકશાહીવાદની સીમાઓની બહાર તો સર્વહારા વર્ગ અને કિસાન મૂડીદાર વર્ગ એક જ નિર્ધાર ધરાવતા હોવાનો સવાલ જ ઊભો નથી થતો. તેમની વચ્ચે વર્ગસંઘર્ષ અનિવાર્ય છે, પરંતુ એ સંઘર્ષ લોકશાહીવાદી પ્રજાસત્તાકમાં જ **સમાજવાદ માટે** જનતાનો અધિકતમ સર્વાંગી તથા વ્યાપક સંઘર્ષ બની રહેશે. દુનિયામાં બીજી દરેક બાબતની જેમ જ સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારીને પણ ભૂતકાળ અને ભવિષ્ય હોય છે.

તેનો ભૂતકાળ છે આપખુદશાહી, ખેતગુલામી, રાજશાહી, અને વિશેષાધિકાર. એવા ભૂતકાળ સામેના સંઘર્ષમાં, પ્રતિક્રાંતિ સામેના સંઘર્ષમાં, સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાનો "એક જ નિર્ધાર" શક્ય છે કારણ કે તેમાં હિતોની એકતા હોય છે.

તેનું ભવિષ્ય છે ખાનગી મિલકત સામેના સંઘર્ષનું, માલિકની સામે રોજી-કામદારના સંઘર્ષનું, સમાજવાદના સંઘર્ષનું. તેમાં નિર્ધારની એકતા અશક્ય છે.* તેમાં આપણો પંથ આપખુદશાહીમાંથી પ્રજાસત્તાકની દિશાનો નહિ પરંતુ નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદી પ્રજાસત્તાકમાંથી સમાજવાદની દિશાનો હોય છે.

બેશક, વાસ્તવિક ઐતિહાસિક સંજોગોમાં ભૂતકાળનાં તત્ત્વો ભવિષ્યનાં તત્ત્વો જોડે વણાઈ જતાં હોય છે, બે પંથ એકબીજાને કાપતા હોય છે. ખાનગી મિલકતની સામે લડતી મજૂરી આપખુદશાહીમાં પણ મોજૂદ હોય જ છે, ખેતગુલામીના સંજોગોમાંયે તે અસ્તિત્વમાં આવતી હોય છે. પરંતુ એ હકીકત આપણને વિકાસના મહત્ત્વના તબક્કાઓ વચ્ચે તર્કસંગત તથા ઐતિહાસિક રીતે ભેદ પાડતાં કોઈ રીતે અટકાવતી નથી. આપણે સૌ મૂડીવાદી ક્રાંતિ અને સમાજવાદી ક્રાંતિને એકબીજીથી તદ્દન વેગળી ગણીએ છીએ, આપણે સૌ તેમની વચ્ચે ચોકસાઈભર્યો ભેદ પાડવાની આવશ્યકતાનો આગ્રહ રાખીએ છીએ, પરંતુ એ વાતનો ઇનકાર થઈ શકે ખરો કે ઇતિહાસના ક્રમમાં એ બે ક્રાંતિઓનાં પોતપોતાનાં આગવાં **વિશિષ્ટ** તત્ત્વો પરસ્પર વણાઈ જતાં હોય છે? યુરોપમાં લોકશાહીવાદી ક્રાંતિઓના ગાળાનાં કેટલાંય સમાજવાદી આંદોલનો તથા સમાજવાદ સ્થાપવાના પ્રયાસો જાણીતાં નથી? અને યુરોપમાં લોકશાહીવાદના ક્ષેત્રમાં બાકી રહી ગયેલાં ઘણાંબધાં કાર્યો ભાવિ સમાજવાદી ક્રાંતિને પૂરાં નહિ કરવાં પડે?

સામાજિક-લોકશાહીવાદીએ એક પળ પણ ભૂલવું ન જોઈએ કે સર્વહારા વર્ગને અત્યંત લોકશાહીવાદી તથા પ્રજાસત્તાકપંથી મૂડીદાર વર્ગ અને નિમ્ન-મૂડીવાદી વર્ગની સામે સમાજવાદ માટેનો વર્ગસંઘર્ષ અનિવાર્ય રીતે લડવો જ પડશે. તેમાં શંકાને સ્થાન જ નથી. એટલે જ સામાજિક-લોકશાહીવાદની અલગ, સ્વતંત્ર, ચુસ્ત વર્ગીય પાર્ટી તદ્દન આવશ્યક છે. એટલે જ આપણે મૂડીદાર

---

*આઝાદીના સંજોગોમાં મૂડીવાદનો વધારે વિસ્તૃત તથા ઝડપી વિકાસ નિર્ધારની એકતાને થોડા સમયમાં જ અનિવાર્ય રીતે ખતમ કરી નાખશે, પ્રતિક્રાંતિ તથા પ્રત્યાઘાતને જેટલાં વહેલાં કચડી નાખવામાં આવશે એટલું વહેલું એમ બનશે.

વર્ગની જોડે મળીને "સંયુક્ત ફટકો લગાવવાની" અલ્પકાલીન સ્વરૂપની કાર્યનીતિ અપનાવવાની હોય છે અને "આપણા સંગાથીની ઉપર જાણે દુશ્મનની ઉપર રાખતા હોઈએ એવી" ચાંપતી નજર ફરજિયાત રાખવાની હોય છે, વગેરે. આ બધી બાબતોમાં પણ શંકાને મુદ્દલ સ્થાન નથી. પરંતુ તેમાંથી એવું તારણ તો હાસ્યાસ્પદ તથા પ્રત્યાઘાતી જ ગણાય કે વખત પૂરતાં જ તથા અલ્પકાલીન હોવા છતાં વર્તમાન સમયે પ્રાણભૂત કર્તવ્યોને આપણે ભૂલી જઈ, અવગણી, અથવા ઉવેખી શકીએ. આપખુદશાહીની સામે સંઘર્ષનું કર્તવ્ય સમાજવાદીઓ માટે અલ્પકાલીન તથા વખત પૂરતું જ કર્તવ્ય છે, પરંતુ તેને અવગણવું અથવા ઉવેખવું એટલે સમાજવાદનો દ્રોહ કરવો અને પ્રત્યાઘાતની સેવા બજાવવી. સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી તો નિર્વિવાદ રીતે કેવળ વખત પૂરતું જ અને અલ્પકાલીન સમાજવાદી લક્ષ્ય છે, પરંતુ લોકશાહીવાદી ક્રાંતિના ગાળામાં એ લક્ષ્યની અવગણના તદ્દન પ્રત્યાઘાતી જ ગણાય.

નક્કર સંજોગોમાં નક્કર રાજકીય લક્ષ્યો નિર્ધારિત કરવાં જોઈએ. બધું સાપેક્ષ હોય છે, બધું પ્રવાહી હોય છે, બધું પરિવર્તન પામતું રહે છે. જર્મન સામાજિક-લોકશાહીવાદ પોતાના કાર્યક્રમમાં પ્રજાસત્તાકની માંગને સામેલ નથી કરતો. જર્મનીમાં પરિસ્થિતિ એવી છે કે અમલમાં એ સવાલને સમાજવાદના સવાલથી નોખો ભાગ્યે જ પાડી શકાય (જોકે જર્મનીના સંબંધમાં પણ એંગેલ્સે ૧૮૯૧માં એર્ફુર્ત કાર્યક્રમના[43] ખરડા સંબંધી પોતાના વિચારોમાં પ્રજાસત્તાકના તેમ જ પ્રજાસત્તાક માટેના સંઘર્ષના મહત્ત્વને ઉતારી પાડવાની સામે ચેતવણી આપી હતી!). રશિયન સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં તો પ્રજાસત્તાકની માંગને તેના કાર્યક્રમ તથા ચળવળમાંથી હઠાવી દેવાનો સવાલ જ કદી ઊભો નથી થયો કારણ કે આપણા દેશમાં પ્રજાસત્તાકના સવાલ અને સમાજવાદના સવાલ વચ્ચે અતૂટ કડીની વાત પણ ન થઈ શકે. ૧૮૯૮ના જર્મન સામાજિક-લોકશાહીવાદી માટે પ્રજાસત્તાકના સવાલ ઉપર ખાસ ભાર ન મૂકવાનું સાવ સ્વાભાવિક હતું. એથી વિસ્મય પણ ન થાય અને એવા વલણને વખોડી કાઢવાની લાગણી પણ પેદા ન થાય. પરંતુ ૧૮૪૮માં પ્રજાસત્તાકના સવાલને પૃષ્ઠભૂમિમાં ધકેલી દેનારો જર્મન સામાજિક-લોકશાહીવાદી ક્રાંતિનો તદ્દન દ્રોહ કરનારો જ ગણાયો હોત. અમૂર્ત તથ્ય જેવું કશું હોતું જ નથી. તથ્ય હંમેશાં નક્કર હોય છે.

એવો સમય આવવાનો જ છે કે જ્યારે રશિયન આપખુદશાહી સામેનો સંઘર્ષ પૂરો થઈ જશે અને રશિયામાં લોકશાહીવાદી ક્રાંતિનો ગાળો વીતી ગયો

હશે. એવા સમયમાં સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાના "નિર્ધારની એકતા", લોકશાહીવાદી સરમુખત્યારી, વગેરેની વાત પણ હાસ્યાસ્પદ બની રહેશે. એવો સમય આવશે ત્યારે અમે સર્વહારા વર્ગની સમાજવાદી સરમુખત્યારીના સવાલની પ્રત્યક્ષ છણાવટ કરીશું અને તેનું વધારે વિગતવાર વિવરણ રજૂ કરીશું. વર્તમાન સમયે તો અગ્રગામી વર્ગની પાર્ટી ઝારશાહીની ઉપર લોકશાહીવાદી ક્રાંતિના નિર્ણાયક વિજયની અત્યંત જોમદાર જહેમતો કર્યા વગર રહી શકે જ નહિ. અને નિર્ણાયક વિજયનો અર્થ સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી સિવાય બીજો કશો જ નથી.

## ટિપ્પણી

૧) અમે વાચકને યાદ કરાવીએ કે 'ઈસ્ક્રા' અને 'વ્પેર્યોદ' વચ્ચેના વાદવિવાદ દરમિયાન 'ઈસ્ક્રા'એ એંગેલ્સના તુરાતીને સંબોધિત પત્રનો ઉલ્લેખ કર્યો હતો. એ પત્રમાં એંગેલ્સે ઈટાલિયન સુધારાવાદીઓના (ભાવિ) આગેવાનને, લોકશાહીવાદી ક્રાંતિને સમાજવાદી ક્રાંતિ સાથે ગૂંચવી નાખવા સામે ચેતવણી આપી હતી. એંગેલ્સે ૧૮૯૪ની ઈટાલીની રાજકીય પરિસ્થિતિ વિશે લખેલું કે ઈટાલીમાં થનારી ક્રાંતિ સમાજવાદી ક્રાંતિ નહિ પરંતુ નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદી ક્રાંતિ હશે. 'ઈસ્ક્રા'એ 'વ્પેર્યોદ'ને એંગેલ્સ દ્વારા નિર્ધારિત સિદ્ધાંતથી પ્રસ્થાન કરી જવા બદલ ઠપકો આપેલો. એ ઠપકો અજુગતો હતો કારણ કે સમગ્ર રીતે જોતાં 'વ્પેર્યોદ' (અંક ૧૪) ઓગણીસમી સદીની ક્રાંતિઓમાંનાં ત્રણ મુખ્ય પરિબળો વચ્ચેના ભેદ સંબંધી માર્ક્સના સિદ્ધાંતની યથાર્થતાને પૂરેપૂરી સ્વીકારી હતી. એ સિદ્ધાંત મુજબ, નીચેનાં પરિબળો પુરાણી વ્યવસ્થાની વિરુદ્ધ—આપખુદશાહી, સામંતશાહી, તથા ખેતગુલામીની પદ્ધતિની વિરુદ્ધ—ધોરણ લે છે: ૧) ઉદારમતવાદી મોટો મૂડીદાર વર્ગ, ૨) ઉદ્દામ નિમ્ન-મૂડીવાદી વર્ગ, ૩) સર્વહારા વર્ગ. પહેલા પરિબળની લડત બંધારણીય રાજશાહી કરતાં વધારે કશા માટેની નથી હોતી, બીજું પરિબળ લોકશાહીવાદી પ્રજાસત્તાક માટે લડે છે, અને ત્રીજું પરિબળ સમાજવાદ માટે લડે છે. નિમ્ન-મૂડીવાદી વર્ગના સંપૂર્ણ લોકશાહીવાદી ક્રાંતિ માટેના સંઘર્ષને સર્વહારા વર્ગના સમાજવાદી ક્રાંતિ માટેના સંઘર્ષ જોડે ગૂંચવી નાખવાથી સમાજવાદી માટે રાજકીય નાદારીનું જોખમ ઊભું થાય છે. એવા મતલબની માર્ક્સની ચેતવણી બરાબર વાજબી જ છે. પરંતુ ચોક્કસ રૂપે એ જ કારણસર "ક્રાંતિકારી કોમ્યુનો"નું સૂત્ર ભૂલભરેલું છે કારણ કે ઈતિહાસમાં જાણીતી કોમ્યુનોની ભૂલ લોકશાહીવાદી ક્રાંતિને સમાજવાદી

ક્રાંતિ જોડે ગૂંચવી નાખવાની જ હતી. બીજી તરફ, અમારું સૂત્ર—સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી લોકશાહીવાદી સરમુખત્યારીનું સૂત્ર—આપણને એવી ભૂલથી પૂરેપૂરા સલામત રાખે છે. લોકશાહીવાદી પરિવર્તનની સીમાઓને **સીધી** રીતે ઓળંગવા અસમર્થ ક્રાંતિના નિર્વિવાદ મૂડીવાદી સ્વરૂપને સ્વીકારતું અમારું સૂત્ર એ જ ક્રાંતિને **આગળ ધપાવે** છે અને સર્વહારા વર્ગને વધારેમાં વધારે લાભદાયક રૂપો તેને આપવાનો પ્રયાસ કરે છે, અને એ રીતે આગળ જતાં સર્વહારા વર્ગના સમાજવાદ માટેના સંઘર્ષમાં અધિકતમ સફળતા સાધવાના આશયે લોકશાહીવાદી ક્રાંતિનો વધારેમાં વધારે ફાયદો ઉઠાવવાનો પ્રયાસ કરે છે.

## ૧૧

## રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના અને 'સંમેલન'ના કેટલાક ઠરાવોની ઊડતી સરખામણી

વર્તમાન સમયે કામચલાઉ ક્રાંતિકારી સરકારનો સવાલ સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં કાર્યનીતિનો કેંદ્રવર્તી સવાલ છે. સંમેલનના બીજા ઠરાવોની છણાવટ તેના જેટલી વિગતે કરવાનું શક્ય પણ નથી અને જરૂરી પણ નથી. અમે એવા કેટલાક મુદ્દાઓના સંક્ષિપ્ત ઉલ્લેખો પૂરતા જ સીમિત રહીશું કે જે રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના ઠરાવોમાં અને સંમેલનના ઠરાવોમાં વ્યક્ત થયેલાં કાર્યનીતિ સંબંધી વહેણો વચ્ચેના ઉપર છણાયેલા સૈદ્ધાંતિક મતભેદોને વધારે સ્પષ્ટ બનાવે છે.

આપણે ક્રાંતિની પૂર્વવેળાએ સરકારની કાર્યનીતિ પ્રત્યેના વલણનો સવાલ લઈએ. ફરી વાર તમને જોવા મળશે કે આ સવાલનો સર્વાંગી જવાબ રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના એક ઠરાવમાં આપવામાં આવ્યો છે. એ ઠરાવમાં ખાસ ઘડીના સઘળા બહુવિધ સંજોગો તથા કર્તવ્યોને લક્ષમાં લેવામાં આવ્યાં છે: સરકાર તરફથી આપવામાં આવતી છૂટછાટોમાં સમાયેલા દંભનો ભંડાફોડ, "પ્રજાકીય પ્રતિનિધિત્વના પરિહાસ"નો ઉપયોગ, કામદાર વર્ગની તાકીદની માંગોની (તેમાંની મુખ્ય માંગ આઠ કલાકના કામદિનની છે) ક્રાંતિકારી સિદ્ધિ, અને છેલ્લે—યમદૂતોનો સામનો. સંમેલનના ઠરાવોમાં આ સવાલની કેટલાય વિભાગોની અંદર તૂટક તૂટક રજૂઆત થઈ છે:

"પ્રત્યાઘાતનાં અનિષ્ટ બળોનો સામનો" કરવાની બાબતનો ઉલ્લેખ બીજી પાર્ટીઓ પ્રત્યેના વલણ સંબંધી ઠરાવના આમુખમાં જ કરવામાં આવ્યો છે. પ્રતિનિધિ ઘટકોની ચૂંટણીમાં સામેલગીરીનું પરીક્ષણ મૂડીદાર વર્ગની સાથે ઝારશાહીની "તડજોડ"થી અલગ રીતે કરવામાં આવ્યું છે. આઠ કલાકનો કામદિન ક્રાંતિકારી રીતે હાંસલ કરી લેવાની હાકલને બદલે "આર્થિક સંઘર્ષ વિશે" જેવું આડંબરી મથાળું ધરાવતા ઠરાવમાં "આઠ કલાકનો કામદિન કાનૂન મારફત દાખલ કરાવવાની" ઝુંબેશનું પુરાણું સૂત્ર દોહરાવવામાં આવ્યું છે ("રશિયન જાહેર જીવનમાં શ્રમના સવાલના કેંદ્રવર્તી સ્થાન" વિશે રણકતા અને સાવ મૂઢતાભર્યા શબ્દો પછી). વર્તમાન સમયે એ સૂત્ર કેટલું અપૂરતું અને કેટલું બધું મોડું છે એ વાત તો એટલી સ્પષ્ટ છે કે તેને માટે કશી સાબિતીઓની જરૂર જ નથી.

ખુલ્લા રાજકીય કદમનો સવાલ. ત્રીજી કૉંગ્રેસે આપણી પ્રવૃત્તિમાં આગળ જતાં આવનારા **મૂળગામી** પરિવર્તનને લક્ષમાં લીધું છે. ગુપ્ત પ્રવૃત્તિઓ અને ભોંયભીતર સંગઠનના વિકાસને કોઈ કાળે તજી ન જ દેવાં જોઈએ—એમ કરીએ તો આપણે પોલીસના મદદગાર બની જઈએ અને સરકારને વધારેમાં વધારે ફાયદો થાય. પરંતુ સાથે સાથે જ આપણે ખુલ્લા કદમ વિશે પણ વિચાર કરવો જ જોઈએ. એવા કદમનાં કાર્યસાધક રૂપોનું અને એ હેતુ માટે ખાસ સંઘટનોનું—ઓછાં ગુપ્ત સંઘટનોનું—**ઘડતર** તત્કાળ હાથમાં લેવું જ જોઈએ. કાયદેસર અને અર્ધકાયદેસર મંડળોનો ઉપયોગ તેમને રશિયામાં ભાવિ ખુલ્લી સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીના પાયાઓમાં બને એટલા પ્રમાણમાં પલટાવી નાખવાના આશયે કરવો જ જોઈએ.

આ સંબંધમાં પણ સંમેલન સવાલને ખંડિત કરી નાખે છે અને કોઈ જાતનાં પરિપૂર્ણ સૂત્રો રજૂ કરતું નથી. કાયદેસર કામગીરી કરતા લેખકોની "ગોઠવણી" કરવા અંગે સંગઠન સમિતિને આપવામાં આવેલી હાસ્યાસ્પદ સૂચના એકદમ ધ્યાન ખેંચે છે. વળી "કામદાર વર્ગીય આંદોલનને સહાય કરવાનું લક્ષ્ય અપનાવનારાં લોકશાહીવાદી અખબારોને આપણા પ્રભાવ હેઠળ આણવાનો" તદ્દન બેહૂદો નિર્ણય પણ જોવા મળે છે. આપણાં સઘળાં કાયદેસર ઉદારમતવાદી અખબારોનું ઘોષિત ધ્યેય એ જ છે, અને તેમાંથી લગભગ બધાં અખબારો 'ઓસ્વોબોઝદેનિયે' વહેણનાં છે. 'ઈસ્ક્રા'નું સંપાદક મંડળ પોતાની શિખામણના અમલનો આરંભ પોતે જ કરીને, 'ઓસ્વોબોઝદેનિયે'ને સામાજિક-લોકશાહીવાદી પ્રભાવ હેઠળ આણવાની રીતનું ઉદાહરણ કેમ રજૂ ન કરે? કાયદેસર હયાત

મંડળોનો ઉપયોગ **પાર્ટી** માટે આધારો સ્થાપવાના આશયે કરવાના સૂત્રને બદલે આપણને એક તો માત્ર "ટ્રેડ" યુનિયનો સંબંધી ખાસ શિખામણ (પાર્ટી સભ્યોએ તેમાં સક્રિય બની રહેવું જ જોઈએ), અને બીજી "કામદારોનાં ક્રાંતિકારી સંગઠનોને"—"બિનસત્તાવાર રીતે રચાયેલાં સંગઠનોને"—"ક્રાંતિકારી કામદાર ક્લબોને"—દોરવણી આપવાની શિખામણ, દેવામાં આવી છે. એ "ક્લબો"નું વર્ગીકરણ બિનસત્તાવાર રીતે રચાયેલાં સંગઠનો તરીકે કેમ કરવામાં આવ્યું છે, અને એ "ક્લબો" ખરેખર કેવી છે—ખુદાને ખબર. પાર્ટીના સર્વોચ્ચ ઘટક તરફથી ચોક્કસ અને સ્પષ્ટ સૂચનાઓને બદલે આપણને મળે છે આડાઅવળા ટપકાવી લેવામાં આવેલા કેટલાક વિચારો અને સાહિત્યિક સજ્જનોએ ઘડી કાઢેલા કેટલાક કાચા ખરડા. પાર્ટીના સમગ્ર પ્રવૃત્તિ ક્ષેત્રના તદ્દન નવા આધારની દિશામાં પાર્ટીના સંક્રમણના આરંભનું પરિપૂર્ણ ચિત્ર ક્યાંય છે જ નહિ.

"કિસાનોના સવાલ"ની રજૂઆત પાર્ટી કૉંગ્રેસ અને સંમેલન તરફથી સાવ જુદી જુદી રીતે કરવામાં આવી છે. કૉંગ્રેસે "કિસાન આંદોલન પ્રત્યે વલણ" સંબંધી ઠરાવ અને સંમેલને "કિસાનોમાં કાર્ય" સંબંધી ઠરાવ અપનાવ્યો છે. એક ઠરાવમાં સમગ્ર ક્રાંતિકારી-લોકશાહીવાદી આંદોલનનું સંચાલન ઝારશાહી સામેના સંઘર્ષનાં સામાન્ય રાષ્ટ્રીય હિતોને લક્ષમાં રાખીને કરવાના કર્તવ્યને મહત્ત્વ આપવામાં આવ્યું છે. બીજા ઠરાવમાં સવાલને સમાજના એક ખાસ વિભાગમાં ખાલી "કાર્ય" પૂરતો જ સીમિત રાખી દેવામાં આવ્યો છે. એક ઠરાવમાં આપણી ચળવળનું કેંદ્રવર્તી અમલી સૂત્ર રજૂ કરીને, સઘળાં લોકશાહીવાદી પરિવર્તનો સિદ્ધ કરવા માટે ક્રાંતિકારી કિસાન સમિતિઓની તાત્કાલિક સ્થાપનાની હાકલ કરવામાં આવી છે. બીજા ઠરાવ મુજબ, "સમિતિઓ સ્થાપવાની માંગ" બંધારણસભા સમક્ષ રજૂ કરવાની છે. આપણે એ બંધારણસભાની વાટ શા માટે જોવી? તે શું ખરેખર બંધારણસભા બની રહેશે? પહેલેથી અને એકીવેળાએ કિસાન સમિતિઓની સ્થાપના વગર તે સ્થાયી બની રહેશે ખરી? સંમેલન આ બધા સવાલોને ચૂકી ગયું છે. તેના સઘળા નિર્ણયોમાં આપણે જેનું પરીક્ષણ કરી ચૂક્યા છીએ તે જ સામાન્ય ખ્યાલ પ્રતિબિંબિત થાય છે—અર્થાત્ કે મૂડીવાદી ક્રાંતિમાં તો આપણે સમગ્ર લોકશાહીવાદી આંદોલનને દોરવણી આપવાનું તથા એ આંદોલનને સ્વતંત્ર રીતે ચલાવવાનું લક્ષ્ય અપનાવ્યા વગર, આપણું પોતાનું ખાસ કાર્ય જ કરવું જોઈએ. જેવી રીતે "અર્થવાદીઓ" વારંવાર એવી ભ્રમણામાં પડી જતા હતા કે સામાજિક-લોકશાહીવાદીઓનું કામ આર્થિક

સંઘર્ષ લડવાનું છે અને રાજકીય સંઘર્ષ લડવાનું કામ ઉદારમતવાદીઓનું છે, એવી જ રીતે નવીન-'ઈસ્ક્રા'પંથીઓ પોતાની સઘળી દલીલોમાં એવા વિચાર-વમળમાં અટવાતા રહે છે કે આપણે તો મૂડીવાદી ક્રાંતિના માર્ગથી આઘેરા એક ખૂણામાં વિનયથી બેસી રહેવું જોઈએ અને મૂડીદાર વર્ગ ક્રાંતિ ચલાવવાનું કામ સક્રિય રીતે કરતો રહે.

છેલ્લે—બીજી પાર્ટીઓ પ્રત્યે વલણ સંબંધી ઠરાવની નોંધ પણ લેવી જ જોઈએ. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના ઠરાવમાં, મુક્તિના મૂડીવાદી આંદોલનની મર્યાદાઓ તથા ઓછપોના દરેક શક્ય દાખલાને એક પછી એક કૉંગ્રેસમાં ગણાવતા રહેવાનો અથવા સારા મૂડીદાર અને નઠારા મૂડીદાર વચ્ચે ભેદ પાડવાનો ભોળપણભર્યો ખ્યાલ ધરાવ્યા વગર, એવી તમામ મર્યાદાઓ તથા ઓછપોના ભંડાફોડનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સંમેલને સ્તારોવેરની ગલતીને દોહરાવીને એવા ભેદની રેખાની અણથંભ તલાશ ચલાવી છે અને જાણીતો "લિટમસ કાગળ" સિદ્ધાંત વિકસાવ્યો છે. સ્તારોવેરે બહુ સરસ વિચારથી—મૂડીદાર વર્ગની સામે બને એટલી કડક શરતો પેશ કરવાના વિચારથી—શરૂઆત કરી હતી. તે માત્ર એટલું ભૂલી ગયો કે બહાલી, સંમતિ, વગેરેને પાત્ર હોય એવા અને પાત્ર ન હોય એવા મૂડીવાદી લોકશાહીવાદીઓને અગાઉથી નોખા પાડી લેવાનો પ્રયાસ એવી "ફૉર્મ્યુલા"માં પરિણમે છે કે જે ઘટનાઓથી તત્કાળ રદ થઈ છે અને સર્વહારા વર્ગજાગૃતિમાં ગૂંચવાડા પેદા કરે છે. ભાર સંઘર્ષમાં ખરી એકતા ઉપરથી ખસેડાઈને જાહેરાતો, વાયદાઓ, તથા સૂત્રો ઉપર મૂકી દેવાય છે. સ્તારોવેર માનતો હતો કે "સાર્વજનીન તથા સમાન મતાધિકાર, સીધી ચૂંટણીઓ, અને ગુપ્ત મતદાન" એવું મૂળગામી સૂત્ર છે. હજી તો બે વર્ષ માંડ વીત્યાં હશે ત્યાં "લિટમસ કાગળ" નિરુપયોગી સાબિત થઈ ગયો અને સાર્વજનીન મતાધિકારનું સૂત્ર 'ઓસ્વોબોઝદેનિયે' જૂથે ઉપાડી લીધું, પરંતુ એથી તે સામાજિક-લોકશાહીવાદની અધિક નિકટતામાં ન આવ્યું એટલું જ નહિ પણ તેણે એ જ સૂત્ર મારફત કામદારોને ગેરરસ્તે દોરવાની તથા સમાજવાદના પંથેથી હઠાવી દેવાની કોશિશ કરી.

હવે નવીન-'ઈસ્ક્રા'પંથીઓ એવી શરતો પેશ કરી રહ્યા છે કે જે એથીયે "વધારે કડક" છે. તેઓ ઝારશાહીના દુશ્મનો પાસેથી "માગણી" કરે છે કે "સંગઠિત સર્વહારા વર્ગના દરેક દૃઢનિશ્ચયી કદમને"—"જનતાની આપમેળે હથિયાર ધારણ કરવાની જહેમતોમાં સક્રિય સામેલગીરી" સુધી તથા સમેતના

દરેક કદમને—તેઓ "જુસ્સાથી અને અસંદિગ્ધ રીતે (!?) ટેકો આપે", વગેરે. ભેદરેખાને ઘણી વધારે આગળ લઈ જવામાં આવી છે—પરંતુ તોયે એ ભેદરેખા **ફરી કાલગ્રસ્ત બની ચૂકી છે**, તેની નિરુપયોગિતા એકદમ છતી થઈ જાય છે. દાખલા તરીકે, પ્રજાસત્તાકનું સૂત્ર કેમ છે જ નહિ? આ તે વળી કેવી વાત છે કે સામાજિક-લોકશાહીવાદીઓ—"સામાજિક દરજ્જાઓ તથા રાજશાહીની પદ્ધતિના તમામ પાયાઓની વિરુદ્ધ બેરહમ ક્રાંતિકારી જંગ"ના હિતમાં—મૂડીવાદી લોકશાહીવાદીઓ પાસેથી પ્રજાસત્તાક માટેના સંઘર્ષ સિવાય બીજી જે ધારો તે બધી "માગણીઓ" કરે છે?

'રશિયન મુક્તિ સંઘે' સાબિત કરી દીધું છે (જુઓ 'પ્રોલેતારી', અંક ૪)* કે આ સવાલ ખાલી ભૂલો કાઢવાનો જ નથી, નવીન-'ઈસ્ક્રા'પંથીઓની ગલતી પ્રાણભૂત રાજકીય મર્મ ધરાવે છે. એ "ઝારશાહીના દુશ્મનો" નવીન-'ઈસ્ક્રા' પંથીઓની બધી "માગણીઓ" પૂરેપૂરી સંતોષી દેશે. દરમિયાનમાં અમે બતાવી ચૂક્યા છીએ કે એ 'રશિયન મુક્તિ સંઘ'ના કાર્યક્રમમાં (અથવા કાર્યક્રમના અભાવમાં) 'ઓસ્વોબોઝદેનિયે'ની ભાવના ઓતપ્રોત હતી અને 'ઓસ્વોબોઝદેનિયે'પંથીઓ તેને સહેલાઈથી પોતાના કાબૂમાં લઈ શકે એમ છે. પરંતુ સંમેલનના ઠરાવના અંતિમ વિભાગમાં જાહેર કરવામાં આવ્યું છે કે "ઉદારમતવાદી તથા લોકશાહીવાદી ઝંડો પ્રદર્શિત કરતી હોવા છતાં સર્વહારા વર્ગના ક્રાંતિકારી સંઘર્ષને ખરો ટેકો આપવાનો ઇનકાર કરનારી તમામ રાજકીય પાર્ટીઓને સામાજિક-લોકશાહીવાદ **જનતાના દંભી દોસ્તો** ગણીને તેમનો વિરોધ કરવાનું ચાલુ રાખશે". 'રશિયન મુક્તિ સંઘ' એવો ટેકો અપવાનો ઇનકાર નથી કરતો એટલું જ નહિ પરંતુ અત્યંત આગ્રહપૂર્વક આપે છે. એથી એવી ગૅરંટી મળે છે ખરી કે એ સંઘના આગેવાનો ભલે 'ઓસ્વોબોઝદેનિયે'પંથી હોય પણ "જનતાના દંભી દોસ્તો" નથી?

---

*૧૯૦૫ના જૂનની ચોથી તારીખે પ્રગટ થયેલા 'પ્રોલેતારી'ના ચોથા અંકમાં 'નવો ક્રાંતિકારી કામદાર સંઘ' નામે લાંબો લેખ છપાયો હતો તેમાં એ સંઘની અપીલોનો સારાંશ આપવામાં આવ્યો હતો. સંઘે 'રશિયન મુક્તિ સંઘ' નામ ધારણ કર્યું હતું અને વિદ્રોહ મારફત બંધારણસભા ભરાવવાનું લક્ષ્ય અપનાવ્યું હતું. લેખમાં આગળ જતાં એવા બિન-પાર્ટી સંઘો પ્રત્યે સામાજિક-લોકશાહીવાદીઓનું વલણ નિરૂપવામાં આવ્યું હતું. એ સંઘ ખરેખર કેટલા પ્રમાણમાં અસ્તિત્વ ધરાવતો હતો, અને ક્રાંતિમાં તેનો અંજામ કેવો આવ્યો, તેની અમને મુદ્દલ ખબર નથી. (૧૯૦૭ની આવૃત્તિમાં લેખકની નોંધ.—સં.)

જોઈ લો: નવીન-'ઈસ્ક્રા'પંથીઓ અગાઉથી "શરતો" ઉપજાવી કાઢીને અને ભયાનક નિર્માલ્યતાને કારણે રમૂજી બની રહેતી "માગણીઓ" રજૂ કરીને એકદમ પોતાને હાસ્યાસ્પદ હાલતમાં મૂકી દે છે. ચેતનમય વાસ્તવિકતાઓની મુલવણીની વેળા આવે કે તરત જ તેમની શરતો અને માગણીઓ અપૂરતી સાબિત થઈ જાય છે. ફૉર્મ્યુલાઓની તલાશમાં તેમની દોડધામ નાઉમેદ બની રહે છે કારણ કે મૂડીવાદી લોકશાહીવાદીઓ તરફથી પ્રદર્શિત દંભ, અસંગતતા, અને સંકુચિત મનોવૃત્તિની સઘળી વિભિન્ન અભિવ્યકિતઓને કોઈ પણ ફૉર્મ્યુલા ન જ આવરી શકે. સવાલ "લિટમસ કાગળ", ફૉર્મ્યુલાઓ, કે લેખિત અને મુદ્રિત માગણીઓનો નથી, સવાલ દંભી અને ખરા "જનતાના દોસ્તો" વચ્ચે અગાઉથી ભેદરેખા દોરી લેવાનો પણ નથી, સવાલ તો સંઘર્ષમાં ખરી એકતાનો છે, સામાજિક-લોકશાહીવાદીઓ તરફથી મૂડીવાદી લોકશાહીના દરેક "ઢીલા" કદમની અણઓસરતી ટીકાનો છે. "લોકશાહીવાદી પરિવર્તન અંગે ઉત્સુકતા ધરાવતાં સઘળાં સામાજિક પરિબળોના ખરા દૃઢીકરણ" માટે જરૂરત સંમેલને આટલી ખંતીલી અને આટલી વ્યર્થ મહેનત કરીને ઘડી કાઢેલા "મુદ્દાઓ"ની નહિ પરંતુ ખરેખરાં ક્રાંતિકારી સૂત્રો રજૂ કરવાની આવડતની છે. તેને માટે એવાં સૂત્રો જરૂરી છે કે જે સર્વહારા વર્ગનાં લક્ષ્યોને રાજશાહીવાદી મૂડીદાર વર્ગની નીચલી કક્ષાએ ધકેલી દેવાનું કામ ન કરે પરંતુ ક્રાંતિકારી તથા પ્રજાસત્તાકપંથી મૂડીદાર વર્ગને સર્વહારા વર્ગની ઊંચી કક્ષાએ પહોંચાડી દે. તેને માટે જરૂરત વિદ્રોહના તાકીદના કર્તવ્યની સુફિયાણી ટાળંટાળની નહિ પરંતુ વિદ્રોહમાં અત્યંત જોમદાર સામેલગીરીની છે.

## ૧૨

## મૂડીદાર વર્ગ લોકશાહીવાદી ક્રાંતિથી ભડકીને ભાગી જાય તો એથી ક્રાંતિનો જુવાળ ઘટી જશે ખરો?

ઉપરની પંક્તિઓ લખાઈ ગઈ હતી ત્યારે અમને નવીન-'ઈસ્ક્રા'પંથીઓના કોકેસસ સંમેલનમાં અપનાવવામાં આવેલા અને 'ઈસ્ક્રા'માં પ્રગટ થયેલા ઠરાવો જોવા મળ્યા. અમે કોશિશ કરી હોત તોપણ pour la bonne boucheની (સરસ ઉપસંહારની) તેનાથી બહેતર સામગ્રી ન જ મેળવી શક્યા હોત.

'ઈસ્ક્રા'ના સંપાદકોએ બરાબર વાજબી નિવેદન કર્યું છે: "કાર્યનીતિના

મૂળભૂત સવાલ અંગે કોકેસસ સંમેલને પણ અખિલ રૂસી સંમેલનના (અર્થાત્ નવીન-'ઈસ્ક્રા'પંથીઓના સંમેલનના) નિર્ણયને **મળતો** (ખરી વાત!) નિર્ણય અપનાવ્યો છે." "કામચલાઉ ક્રાંતિકારી સરકારના સંબંધમાં સામાજિક-લોકશાહીવાદના વલણનો સવાલ કોકેસસના સાથીઓએ 'વ્પેર્યોદ' જૂથ તેમ જ તેની સાથે જોડાઈ ગયેલા કહેવાતી કૉંગ્રેસના ડેલિગેટો તરફથી સમર્થિત નવી રીતના તદ્દન સ્પષ્ટ વિરોધની ભાવનાથી પતાવી દીધો છે." "એ વાત સ્વીકારી લેવી પડશે કે મૂડીવાદી ક્રાંતિમાં સર્વહારા વર્ગીય પાર્ટીની કાર્યનીતિનું સંમેલને કરેલું નિરૂપણ **અધિકતમ ઉચિત** છે."

જે સાચું છે તે સાચું જ છે. નવીન-'ઈસ્ક્રા'પંથીઓની મૂળભૂત ગલતીનું વધારે "ઉચિત" નિરૂપણ કોઈ ન જ આપી શક્યું હોત. અમે એ નિરૂપણ આખેઆખું ટાંકીશું, અને ખુલાસાના રૂપમાં પહેલાં મોરનો તથા પછી અંતમાં ફળનો ઉલ્લેખ કરીશું.

કામચલાઉ સરકારના સંબંધમાં નવીન-'ઈસ્ક્રા'પંથીઓના કોકેસસ સંમેલને અપનાવેલો ઠરાવ નીચે મુજબ છે:

"કારણ કે અમારી દૃષ્ટિએ આપણું કર્તવ્ય ક્રાંતિકારી પરિસ્થિતિનો ફાયદો સર્વહારા વર્ગની અંદર સામાજિક-લોકશાહીવાદી જાગૃતિને વધારે ગહન બનાવવા" (બેશક! તેમણે આટલું ઉમેરવું જોઈતું હતું: "માર્તીનોવની રીતે!") "માટે (માત્ર જાગૃતિને વધારે ગહનગંભીર બનાવી દેવા માટે, પ્રજાસત્તાક હાંસલ કરવા માટે નહિ? ક્રાંતિની કેવી "ગહનગંભીર" વિભાવના!) "અને ઊગતી મૂડીવાદી-રાજ્ય પદ્ધતિની ટીકા કરવાની સંપૂર્ણ આઝાદી પાર્ટી સારુ સાધી લેવા માટે" (આપણું કામ પ્રજાસત્તાક હાંસલ કરી લેવાનું નથી! આપણું કામ તો કેવળ ટીકાની આઝાદી સાધી લેવાનું છે. અરાજકતાવાદી વિચારો અરાજકતાવાદી ભાષા ઉપજાવે છે: "મૂડીવાદી-રાજ્ય" પદ્ધતિ!) "ઉઠાવવાનું છે એટલે સંમેલન પોતાને સામાજિક-લોકશાહીવાદી કામચલાઉ સરકારની સ્થાપનાની વિરુદ્ધ તેમ જ એવી સરકારમાં સામેલગીરીની વિરુદ્ધ જાહેર કરે છે," (સ્પેનની ક્રાંતિથી દસ મહિના પહેલાં બાકૂનિનપંથીઓએ[44] અપનાવેલા અને એંગેલ્સે ઉલ્લેખેલા ઠરાવને યાદ કરો: જુઓ 'પ્રોલેતારી'[45], અંક ૩), "અને સાધ્ય પ્રમાણમાં (!?) રાજ્ય પદ્ધતિનું લોકશાહીકરણ હાંસલ કરવા માટે મૂડીવાદી કામચલાઉ સરકારની ઉપર બહારથી" (ઉપરથી નહિ પણ નીચેથી) "દબાણ આણવાના ધોરણને અધિકતમ સમયોચિત ગણે છે. સંમેલન માને છે કે સામાજિક-લોકશાહીવાદીઓ કામચલાઉ સરકારની સ્થાપના કરે અથવા એવી સરકારમાં સામેલ થાય તો તેના પરિણામે

એક તરફ તો સર્વહારા વર્ગના સમુદાયો સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના સંબંધમાં નિરાશા અનુભવીને તેને તજી દેશે કારણ કે સામાજિક-લોકશાહીવાદીઓ સત્તા કબજે કરી લેવા છતાં કામદાર વર્ગની તાકીદની જરૂરિયાતોને — સમાજવાદની સ્થાપના સમેત — સંતોષી નહિ શકે," (પ્રજાસત્તાક તાકીદની જરૂરિયાત નથી! ઠરાવ ઘડનારાઓ પોતાના ભોળપણને લીધે જોઈ શકતા નથી કે તેઓ નિર્ભેળ અરાજકતાવાદી ભાષા બોલી રહ્યા છે, જાણે કેમ મૂડીવાદી ક્રાંતિઓમાં સામેલગીરીને જ રદિયો આપી રહ્યા હોય!) "અને "બીજી તરફ **મૂડીદાર વર્ગો ક્રાંતિથી ભડકીને ભાગી જશે અને એ રીતે ક્રાંતિના જુવાળને ઘટાડી નાખશે.**"

બાબતનું હાર્દ અહીંયાં જ છે. અહીંયાં જ અરાજકતાવાદી વિચારો તદ્દન નિર્ભેળ તકવાદની સાથે વણાઈ જાય છે (પશ્ચિમ-યુરોપીય બર્નસ્ટાઇનપંથીઓની બાબતમાં પણ વારંવાર બનતું હોય છે તેમ). જરાક વિચાર કરો: આ લોકો કામચલાઉ સરકારમાં સામેલ નહિ થાય કારણ કે એથી મૂડીદાર વર્ગ ક્રાંતિથી ભડકીને ભાગી જશે અને એ રીતે ક્રાંતિના જુવાળને ઘટાડી નાખશે! ખરેખર, અહીંયાં આપણને નવીન-'ઈસ્ક્રા' ફિલસૂફી સમગ્ર રૂપમાં, વિશુદ્ધ અને સુસંગત રૂપમાં, જોવા મળે છે: ક્રાંતિ મૂડીવાદી ક્રાંતિ છે એટલે આપણે મૂડીવાદી કૂપમંડૂકતાની સામે નમી પડવું જોઈએ અને તેને માર્ગ કરી આપવો જોઈએ. જો આપણે આંશિક રીતે પણ, એક પળ માટે પણ, એવી ફિકરના ભોગ બની જઈએ કે આપણી સામેલગીરીથી કદાચ મૂડીદાર વર્ગ ભડકીને ભાગી જશે તો તેના પરિણામે આપણે ક્રાંતિની આગેવાની પૂરેપૂરી મૂડીદાર વર્ગોના હાથમાં જ સુપરત કરી દઈએ. તેના પરિણામે આપણે સર્વહારા વર્ગને પૂરેપૂરો મૂડીદાર વર્ગના વાલીપણા હેઠળ મૂકી દઈએ ("ટીકાની આઝાદી" પૂર્ણ રૂપે જાળવી રાખીને!!) અને સર્વહારા વર્ગને પરાણે નરમ તથા રાંક બનાવી દઈએ જેથી મૂડીદાર વર્ગ ભડકે નહિ. આપણે સર્વહારા વર્ગની અત્યંત પ્રાણભૂત જરૂરિયાતોનું, અર્થાત્ તેની રાજકીય જરૂરિયાતોનું — જેને અર્થવાદીઓ તથા તેમની નકલ કરનારાઓ સરખી રીતે કદી સમજ્યા જ નથી — સત્ત્વ હરી લઈએ જેથી મૂડીદાર વર્ગ ભડકે નહિ. આપણે સર્વહારા વર્ગ માટે આવશ્યક પ્રમાણમાં લોકશાહી સિદ્ધ કરવાના ક્રાંતિકારી સંઘર્ષનું ધોરણ તજી દઈએ અને તેને બદલે મૂડીદાર વર્ગની સાથે સોદાબાજીનું ધોરણ અપનાવી લઈએ; આપણા સિદ્ધાંતોની કિંમતે, ક્રાંતિનો દ્રોહ કરીને, મૂડીદાર વર્ગની મરજિયાત સંમતિ ખરીદી લેવાનું ("જેથી તે ભડકે નહિ") ધોરણ અપનાવી લઈએ.

ક્રાંતિનો દ્રોહ કરવાની અને સર્વહારા વર્ગને મૂડીદાર વર્ગોના કંગાલ પૂંછડામાં

પલટાવી નાખવાની કાર્યનીતિનું સારતત્ત્વ કોકેસસના નવીન-'ઈસ્ક્રા'પંથીઓએ બે ટૂંકી લીટીઓમાં વ્યક્ત કરી દીધું છે. ઉપર નવીન-'ઈસ્ક્રા'પંથની ગલતીઓની છણાવટ કરીને અમે કરેલી વૃત્તિ તરીકેની તારવણીને હવે આપણે સ્પષ્ટ અને ચોક્કસ સિદ્ધાંતની કક્ષાએ ચડાવી દેવામાં આવેલી જોઈએ છીએ — અને એ સિદ્ધાંત છે રાજશાહીવાદી મૂડીદાર વર્ગનું પૂંછડું બની રહેવાનો. પ્રજાસત્તાકની સ્થાપનાથી મૂડીદાર વર્ગ ભડકી જશે (ક્યારનો ભડકી રહ્યો છે — તેનું ઉદાહરણ છે મિસ્ટર સ્રૂવે), એટલે પ્રજાસત્તાક માટેની લડત ખતમ કરી દો. સર્વહારા વર્ગ તરફથી ઉઠાવવામાં આવતી દરેક જોમદાર અને સુસંગત લોકશાહીવાદી માંગ હંમેશાં અને દુનિયામાં દરેક ઠેકાણે મૂડીદાર વર્ગને ભડકાવી દેતી હોય છે એટલે — કામદાર સાથીઓ, તમે બખોલોમાં ભરાઈ જાઓ, માત્ર બહારની પ્રવૃત્તિ ચલાવો, "મૂડીવાદી-રાજ્ય" પદ્ધતિનાં સાધનો તથા તરીકાઓનો ઉપયોગ ક્રાંતિના હિતમાં કરવાનો વિચાર સ્વપ્નમાંયે ન કરો, તમારે માટે "ટીકાની આઝાદી" સલામત રાખો!

"મૂડીવાદી ક્રાંતિ" શબ્દોની તેમની સમજણમાં જ સમાયેલો મૂળભૂત ભ્રમ સપાટી ઉપર આવી ગયો છે. એ શબ્દોની માર્તીનોવપંથી અથવા નવીન-'ઈસ્ક્રા'પંથી "સમજણ"ના સીધા પરિણામ રૂપે સર્વહારા વર્ગના ધ્યેયનો દ્રોહ કરીને તેને મૂડીદાર વર્ગના હિત ખાતર કુરબાન કરી દેવામાં આવ્યું છે.

જે લોકો પુરાણા "અર્થવાદ"ને ભૂલી ગયા છે, તેનો અભ્યાસ નથી કરતા, તેને યાદ નથી કરતા, તેમને માટે "અર્થવાદ"નું વર્તમાન પુનરુત્થાન સમજવું મુશ્કેલ બનશે. બર્નસ્ટાઇનપંથી 'ક્રેડો'ને[46] યાદ કરો. 'ક્રેડો' ઘડી કાઢનારાઓએ "વિશુદ્ધ સર્વહારા વર્ગીય" વિચારો તથા કાર્યક્રમોમાંથી નીચે મુજબનો નિષ્કર્ષ તારવ્યો હતો: આપણે સામાજિક-લોકશાહીવાદીઓએ અર્થકારણની, ખરા કામદાર વર્ગીય ધ્યેયની, તમામ રાજકીય કાવાદાવાની ટીકા કરવાની આઝાદીની, સામાજિક-લોકશાહીવાદી કાર્યને ખરેખર વધારે ગહનગંભીર બનાવવાની ફિકર કરવી જોઈએ. રાજકારણ તો ઉદારમતવાદીઓનું કામ છે. ખુદા આપણને "ક્રાંતિવાદ"માં અટવાઈ જવાથી બચાવી લે — ક્રાંતિવાદ તો મૂડીદાર વર્ગને ભડકાવી દેશે. જે લોકો આખો 'ક્રેડો' કાર્યક્રમ અથવા 'રાબોચાયા મીસ્લ'ના[47] ૯મા અંકની અલગ પુરવણી (સપ્ટેંબર ૧૮૯૯) ફરી વાર વાંચી જશે તેમને એવી દલીલોનો પૂરો ક્રમ પરખાઈ જશે.

આજે આપણને એ જ વાત જોવા મળે છે. ફરક માત્ર એટલો જ છે કે તે મોટા પાયા ઉપર રજૂ થઈ છે, સમગ્ર "મહાન" રશિયન ક્રાંતિની — અફસોસ

કે રૂઢિચુસ્ત કૂપમંડૂકતાના સિદ્ધાંતકારોએ હલકી પાડી દીધેલી અને પરિહાસ જેવી બનાવી દીધેલી ક્રાંતિની—મુલવણીમાં લાગુ થયેલી છે. આપણે સામાજિક-લોકશાહીવાદીઓએ તો ટીકાની આઝાદીની, વર્ગજાગૃતિને વધારે ગહન બનાવવાની, બહારથી પ્રવૃત્તિ ચલાવવાની ફિકર કરવી જોઈએ. પેલાઓને, મૂડીદાર વર્ગોને, કદમ ઉઠાવવાની આઝાદી હોવી જોઈએ, ક્રાંતિકારી (વાંચો: ઉદારમતવાદી) આગેવાની કરવા માટે મોકળું મેદાન હોવું જોઈએ, ઉપરથી "સુધારાઓ" અમલમાં મૂકવાની આઝાદી હોવી જોઈએ.

માર્ક્સવાદને હલકો પાડી દેનારા આ લોકોએ ટીકાના હથિયારનું સ્થાન હથિયારો વડે ટીકાને[48] આપી દેવાની આવશ્યકતા સંબંધી માર્ક્સના કથન વિશે કદી વિચાર કર્યો જ નથી. માર્ક્સના નામનો વ્યર્થ ઉપયોગ કરીને તેઓ વાસ્તવમાં તો કાર્યનીતિના સંબંધમાં એવા ઠરાવો ઘડી કાઢે છે કે જેમાં ફ્રેંકફોર્ટના મૂડીવાદી વાણીશૂરાઓની ભાવના જ ઓતપ્રોત હોય છે—એ વાણીશૂરાઓએ આપખુદશાહીની ટીકા મુક્ત રીતે કરી હતી અને લોકશાહીવાદી જાગૃતિ વધારે ગહન બનાવી હતી, પરંતુ તેઓ સમજી નહોતા શક્યા કે ક્રાંતિનો સમય કદમ ઉઠાવવાનો, ઉપરથી તેમ જ નીચેથી કદમ ઉઠાવવાનો, સમય હોય છે. આ લોકોએ માર્ક્સવાદને વાક્છલમાં પલટાવી નાખીને અગ્રગામી, અત્યંત દૃઢનિશ્ચયી, તથા જોમદાર ક્રાંતિકારી વર્ગની વિચારસરણીને એ વર્ગના વધારેમાં વધારે પછાત સ્તરની, મુશ્કેલ ક્રાંતિકારી-લોકશાહીવાદી કર્તવ્યોને ટાળનારા તથા એ કર્તવ્યો સજજનો સ્રૂવેઓ માટે રહેવા દેનારા માણસોની, વિચારસરણીમાં પલટાવી નાખી છે.

સામાજિક-લોકશાહીવાદીઓ ક્રાંતિકારી સરકારમાં સામેલ થઈ જાય એ કારણે જો મૂડીદાર વર્ગો ક્રાંતિથી ભડકીને ભાગી જાય તો તેઓ એ રીતે ક્રાંતિના "જુવાળને ઘટાડી નાખશે".

રશિયન કામદારો, સાંભળી લો: સામાજિક-લોકશાહીવાદીઓથી ન ગભરાતા, ઝારશાહીની ઉપર વિજય ન ઇચ્છતા પરંતુ તેની જોડે સોદો કરી લેવા માગતા, સ્રૂવેઓ જો ક્રાંતિના જુવાળને પ્રભાવિત કરશે તો એ જુવાળ વધારે જોરદાર બની જવાનો. ઉપર અંકિત કરવામાં આવેલાં બે શક્ય પરિણામોમાંથી પહેલું પરિણામ આવે તો, અર્થાત્ રાજશાહીવાદી મૂડીદાર વર્ગ શીપોવ છાપના "બંધારણ" વિશે આપખુદશાહીની સાથે સોદો કરી લે તો, ક્રાંતિનો જુવાળ વધારે જોરદાર બની જશે!

સમગ્ર પાર્ટીના માર્ગદર્શન માટે ઘડવામાં આવતા ઠરાવોમાં આવી નામોશીભરી વાતો લખનારા અથવા આવા "સમુચિત" ઠરાવોને બહાલી આપનારા સામાજિક-

લોકશાહીવાદીઓ, માર્ક્સવાદની ચેતનમય ભાવનાને તદ્દન હરી લેનારા વાક્છલથી, એટલા બધા અંજાઈ ગયા છે કે આ ઠરાવો તેમના બીજા બધા સુંદર શબ્દોને ઠાલા વાણીવિલાસમાં પલટાવી રહ્યા છે એ તેમને દેખાતું જ નથી. તેમનો 'ઈસ્ક્રા'માં પ્રકાશિત કોઈ પણ લેખ જુઓ અથવા આપણા કુખ્યાત માર્તીનોવે લખેલી કુખ્યાત પુસ્તિકા પણ જુઓ—તેમાં તમને **પ્રજાકીય** વિદ્રોહ વિશે, ક્રાંતિને **પરિસમાપ્તિની કક્ષાએ** પહોંચાડવા વિશે, અસંગત મૂડીદાર વર્ગની સામે **સાધારણ જનતાના** સંઘર્ષ ઉપર આધાર રાખવાની જહેમત વિશે વાંચવા મળશે. પરંતુ મૂડીદાર વર્ગની નારાજીના પરિણામે "ક્રાંતિનો જુવાળ ઘટી જવાનો" ખ્યાલ તમે જે ઘડીએ સ્વીકારી અથવા બહાલ કરી લો તે જ ઘડીએ એ બધી સરસ વાતો કંગાલ વાણીવિલાસ બની જાય છે. સજ્જનો, વિકલ્પો આ મુજબ છે: આપણે કાં તો અસંગત, સ્વાર્થી, તથા કાયર મૂડીદાર વર્ગ હોવા **છતાં** ક્રાંતિ કરવાની અને ઝારશાહીની ઉપર સંપૂર્ણ વિજય હાંસલ કરવાની જહેમત કરીએ, અથવા એ "છતાં"ને ન સ્વીકારીએ અને એવી બીકના ભોગ બની રહીએ કે ક્રાંતિથી મૂડીદાર વર્ગ કદાચ "ભડકી જશે"; આપણે બીજો વિકલ્પ અપનાવીએ તો મૂડીદાર વર્ગના—અસંગત, સ્વાર્થી, તથા કાયર મૂડીદાર વર્ગના—હિતમાં સર્વહારા વર્ગનો તથા જનતાનો દ્રોહ કરીએ.

મારા શબ્દોનો ખોટો અર્થ ઘટાવવાના મનસૂબા ઘડતા નહિ. એવા દેકારા કરતા નહિ કે જાણીજોઈને દગાખોરી કરવાનો આરોપ તમારી ઉપર મુકાઈ રહ્યો છે. ના, એમ કરતા નહિ. પુરાણા જમાનાના "અર્થવાદીઓ" જેવી રીતે અજાણ્યે જ "વધારે ગહન" માર્ક્સવાદના ઢળતા માર્ગે અદમ્ય તથા અફર રીતે ખેંચાતા આખરે ક્રાંતિવિરોધી, બેજાન, તથા ચેતનહીન બૌદ્ધિક ડહાપણમાં સરી પડયા હતા એવી જ રીતે તમે પણ અજાણ્યે જ હંમેશાં કળણની દિશામાં સરકતા રહ્યા છો અને આખરે કળણમાં ગરક થઈ ગયા છો. સજ્જનો, તમે કદી વિચાર કર્યો છે ખરો કે "ક્રાંતિના જુવાળ"ને કયાં વાસ્તવિક સામાજિક પરિબળો નિર્ધારિત કરતાં હોય છે? આપણે વિદેશી રાજકીય પરિબળોને, આંતરરાષ્ટ્રીય જોડાણોને, અલગ રહેવા દઈએ. તેઓ વર્તમાન સમયે આપણે માટે ખૂબ સાનુકૂળ વિકાસ પામ્યાં છે, પરંતુ આપણે એ બધાંને ચર્ચામાંથી બકાત રાખીશું, અને સમુચિત રીતે જ બકાત રાખીશું, કારણ કે આપણે અત્યારે રશિયાનાં આંતરિક પરિબળોના સવાલની ચર્ચા કરી રહ્યા છીએ. એ આંતરિક સામાજિક પરિબળોનું પરીક્ષણ કરો. ક્રાંતિની સામે ગોઠવાયેલાં છે આપખુદશાહી, શહેનશાહી દરબાર, પોલીસ, નોકરશાહી, સેના, અને ગણતર મોટા અમીરઉમરાવ

કબીલાઓ. જનતાનો રોષ જેમ જેમ વધારે જોર પકડતો જાય તેમ તેમ સેના ઓછી ને ઓછી વિશ્વાસપાત્ર બનતી જાય અને નોકરશાહી વધારે ને વધારે ડગુમગુ બનતી જાય. એ ઉપરાંત, મૂડીદાર વર્ગ હવે મોટે ભાગે ક્રાંતિની તરફેણમાં છે, મુક્તિ વિશે જુસ્સાદાર ભાષણો ઝીંકે છે, અને વધારે ને વધારે પ્રસંગોએ જનતાના નામે તથા ક્રાંતિના નામે પણ આગળ આવે છે*. પરંતુ આપણે બધા માર્ક્સવાદીઓ સિદ્ધાંતમાંથી તેમ જ આપણા ઉદારમતવાદીઓ, 'ઝેમ્સ્ત્વો'ના માણસો, તથા 'ઓસ્વોબોઝદેનિયે'ના સમર્થકોના રોજ રોજના તથા કલાક કલાકના નિરીક્ષણમાંથી જાણીએ છીએ કે મૂડીદાર વર્ગ અસંગત છે, સ્વાર્થી છે, અને ક્રાંતિનું સમર્થન કરવાની બાબતમાં કાયર છે. મૂડીદાર વર્ગ તેનાં સંકુચિત, સ્વાર્થી હિતો સંતોષાઈ જશે કે તરત જ, તે સુસંગત લોકશાહીવાદથી "ભડકી જશે" **(અને તે ક્યારનો ભડકી રહ્યો છે!)** કે તરત જ, સમુદાય તરીકે અનિવાર્ય રીતે પ્રતિક્રાંતિ તરફ વળી જશે, આપખુદશાહી તરફ વળી જશે, ક્રાંતિની વિરુદ્ધ થઈ જશે, અને જનતાની વિરુદ્ધ થઈ જશે. "જનતા"ની વાત, એટલે કે સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની વાત, બાકી રહી: આખર સુધી કૂચ કરવાની બાબતમાં એકલા સર્વહારા વર્ગની ઉપર જ ભરોસો રાખી શકાય કારણ કે તેનું ધ્યેય લોકશાહીવાદી પરિવર્તનથી ખૂબ ખૂબ આગળ જવાનું છે. એટલે જ સર્વહારા વર્ગ પ્રજાસત્તાક માટે મોખરાની હરોળમાં લડે છે અને મૂડીદાર વર્ગ ક્યાંક ભડકી ન જાય એવી શક્યતાને લક્ષમાં રાખવાની મૂઢતાભરી તથા અજુગતી સલાહને ધૃણાથી તુચ્છકારી કાઢે છે. કિસાનપ્રજામાં ઘણાંબધાં અર્ધસર્વહારા તથા નિમ્ન-મૂડીવાદી તત્ત્વો સામેલ છે. એટલે તે પણ અસ્થિર બની રહે છે અને સર્વહારા વર્ગને ચોક્કસ રીતની વર્ગીય પાર્ટીમાં એકતા સાધી લેવાની ફરજ પાડે છે. પરંતુ કિસાનપ્રજાની અસ્થિરતા મૂડીદાર વર્ગની અસ્થિરતાથી મૂળભૂત રીતે જુદી છે કારણ કે હાલના સમયે કિસાનપ્રજા ખાનગી મિલકતની પૂરી જાળવણી કરતાં જમીનદારોની જમીનની જપ્તિ અંગે, ખાનગી મિલકતનાં મુખ્ય રૂપોમાંના એકના ખાતમા અંગે, વધારે ઉત્સુક છે. કિસાનપ્રજા એ કારણે સમાજવાદી નથી બની જતી કે નિમ્ન-મૂડીવાદી મટી નથી જતી, પરંતુ લોકશાહીવાદી ક્રાંતિને ખરા દિલનો તથા અત્યંત ઉગ્ર ટેકો આપવા શક્તિમાન

---

*આ સંબંધમાં મિસ્ટર સ્ત્રૂવેનો જોરેસને સંબોધિત ખુલ્લો પત્ર રસપ્રદ છે. તેને જોરેસે તાજેતરમાં 'લુમાનિતે'[49] અખબારમાં અને મિસ્ટર સ્ત્રૂવેએ 'ઓસ્વોબોઝદેનિયે'ના ૭૨મા અંકમાં પ્રગટ કર્યો છે.

બની રહે છે. કિસાનપ્રજામાં જાગૃતિ પ્રેરતી ક્રાંતિકારી ઘટનાઓના ક્રમમાં મૂડીદાર વર્ગની દગાખોરી તથા સર્વહારા વર્ગના પરાજયને લીધે અધવચ્ચેથી જ ભંગાણ ન પડી જાય તો કિસાનપ્રજા અનિવાર્ય રીતે એવી બની રહેશે જ. એટલી શરતે, કિસાનપ્રજા અનિવાર્ય રીતે ક્રાંતિ અને પ્રજાસત્તાકનો ગઢ બની રહેશે કારણ કે માત્ર ક્રાંતિનો સંપૂર્ણ વિજય જ કિસાનપ્રજાને જમીન સંબંધી સુધારાઓના ક્ષેત્રમાં બધું આપી શકે એમ છે—કિસાનપ્રજા ("સમાજવાદી-ક્રાંતિકારીઓ" ધારે છે તેમ મૂડીવાદની નાબૂદી માટે નહિ પરંતુ) અર્ધખેતગુલામીના કળણમાંથી તેમ જ જુલમ તથા દાસતાના અંધકારમાંથી છૂટવા માટે અને પોતાના જીવનસંજોગોને પણ્ય ઉત્પાદનની પદ્ધતિની અંદર જેટલા શક્ય બને એટલા સુધારવા માટે જે કંઈ ઝંખે છે, જેનાં સ્વપ્નાં સેવે છે, તથા જેની ખરી આવશ્યકતા અનુભવે છે તે બધું આપી શકે એમ છે.

એ ઉપરાંત, કિસાનપ્રજા ક્રાંતિની જોડે કેવળ જમીન સંબંધી મૂળગામી સુધારા વડે જ નહિ પરંતુ તેનાં સઘળાં સામાન્ય તથા કાયમી હિતો વડે પણ સંકળાયેલી છે. કિસાનપ્રજાને સર્વહારા વર્ગની જોડે મળીને લડતી વેળા પણ લોકશાહીની જરૂર પડે છે કારણ કે એકમાત્ર લોકશાહીવાદી પદ્ધતિ જ તેનાં હિતોને ચોકસાઈથી વ્યક્ત કરવાનું અને બહોળા સમુદાય તરીકે, બહુસંખ્યા તરીકે, તેના વર્ચસ્વને સુનિશ્ચિત બનાવવાનું સામર્થ્ય ધરાવે છે. કિસાનપ્રજા જેમ જેમ વધારે જાણકાર બનતી જાય (અને જાણકારીનો અંદાજ નિશાળના માપદંડ વડે કાઢવા ટેવાયેલા ઘણા લોકોને ખ્યાલ જ નથી કે તે જાપાન[50] સામે યુદ્ધના વખતથી કેટલી ઝડપે જાણકાર બની રહી છે) તેમ તેમ સર્વાંગી લોકશાહીવાદી પરિવર્તનની તરફેણમાં વધારે સુસંગત તથા મક્કમ ધોરણ લેશે કારણ કે તેની સ્થિતિ મૂડીદાર વર્ગથી નિરાળી છે, તેને જનતાની સર્વોપરિતાથી ડરવાનું કશું જ કારણ નથી બલકે એથી ફાયદો જ થવાનો છે. કિસાનપ્રજા ભોળપણભર્યા રાજશાહીવાદને ફગાવી દેવા લાગશે કે તરત જ લોકશાહીવાદી પ્રજાસત્તાકનો આદર્શ અપનાવી લેશે કારણ કે કિસાનપ્રજા માટે તો મૂડીવાદી શૅરદલાલોના સભાન રાજશાહીવાદમાં (ઉપલું ભવન, વગેરે) પણ આજના જેવો જ અધિકારોનો અભાવ અને આજના જેવાં જ જુલમ તથા અજ્ઞાન સૂચિત થાય છે, ફરક માત્ર એટલો જ હશે કે એ બધું યુરોપીય બંધારણવાદના વાર્નિશ વડે જરાક ચળકાવી દેવામાં આવેલું હશે.

એટલે જ, એક વર્ગ તરીકે મૂડીદાર વર્ગ સ્વાભાવિક તથા અનિવાર્ય રીતે ઉદારમતવાદી-રાજશાહીવાદી પાર્ટીની પાંખમાં ભરાઈ રહેવાનું વલણ ધરાવે છે,

અને કિસાનપ્રજાનો બહોળો સમુદાય ક્રાંતિકારી તથા પ્રજાસત્તાકપંથી પાર્ટીની આગેવાની હેઠળ આવી જવાનું વલણ ધરાવે છે. એટલે જ, મૂડીદાર વર્ગ લોકશાહીવાદી ક્રાંતિને પરિસમાપ્તિની કક્ષાએ પહોંચાડવા અસમર્થ છે પરંતુ કિસાનપ્રજા એમ કરવા સમર્થ છે, અને આપણે તેને એમ કરવામાં મદદગાર બનવા માટે પૂરી જહેમતો કરવી જ જોઈએ.

મારી સામે વાંધો ઉઠાવવામાં આવે છે કે આ બધું કહેવાની જરૂર જ નથી, આ બધું તો કક્કા જેવું છે, સઘળા સામાજિક-લોકશાહીવાદીઓ બરાબર સમજે છે. ના, એમ નથી; મૂડીદાર વર્ગ ક્રાંતિથી અળગો થઈ જાય તો તેના પરિણામે ક્રાંતિનો "જુવાળ ઘટી જવાની" વાતો કરનારાઓ આ બધું સમજતા નથી. એવા લોકો અમારા જમીન સંબંધી કાર્યક્રમના શબ્દોને દોહરાવતા રહે છે, તેમણે અર્થ સમજ્યા વગર જ એ શબ્દોને ગોખીને મોઢે કરી લીધા છે; એમ ન હોત તો તેઓ, સમગ્ર માર્ક્સવાદી વિશ્વ દૃષ્ટિકોણ તેમ જ અમારા કાર્યક્રમમાંથી અનિવાર્ય રીતે ફલિત થતી સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારીની વિભાવનાથી, ગભરાઈ ન જાત; એમ ન હોત તો તેઓ મહાન રશિયન ક્રાંતિના જુવાળને, મૂડીદાર જેટલે સુધી જવા તૈયાર થાય એટલે સુધી જ, સીમિત ન બનાવી દેત. એવા લોકો પોતાના અમૂર્ત માર્ક્સવાદી ક્રાંતિકારી વાણીવિલાસને પોતાના નક્કર માર્ક્સવાદ-વિરોધી તથા ક્રાંતિ-વિરોધી ઠરાવો વડે નિરર્થક સાબિત કરી દે છે.

વિજયી રશિયન ક્રાંતિમાં કિસાનપ્રજાની ભૂમિકાને ખરેખર સમજનારા માણસોને એમ કહેવાનો ખ્યાલ સ્વપ્નમાંયે ન આવે કે મૂડીદાર વર્ગ ક્રાંતિથી ભડકી જશે તો ક્રાંતિનો જુવાળ ઘટી જશે. કારણ કે વાસ્તવમાં તો મૂડીદાર વર્ગ ક્રાંતિથી ભડકીને ભાગી જશે અને કિસાન સમુદાયો સક્રિય ક્રાંતિકારીઓ તરીકે આગળ આવીને સર્વહારા વર્ગની જોડાજોડ ખડા થઈ જશે ત્યારે જ ક્રાંતિ ખરો જુવાળ ધારણ કરશે, અને મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિના યુગમાં શક્ય બને એટલો અધિકતમ વ્યાપક ક્રાંતિકારી જુવાળ ધારણ કરશે. આપણી લોકશાહીવાદી ક્રાંતિએ સુસંગત રીતે પરિસમાપ્તિની કક્ષાએ પહોંચવા માટે એવાં પરિબળો ઉપર આધાર રાખવો પડશે કે જે મૂડીદાર વર્ગની અનિવાર્ય અસંગતતાને ચેતનહીન બનાવી દેવાનું સામર્થ્ય ધરાવતાં હોય (અર્થાત્ "તેને ક્રાંતિથી ભડકાવી દેવાનું", 'ઈસ્ક્રા'ના કોકેસિયન અનુયાયીઓ જે શક્યતાથી આટલા બધા ગભરાય છે તે જ કામ કરી બતાવવાનું, સામર્થ્ય ધરાવતાં હોય).

**સર્વહારા વર્ગે આપખુદશાહીના પ્રતિકારને તાકાત વડે કચડી નાખવાના અને મૂડીદાર વર્ગની અસ્થિરતાને ચેતનહીન બનાવી દેવાના આશયે કિસાન સમુદાયોની જોડે એકસંપી સાધીને લોકશાહીવાદી ક્રાંતિને પરિસમાપ્તિની કક્ષાએ પહોંચાડી દેવી જ જોઈએ. સર્વહારા વર્ગે મૂડીદાર વર્ગના પ્રતિકારને તાકાત વડે કચડી નાખવાના તેમ જ કિસાનપ્રજા તથા નિમ્ન-મૂડીવાદી વર્ગની અસ્થિરતાને ચેતનહીન બનાવી દેવાના આશયે વસતિનાં અર્ધસર્વહારા તત્ત્વોના સમુદાયો જોડે એકસંપી કરીને સમાજવાદી ક્રાંતિ સિદ્ધ કરી લેવી જ જોઈએ.** સર્વહારા વર્ગનાં કર્તવ્યો એવાં છે, જેને નવીન-'ઈસ્ક્રા'પંથીઓએ ક્રાંતિના જુવાળ સંબંધી પોતાની સઘળી દલીલો તથા ઠરાવોમાં તદ્દન સંકુચિત રીતે રજૂ કર્યાં છે.

પરંતુ એક સંજોગ, ક્રાંતિના "જુવાળ" સંબંધી ચર્ચાઓમાં વારંવાર ચૂકી જવાતો સંજોગ, ભુલાવો ન જોઈએ. ભુલાવું ન જોઈએ કે સવાલ એ સમસ્યાને કારણે ઊભી થતી મુશ્કેલીઓનો નથી પરંતુ તેનો ઉકેલ ખોળવાની તથા સાધવાની રીતનો છે. સવાલ એવો નથી કે ક્રાંતિના જુવાળને પ્રબળ તથા અજેય બનાવવાનું સહેલું છે યા મુશ્કેલ છે, સવાલ તો એવો છે કે જુવાળને વધારે જોમદાર બનાવવા માટે કેવાં કદમો ઉઠાવવાં જોઈએ. આપણી વચ્ચેના મતભેદો આપણી પ્રવૃત્તિના મૂળભૂત સ્વરૂપ વિશે છે, આપણી પ્રવૃત્તિએ લેવાની દિશા વિશે છે. અમે આ વાતનો ઉલ્લેખ ભારપૂર્વક કરીએ છીએ કારણ કે બેદરકાર તથા બેઈમાન લોકો જુદી જુદી બે સમસ્યાઓને—અર્થાત્ આપણી પ્રવૃત્તિએ લેવાની દિશાની સમસ્યાને, એટલે કે જુદા જુદા બે પંથોમાંથી એકની પસંદગી કરવાની સમસ્યાને, અને આપણું લક્ષ્ય સાધવાના સંબંધમાં સરળતાની અથવા કોઈ એક પંથે લક્ષ્યની સિદ્ધિ વધારે સમીપ હોવાની સમસ્યાને—એકબીજીની જોડે વારંવાર ગૂંચવી નાખતા હોય છે.

ઉપરની છણાવટમાં અમે આ છેલ્લી ઉલ્લેખિત સમસ્યાને જરાય સ્પર્શ નથી કર્યો કારણ કે પાર્ટીની અંદર તેને અંગે કશા મતભેદ કે અસંમતિ ઊભાં નથી થયાં. ખુદ સમસ્યા તો બેશક અત્યંત મહત્ત્વની છે અને સઘળા સામાજિક-લોકશાહીવાદીઓનું ખુબ જ ગંભીર ધ્યાન માગી લે છે. આંદોલનમાં કેવળ કામદાર વર્ગના જ નહિ પરંતુ કિસાનોના સમુદાયોને પણ ખેંચી લેવાના કાર્યમાં સમાયેલી મુશ્કેલીઓને ભૂલી જવામાં તો અક્ષમ્ય આશાવાદ જ ગણાય. લોકશાહીવાદી ક્રાંતિને પરિસમાપ્તિની કક્ષાએ પહોંચાડવાના પ્રયાસો એ

મુશ્કેલીઓને લીધે એકથી વધારે વાર ખરાબે ચડી ગયા છે, તેના પરિણામે અસંગત તથા સ્વાર્થી મૂડીદાર વર્ગને જ સૌથી વધારે ફતેહ હાંસલ થઈ છે, કારણ કે તેણે જનતાની સામે રાજશાહીવાદી સંરક્ષણના રૂપમાં તેનો "પૂરો ફાયદો ઉઠાવ્યો" અને સાથે સાથે ઉદારમતવાદની... અથવા 'ઓસ્વોબોઝદેનિયે' વહેણની... "અક્ષતતા જાળવી રાખી". પરંતુ મુશ્કેલીનો અર્થ અશક્યતા નથી. મુખ્ય વાત તો એવો આત્મવિશ્વાસ ધરાવવાની છે કે આપણે પસંદ કરેલો પંથ ખરો છે, એવો આત્મવિશ્વાસ ક્રાંતિકારી જોમ તથા ક્રાંતિકારી ઉત્સાહને સો ગણાં વધારીને ચમત્કાર કરી શકે એવાં બનાવી દે છે.

વર્તમાન સમયે સામાજિક-લોકશાહીવાદીઓની અંદર પંથની પસંદગીના સવાલ સંબંધી વિખવાદનું ઊંડાણ રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના ઠરાવ સાથે નવીન-'ઈસ્ક્રા'પંથીઓના કોકેસિયન ઠરાવની સરખામણીમાં જોવા મળે છે. કૉંગ્રેસના ઠરાવમાં જણાવવામાં આવ્યું છે: મૂડીદાર વર્ગ અસંગત છે અને ક્રાંતિની સિદ્ધિઓ આપણી પાસેથી છીનવી લેવાની કોશિશ ચોક્કસ કરશે જ. એટલે, સાથીઓ અને કામદારો, લડતની વધારે જોમદાર તૈયારીઓ કરો! હથિયારો ધારણ કરી લો, કિસાનપ્રજાને તમારે પક્ષે ખેંચી લો! આપણે આપણી ક્રાંતિકારી સિદ્ધિઓ સંઘર્ષ વગર સ્વાર્થી મૂડીદાર વર્ગને હવાલે કોઈ કાળે નહિ જ કરીએ. કોકેસસના નવીન-'ઈસ્ક્રા'પંથીઓના ઠરાવમાં જણાવવામાં આવ્યું છે: મૂડીદાર વર્ગ અસંગત છે અને કદાચ ક્રાંતિથી ભડકીને ભાગી જાય. એટલે, સાથીઓ અને કામદારો, કામચલાઉ સરકારમાં જોડાવાનો વિચાર કરશો જ નહિ કારણ કે એમ કરશો તો મૂડીદાર વર્ગ ચોક્કસ ભડકી જવાનો અને તેના પરિણામે ક્રાંતિનો જુવાળ ઘટી જશે!

એક પક્ષ જણાવે છે: અસંગત મૂડીદાર વર્ગના પ્રતિકાર અથવા નિષ્ક્રિયતા છતાં ક્રાંતિને પરિસમાપ્તિની દિશામાં આગળ ધપાવો.

બીજો પક્ષ જણાવે છે: ક્રાંતિને પરિસમાપ્તિની દિશામાં સ્વતંત્ર રીતે આગળ ધપાવવાનો વિચાર કરશો જ નહિ કારણ કે તમે એમ કરશો તો અસંગત મૂડીદાર વર્ગ ક્રાંતિથી ભડકીને ભાગી જશે.

આ બે પંથ એકબીજાથી તદ્દન ઊલટા નથી? શું વાત સાફ નથી કે પહેલી કાર્યનીતિ બીજી કાર્યનીતિને તદ્દન બકાત રાખે છે, પહેલી કાર્યનીતિ જ ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદની એકમાત્ર ખરી કાર્યનીતિ છે, અને બીજી કાર્યનીતિ તો વાસ્તવમાં નિર્ભેળ 'ઓસ્વોબોઝદેનિયે' કાર્યનીતિ જ છે?

## ૧૩

## નિષ્કર્ષ

## આપણાથી જીતવાની હિંમત થાય ખરી?

રશિયન સામાજિક-લોકશાહીવાદી આંદોલનની હાલતનો ઉપરછલ્લો ખ્યાલ ધરાવનારા અથવા અર્થવાદના દિવસોથી આપણા આંતરિક-પાર્ટી સંઘર્ષના સમગ્ર ઈતિહાસની જાણકારી વગર ખાલી પ્રેક્ષકો તરીકે જ આંદોલનને નીરખનારા માણસો કાર્યનીતિના સંબંધમાં હવે, ખાસ કરીને ત્રીજી કૉંગ્રેસ પછી, સ્પષ્ટ બની ગયેલા મતભેદોને ઘણી વાર એવી સાદી દલીલ વડે સમજાવી દેવાની કોશિશ કરે છે કે દરેક સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં સ્વાભાવિક, અનિવાર્ય, પરંતુ સહેલાઈથી સુમેળ સાધી શકાય એવાં બે વહેણો હોય જ છે. તેઓ જણાવે છે કે એક પક્ષ સાધારણ, ચાલુ, તથા રોજિંદા કાર્ય ઉપર તેમ જ પ્રચાર તથા ચળવળને વિકસાવવાની, બળોને તૈયાર કરવાની, આંદોલનને વધારે ગહન બનાવવાની, વગેરેની આવશ્યકતા ઉપર ભાર મૂકે છે; જ્યારે બીજો પક્ષ આંદોલનનાં જોશીલાં, સામાન્ય રૂપે રાજકીય, ક્રાંતિકારી કર્તવ્યો ઉપર ભાર મૂકે છે, વિદ્રોહની આવશ્યકતા પ્રત્યે નિર્દેશ કરે છે, અને ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી તથા કામચલાઉ ક્રાંતિકારી સરકારનાં સૂત્રો રજૂ કરે છે. તેઓ જણાવે છે કે બેમાંથી એકેય પક્ષે અતિશયોક્તિ ન કરવી જોઈએ, બન્ને દાખલાઓમાં (અને સામાન્ય રીતે કહીએ તો આખી દુનિયામાં દરેક ઠેકાણે) ઉગ્રતા અનિષ્ટ જ છે, વગેરે વગેરે.

એવી દલીલોમાં નિ:શંક સમાયેલા રહેતા વહેવારુ (અને અવતરણ ચિહ્નોમાં "રાજકીય") ડહાપણની સસ્તી ચવાઈ ગયેલી યથાર્થતા ઘણી વાર પાર્ટીની તાકીદની તથા તીવ્ર આવશ્યકતાઓને સમજવાની અશક્તિને છુપાવી દે છે. આપણે રશિયન સામાજિક-લોકશાહીવાદીઓની અંદર કાર્યનીતિના સંબંધમાં વર્તમાન સમયે પ્રવર્તિત મતભેદોને લઈએ. આપણને કાર્યનીતિના સંબંધમાં નવીન-ઈસ્ક્રાની દલીલોમાં જોવા મળતો કાર્યના રોજિંદા રાબેતા મુજબના પાસા ઉપરનો ખાસ ભાર તો કશું જોખમ અથવા કાર્યનીતિનાં સૂત્રો અંગે કશો મતભેદ બેશક પેદા ન જ કરી શકે. પરંતુ એ મતભેદને સ્પષ્ટ રીતે પ્રકાશમાં આણવા માટે એટલું પૂરતું છે કે રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના ઠરાવોને સંમેલનના ઠરાવો જોડે સરખાવી જોવામાં આવે.

તો પછી મામલો શો છે? પહેલી વાત તો એ કે આંદોલનમાંના બે વહેણોના તેમ જ ઉગ્રતાની હાનિકારકતાના અમૂર્ત ઉલ્લેખો જ પૂરતા નથી. નક્કર રીતે જાણી લેવું જરૂરી છે કે અમુક સમય દરમિયાન અમુક ઘડીએ કઈ બીમારી લાગુ પડી ગઈ છે અને વર્તમાન સમયે પાર્ટી માટે ખરું રાજકીય જોખમ શેમાં રહેલું છે. બીજી વાત એ કે રજૂ કરવામાં આવતાં કાર્યનીતિનાં સૂત્રોથી — અથવા અમુક સૂત્રોની ગેરહાજરીથી — કયાં વાસ્તવિક રાજકીય પરિબળોને ફાયદો થાય છે તે જાણી લેવું આવશ્યક છે. નવીન-'ઈસ્ક્રા'પંથીઓની વાતો સાંભળીએ તો એવી તારવણી નીકળે છે કે સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની સામે ઘુરકિયાં કરી રહેલું જોખમ છે પ્રચાર તથા ચળવળને, આર્થિક સંઘર્ષને, તથા મૂડીવાદી લોકશાહીની ટીકાને તિલાંજલિ આપી દેવાનું અને લશ્કરી તૈયારીઓ, હથિયારબંધ હુમલાઓ, સત્તા કબજે કરી લેવાની કારવાઈ, વગેરેમાં બેહદ ડૂબી જવાનું. પરંતુ વાસ્તવમાં તો પાર્ટીની સામે જોખમ તદ્દન જુદી જ દિશામાંથી ઘુરકિયાં કરી રહ્યું છે. જે કોઈ માણસ આંદોલનની હાલત વિશે જરાક સરખીયે જાણકારી ધરાવતો હોય, આંદોલનને ધ્યાનથી તથા વિચારપૂર્વક નીરખતો હોય, તે નવીન-'ઈસ્ક્રા' પંથીઓની બીકના હાસ્યાસ્પદ પાસાને પારખી લીધા વગર રહે જ નહિ. રશિયન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની સમગ્ર પ્રવૃત્તિએ ધારણ કરી લીધેલું ચોક્કસ તથા અફર રૂપ એકદમ પાકી ખાતરી પૂરી પાડે છે કે અમારું મુખ્ય ધ્યાન પ્રચાર તથા ચળવળ ઉપર, નાની મોટી આયોજિત બિનઆયોજિત સભાઓ ઉપર, ચોપાનિયાં તથા પુસ્તિકાઓની વહેંચણી ઉપર, આર્થિક સંઘર્ષમાં મદદ પૂરી પાડવા તેમ જ એવા સંઘર્ષનાં સૂત્રોનું સમર્થન કરવા ઉપર કેંદ્રિત રહેશે. જેમાં નવ્વાણું ટકા જેટલું ધ્યાન, શક્તિ, તથા સમય હંમેશાં તથા અચૂક રીતે એ કારવાઈઓમાં લગાવવામાં ન આવતાં હોય, જેમાં એ કારવાઈઓએ છેલ્લા દાયકાના ઉત્તરાર્ધના આરંભથી જ મક્કમ સ્થાન ધારણ ન કરી લીધું હોય, એવી એક પણ પાર્ટી સમિતિ, એક પણ જિલ્લા સમિતિ, એક પણ કેંદ્રીય ડેલિગેટ સંમેલન, એક પણ કારખાના જૂથ અસ્તિત્વમાં નથી. જે લોકો આંદોલન વિશે તદ્દન અજાણ છે તેમને જ આ વાતની ખબર નથી. નવીન-'ઈસ્ક્રા'પંથીઓ ભારે મહત્તાનો ડોળ કરીને જે વાસી તથ્યો દોહરાવી રહ્યા છે તેને તો માત્ર સાવ ભોળા અથવા બિનમાહિતગાર માણસો જ જેમનાં તેમ ખરાં માની લે.

હકીકત તો એવી છે કે આપણે વિદ્રોહનાં કર્તવ્યોના, સામાન્ય રાજકીય સૂત્રોના, અને સમગ્ર પ્રજાકીય ક્રાંતિને આગેવાની પૂરી પાડવાના સંબંધમાં વધારે પડતું જોશ બતાવવાને બદલે ઊલટા એ સંબંધમાં જ તદ્દન સાફ પછાતપણું

બતાવી રહ્યા છીએ, એવું **પછાતપણું** બતાવી રહ્યા છીએ કે જે આપણી મોટામાં મોટી કમજોરી તથા આંદોલન માટે ખરું જોખમ બની રહે છે, જે કદાચ ભ્રષ્ટ બનીને—અને કેટલીક જગ્યાઓએ ભ્રષ્ટ બની રહ્યું છે—કૃત્યોમાં ક્રાંતિકારીની અવસ્થામાંથી કેવળ શબ્દોમાં ક્રાંતિકારીની દશામાં સરકી પડે. નવાં તથ્યો ખોળી કાઢનારા લોકો જેવી અદા ધારણ કરીને નવીન-'ઈસ્ક્રા'પંથી દોઢડાહ્યાઓ હાલ જેની વાતો કરી રહ્યા છે એવા પ્રકારનું રોજિંદું કાર્ય ન કરતું હોય એવું એક પણ સંગઠન, જૂથ, કે વર્તુળ તમને પાર્ટીની પ્રવૃત્તિ ચલાવનારાં કેટલાય સેંકડા સંગઠનો, જૂથો, કે વર્તુળોમાં નહિ જ મળે. બીજી તરફ, તમને માત્ર નજીવી ટકાવારીમાં જ એવાં જૂથો તથા વર્તુળો જોવા મળશે કે જે વિદ્રોહની જોડે સંકળાયેલાં કર્તવ્યોને સમજ્યાં હોય, તેનો અમલ શરૂ કરી ચૂક્યાં હોય, ઝારશાહીની વિરુદ્ધ સમગ્ર પ્રજાકીય ક્રાંતિની આગેવાની કરવાની આવશ્યકતાને તેમ જ એ હેતુ માટે અમુક ચોક્કસ પ્રગતિશીલ સૂત્રો રજૂ કરવાની આવશ્યકતાને પારખી ગયાં હોય.

આપણાં પ્રગતિશીલ તથા ખરાં ક્રાંતિકારી કર્તવ્યોના સંબંધમાં આપણે માન્યામાં ન આવે એટલા પાછળ રહી ગયા છીએ, ઘણાબધા દાખલાઓમાં આપણને એ કર્તવ્યોનો ખ્યાલ પણ નથી આવ્યો, ક્યાંક ક્યાંક આપણે જોઈ પણ નથી શક્યા કે એ સંબંધમાં આપણા પછાતપણાને લીધે ક્રાંતિકારી-મૂડીવાદી લોકશાહીવાદ વધારે જોરદાર બની ગયો છે. પરંતુ ઘટનાઓના ક્રમ તથા યુગની આવશ્યકતાઓ તરફ પોતાની પીઠ રાખનારા નવીન-'ઈસ્ક્રા'પંથી લેખકો હઠીલાઈથી દોહરાવતા રહે છે: "પુરાણાને ભૂલતા નહિ! નૂતનમાં તણાઈ જતા નહિ!" સંમેલનના સઘળા મહત્ત્વના ઠરાવોમાં એ જ મૂળભૂત અફર ભાવના જોવા મળે છે. પરંતુ કૉંગ્રેસના ઠરાવોમાં તમને એટલા જ અફર રૂપમાં આવી ભાવના જોવા મળશે: પુરાણાને પુષ્ટિ આપવાની (પરંતુ તે પુરાણું હોવાના અને સાહિત્ય, ઠરાવો, તથા અનુભવમાં પુષ્ટ તથા અંકિત થઈ ગયું હોવાના કારણે જ તેને ફરી ફરીને વાગોળવા માટે થંભી જઈને નહિ) સાથે સાથે અમે નવું કર્તવ્ય રજૂ કરીએ છીએ, તેની તરફ ધ્યાન ખેંચીએ છીએ, નવું સૂત્ર જાહેર કરીએ છીએ, અને માગણી કરીએ છીએ કે ખરા ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓ તેને અમલમાં મૂકવાનું તત્કાળ શરૂ કરી દે.

સામાજિક-લોકશાહીવાદી કાર્યનીતિના ક્ષેત્રમાં બે વહેણોના સવાલના સંબંધમાં પરિસ્થિતિ ખરેખર તો એવી છે. ક્રાંતિકારી ગાળાએ નવાં કર્તવ્યો પેશ કર્યાં છે જેને માત્ર સાવ આંધળા માણસો જ ન જોઈ શકે. કેટલાક સામાજિક-

લોકશાહીવાદીઓ એ કર્તવ્યોને એકદમ પારખી લે છે, તાત્કાલિક ગણે છે, અને જાહેર કરે છે: હથિયારબંધ વિદ્રોહમાં ઢીલ ચાલે એમ નથી; તેની તૈયારી તત્કાળ અને જોમથી શરૂ કરી દો; યાદ રાખો કે નિર્ણાયક વિજય માટે તે અનિવાર્ય છે; પ્રજાસત્તાક, કામચલાઉ સરકાર, તેમ જ સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારીનાં સૂત્રો જાહેર કરો. પરંતુ બીજા કેટલાક સામાજિક-લોકશાહીવાદીઓ પાછળ હઠી જાય છે, વેળાની વાટ જોવા લાગે છે, સૂત્રો જાહેર કરવાને બદલે પ્રસ્તાવનાઓ લખે છે; પુરાણાને પુષ્ટિ આપવાની સાથે સાથે નૂતનને પારખવાને બદલે પુરાણાને જ કંટાળાજનક રીતે તથા લાંબા વખત સુધી વાગોળતા રહે છે, નૂતનને ટાળવાનાં બહાનાં ઉપજાવી કાઢે છે, નિર્ણાયક વિજયના સંજોગોને પારખી શકતા નથી, સંપૂર્ણ વિજય સાધવાની જહેમતોને બરાબર અનુરૂપ હોય એવાં જ સૂત્રો રજૂ કરી શકતા નથી.

એવી પૂંછવૃત્તિનો રાજકીય અંજામ આપણી સામે ઘૂરકી રહ્યો છે. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની "બહુમતી" અને ક્રાંતિકારી મૂડીવાદી લોકશાહીવાદ વચ્ચે સુમેળનો ટુચકો હજુ ટુચકો જ રહી ગયેલો છે, તેને એક પણ રાજકીય હકીકતની, "બોલ્શેવિકો"ના એક પણ મહત્ત્વના ઠરાવની, અથવા રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના એક પણ દસ્તાવેજની પુષ્ટિ નથી મળી. બીજી તરફ, 'ઓસ્વોબોઝદેનિયે' મારફત તકવાદી રાજશાહીવાદી મૂડીદાર વર્ગ નવીન-'ઈસ્ક્રા'પંથીઓના "સિદ્ધાંતો"માંની વૃત્તિઓને ઘણા વખતથી **આવકારી રહ્યો** છે, વાસ્તવમાં હવે તેમના ધોરણનો ઉપયોગ પોતાના ફાયદામાં કરી રહ્યો છે અને તેમના એવા સંકેતશબ્દો તથા "વિચારો"ને અપનાવી રહ્યો છે કે જે "ગુપ્તતા" તથા "બંડ", ક્રાંતિના "ટેકનિકલ" પાસાની અતિમુલવણી, વિદ્રોહના સૂત્રની ખુલ્લી ઘોષણા, ઉગ્ર માંગોનો "ક્રાંતિવાદ", વગેરેની વિરુદ્ધ અંકિત છે. કોકેસસમાં "મેન્શેવિક" સામાજિક-લોકશાહીવાદીઓના આખા સંમેલનના ઠરાવથી અને નવીન 'ઈસ્ક્રા'ના સંપાદકોએ એ ઠરાવને આપેલી બહાલીથી પૂરી બાબતની રાજકીય તારવણી કશી ભૂલની શક્યતા વગર રજૂ થઈ જાય છે: સર્વહારા વર્ગ ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારીમાં ભાગ લે અને તેના પરિણામે મૂડીદાર વર્ગ ભડકી જાય તો! એવી રીતે આખી બાબતનો સાર રજૂ થઈ જાય છે અને સર્વહારા વર્ગને રાજશાહીવાદી મૂડીદાર વર્ગનું પૂંછડું બનાવી દેવાનું કામ બરાબર પૂરું થઈ જાય છે. નવીન 'ઈસ્ક્રા'ની પૂંછવૃત્તિનો **રાજકીય મર્મ** એમ હકીકતમાં—કોઈ વ્યક્તિના

આકસ્મિક નિરીક્ષણના આધારે નહિ પરંતુ એક આખા વહેણે ખાસ રીતે બહાલ કરેલા ઠરાવના આધારે—સાબિત થઈ જાય છે.

આ હકીકતો વિશે વિચાર કરનારો કોઈ પણ માણસ, સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાંની બે પાંખો તથા બે વહેણો પ્રત્યે કરવામાં આવતા એકના એક નિર્દેશોનો ખરો મર્મ સમજી જશે. એ વહેણોના સર્વાંગી પરીક્ષણ માટે બર્નસ્ટાઇન-પંથનું ઉદાહરણ લેવું જોઈએ. બર્નસ્ટાઇનપંથીઓ બરાબર એવી જ રીતે ઢોલ પીટતા રહ્યા છે કે સર્વહારા વર્ગની ખરી આવશ્યકતાઓને અને તેનાં બળોના ઘડતરનાં કર્તવ્યોને, સમગ્ર પ્રવૃત્તિને વધારે ગહન બનાવવાના તથા નવા સમાજનાં તત્ત્વો તૈયાર કરવાના કર્તવ્યને, તેમ જ પ્રચાર તથા ચળવળના કર્તવ્યને તો બસ તેઓ જ સમજે છે. બર્નસ્ટાઇન જણાવે છે: અમે માગણી કરીએ છીએ કે જે છે તેને નિખાલસતાથી માન્ય કરી લેવામાં આવે. એમ કહીને તે કશા "અંતિમ લક્ષ્ય" **વગરના** "આંદોલન"ને પુનિત બનાવી દે છે, એકમાત્ર રક્ષણાત્મક કાર્યનીતિને પુનિત બનાવી દે છે, "ક્યાંક મૂડીદાર વર્ગ ભડકી જશે" એવી બીકની કાર્યનીતિની હિમાયત કરે છે. એટલે બર્નસ્ટાઇનપંથીઓએ ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓના "જેકોબિનપંથ"ની વિરુદ્ધ, "કામદારોની પહેલકદમી"ને ન સમજતા "સાહિત્યકારો"ની વિરુદ્ધ, વગેરે પ્રકારના દેકારા શરૂ કરી દીધા. સૌ જાણે છે કે વાસ્તવમાં ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓએ રોજિંદાં નાનાં નાનાં કાર્યો, બળોની જમાવટની પ્રવૃત્તિ, વગેરેને તજી દેવાનો વિચાર પણ કદી નથી કર્યો. તેમણે તો માત્ર એટલી જ માગણી કરી છે કે અંતિમ લક્ષ્યને સાફ સાફ સમજી લેવામાં આવે, ક્રાંતિકારી કર્તવ્યો સ્પષ્ટ રૂપમાં રજૂ કરવામાં આવે; તેમનો ઈરાદો તો અર્ધસર્વહારા તથા અર્ધનિમ્ન-મૂડીવાદી સ્તરને સર્વહારા વર્ગની ક્રાંતિકારી કક્ષાએ ઊંચે પહોંચાડી દેવાનો છે, સર્વહારા વર્ગને "ક્યાંક મૂડીદાર વર્ગ ભડકી જાય" એવી તકવાદી ફિકરોની નીચી કક્ષાએ ઉતારી દેવાનો નથી. પાર્ટીની બુદ્ધિજીવી તકવાદી પાંખ અને સર્વહારા ક્રાંતિકારી પાંખ વચ્ચેના વિખવાદની અત્યંત ઝળકતી અભિવ્યક્તિ કદાચ આવા સવાલમાં થઈ છે: dürfen wir siegen? "આપણાથી જીતવાની હિંમત થાય ખરી? આપણને જીતવાની છૂટ છે ખરી? આપણે જીતી જઈએ તેમાં જોખમ નથી? આપણે જીતવું જોઈએ ખરું? પહેલી નજરે બહુ વિચિત્ર લાગતો આ સવાલ ખરેખર ઉઠાવવામાં આવ્યો હતો અને ઉઠાવવો જ પડે એમ હતો કારણ કે તકવાદીઓ વિજયથી ડરતા હતા, સર્વહારા વર્ગને ડરાવીને તેનાથી દૂર ભગાવી

રહ્યા હતા, તેના માઠા અંજામની આગાહી કરી રહ્યા હતા, અને તેની સીધી હાકલ કરતાં સૂત્રોની ઠેકડી ઉડાડી રહ્યા હતા.

બુદ્ધિજીવી-તકવાદી વહેણ અને સર્વહારા-ક્રાંતિકારી વહેણનું એવું મૂળભૂત વિભાજન આપણે ત્યાં પણ અસ્તિત્વમાં છે જ; પરંતુ તેમાં બહુ જ મહત્ત્વનો ફરક એટલો છે કે આપણી સામે લોકશાહીવાદી ક્રાંતિનો સવાલ છે, સમાજવાદી ક્રાંતિનો નહિ. "આપણાથી જીતવાની હિંમત થાય ખરી?" એવો પહેલી નજરે સાવ બેહૂદો લાગતો સવાલ આપણે ત્યાં પણ ઉઠાવવામાં આવ્યો છે. એવો સવાલ માર્તીનોવે 'બે સરમુખત્યારીઓ' નામની તેની કૃતિમાં ઉઠાવ્યો છે. આપણે વિદ્રોહની સરસ તૈયારી કરી લઈએ અને તેને સફળતાથી પાર પાડી લઈએ તો કારમા દુર્ભાગ્યની આગાહી તેણે એ કૃતિમાં કરી છે. કામચલાઉ ક્રાંતિકારી સરકાર સંબંધી સમગ્ર નવીન-'ઈસ્ક્રા'પંથી સાહિત્યમાં એ સવાલ ઉઠાવવામાં આવ્યો છે, અને મૂડીવાદી-તકવાદી સરકારમાં મિલ્યેરાંની સામેલગીરી તથા નિમ્ન-મૂડીવાદી ક્રાંતિકારી સરકારમાં વાર્લેનની[51] સામેલગીરીને સમાન કક્ષાએ મૂકવાના ભલે વ્યર્થ પણ ખંતીલા પ્રયાસો બધો વખત થતા જ રહ્યા છે. તે એવા ઠરાવમાં અંકિત છે કે "ક્યાંક મૂડીદાર વર્ગ ભડકી જાય" અને, દાખલા તરીકે, કાઉત્સ્કી હવે વ્યંગવીર બનવાની કોશિશ કરે છે અને જણાવે છે કે કામચલાઉ ક્રાંતિકારી સરકાર સંબંધી આપણો ઝઘડો તો શિકાર કરતાં પહેલાં જ માંસના ભાગલા અંગેના ઝઘડા જેવો છે, પરંતુ તેનો એવો વ્યંગ માત્ર એટલું જ સાબિત કરે છે કે ચતુર તથા ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓ પણ જ્યારે પોતે કેવળ સાંભળીને જાણેલા કશાક વિશે વાત કરવા લાગે ત્યારે છબરડા વાળી શકે છે. જર્મન સામાજિક-લોકશાહીવાદ માટે શિકાર કરવાના (સમાજવાદી ક્રાંતિ કરવાના) સંજોગો સાવ નજીક હજુ નથી આવી ગયા, પરંતુ આપણાથી શિકાર કરવાની "હિંમત" થાય કે નહિ એ વિશેનો વિવાદ સિદ્ધાંતોની તેમ જ અમલી રાજકારણની દૃષ્ટિએ ભારે મહત્ત્વનો રહ્યો છે. રશિયન સામાજિક-લોકશાહીવાદીઓ માટે "શિકાર કરવાના" (લોકશાહીવાદી ક્રાંતિ કરવાના) સંજોગો સાવ નજીક હજુ નથી આવી ગયા, પરંતુ આપણાથી શિકાર કરવાની "હિંમત" થાય કે નહિ એ સવાલ રશિયાના તેમ જ રશિયન સામાજિક-લોકશાહીવાદના પૂરા ભવિષ્ય માટે અત્યંત મહત્ત્વનો છે. આપણાથી જીતવાની "હિંમત" થાય કે નહિ તેની આપણને ખાતરી ન હોય તો સેનાની જમાવટ કરવાનું અને તેને લડાઈના મેદાનમાં ઉતારવાનું કાર્ય જોમથી અને સફળતાથી ન જ થઈ શકે.

આપણા પુરાણા "અર્થવાદીઓ"ને લઈએ. તેમણે પણ દેકારા કરેલા કે અમારા વિરોધીઓ કાવતરાખોરો તથા જેકોબિનો છે (જુઓ 'રાબોચેયે દેલો', ખાસ કરીને અંક ૧૦, અને બીજી કૉંગ્રેસમાં કાર્યક્રમ સંબંધી ચર્ચા દરમિયાન માર્તીનોવનું પ્રવચન), તેઓ રાજકારણમાં ઝંપલાવીને લોકસમુદાયોથી અળગા પડી રહ્યા છે, કામદાર વર્ગીય આંદોલનનાં મૂળતત્ત્વોને જોઈ શકતા નથી, કામદારોની પહેલકદમીને અવગણી રહ્યા છે, વગેરે, વગેરે. "કામદારોની પહેલકદમી"ના એ સમર્થકો હકીકતમાં તકવાદી બુદ્ધિજીવીઓ હતા અને સર્વહારા વર્ગનાં કર્તવ્યોની પોતાની સંકુચિત કૂપમંડૂક વિભાવના કામદારોને માથે લાદવાની કોશિશ કરતા હતા. પુરાણા 'ઈસ્ક્રા'માંથી સૌ જોઈ શકશે કે વાસ્તવમાં અર્થવાદના વિરોધીઓએ સામાજિક-લોકશાહીવાદી પ્રવૃત્તિના કોઈ પણ અંગને નહોતું અવગણ્યું, પૃષ્ઠભૂમિમાં નહોતું ધકેલી દીધું, અને તેઓ આર્થિક સંઘર્ષને પણ જરાય ભૂલ્યા નહોતા; સાથે સાથે જ તેઓ તાકીદનાં તથા તાત્કાલિક રાજકીય કર્તવ્યો સંપૂર્ણ રૂપમાં રજૂ કરી શક્યા હતા, અને એ રીતે તેમણે કામદારોની પાર્ટીને ઉદારમતવાદી મૂડીદાર વર્ગના "આર્થિક" પૂંછડામાં પલટાવી નાખવાનો વિરોધ કર્યો હતો.

અર્થવાદીઓએ ગોખીને મોઢે કરી લીધું કે રાજકારણ અર્થકારણ ઉપર આધારિત હોય છે, અને તેનો એવો અર્થ "તારવ્યો" કે રાજકીય સંઘર્ષને આર્થિક સંઘર્ષની કક્ષાએ નીચે ઉતારી દેવો જોઈએ. નવીન-'ઈસ્ક્રા'પંથીઓએ ગોખીને મોઢે કરી લીધું છે કે લોકશાહીવાદી ક્રાંતિ આર્થિક સારતત્ત્વની દૃષ્ટિએ મૂડીવાદી ક્રાંતિ હોય છે, અને તેનો એવો અર્થ "તારવ્યો છે" કે સર્વહારા વર્ગનાં લોકશાહીવાદી લક્ષ્યોને મૂડીવાદી નરમપંથની કક્ષાએ ઉતારી દેવાં જોઈએ, જેને પાર કરવાથી "મૂડીદાર વર્ગ ભડકી જશે" એવી કક્ષાએ ઉતારી દેવાં જોઈએ. "અર્થવાદીઓ" પોતાની પ્રવૃત્તિને વધારે ઊંડી બનાવવાનું બહાનું કાઢીને, કામદારોની પહેલકદમી જગાવવાનું તથા વિશુદ્ધ વર્ગીય નીતિને અનુસરવાનું બહાનું કાઢીને, વાસ્તવમાં કામદાર વર્ગને ઉદારમતવાદી મૂડીવાદી રાજકારણીઓના હાથમાં સુપરત કરી દેતા હતા, અર્થાત્ પાર્ટીને એવા માર્ગે દોરી જતા હતા કે જેનો વસ્તુગત મર્મ બરાબર એવો જ હતો. નવીન-'ઈસ્ક્રા'પંથીઓ એવાં જ બહાનાં કાઢીને લોકશાહીવાદી ક્રાંતિમાં મૂડીદાર વર્ગની તરફેણમાં સર્વહારા વર્ગનાં હિતોનો દ્રોહ વાસ્તવમાં કરી રહ્યા છે, અર્થાત્ પાર્ટીને એવા માર્ગે દોરી રહ્યા છે કે જેનો વસ્તુગત મર્મ બરાબર એવો જ છે. "અર્થવાદીઓ" માનતા હતા કે રાજકીય સંઘર્ષની આગેવાનીનું કામ સામાજિક-લોકશાહીવાદીઓનું નથી

પરંતુ ખરું જોતાં ઉદારમતવાદીઓનું છે. નવીન-'ઈસ્ક્રા'પંથીઓ માને છે કે લોકશાહીવાદી ક્રાંતિના સક્રિય સંચાલનનું કામ સામાજિક-લોકશાહીવાદીઓનું નથી પરંતુ ખરું જોતાં લોકશાહીવાદી મૂડીદાર વર્ગનું છે કારણ કે, તેમની દલીલ મુજબ, સર્વહારા વર્ગ દોરવણી આપે અને આગળ પડતો ભાગ લે તો તેના પરિણામે ક્રાંતિનો "જુવાળ ઘટી" જશે.

ટૂંકામાં, નવીન-'ઈસ્ક્રા'પંથીઓ "અર્થવાદ"ની નકલ કરી રહ્યા છે, તેમની નકલ બીજી કૉંગ્રેસમાં તેમના ઉગમ પૂરતી જ સીમિત નથી પરંતુ લોકશાહીવાદી ક્રાંતિમાં સર્વહારા વર્ગનાં કાર્યનીતિ સંબંધી કર્તવ્યોની તેમની હાલની રજૂઆતની રીતમાં પણ સાફ દેખાઈ આવે છે. તેઓ પણ પાર્ટીની બુદ્ધિજીવી-તકવાદી પાંખ બની રહે છે. તેમણે સંગઠનના ક્ષેત્રમાં "આરંભ" અરાજકતાવાદી વ્યક્તિવાદથી કર્યો અને તેઓ અંતમાં "વિઘટન-પ્રક્રિયા"માં પહોંચી ગયા. સંમેલનમાં અપનાવવામાં આવેલા "નિયમો"માં[52] તેમણે પાર્ટીની પ્રકાશન પ્રવૃત્તિને પાર્ટી સંગઠનથી અલગ પાડી દીધી, ચૂંટણીઓની પરોક્ષ તથા વાસ્તવમાં ચાર સોપાનની પદ્ધતિની—લોકશાહીવાદી પ્રતિનિધિત્વને બદલે બોનાપાર્ટપંથી લોકમતની પદ્ધતિની—સ્થાપના કરી, અને છેલ્લે અંશ તથા સમગ્ર વચ્ચે "સમજણો"નો સિદ્ધાંત ઘડી કાઢયો. પાર્ટીની કાર્યનીતિના સંબંધમાં તેઓ એવા જ ઢોળાવે નીચે સરકી પડયા. "ઝેમ્સ્ત્વો ઝુંબેશની યોજના"માં તેમણે જાહેર કર્યું કે 'ઝેમ્સ્ત્વો'-પંથીઓને સંબોધનો કરવાં એ જ "નિદર્શનનો સર્વોચ્ચ પ્રકાર" છે, અને રાજકીય ક્ષેત્રમાં તેઓ માત્ર બે જ સક્રિય પરિબળો જોઈ શક્યા (૯મી જાન્યુઆરીની પૂર્વવેળાએ!)—સરકાર અને મૂડીવાદી લોકશાહીવાદીઓ. લોકોને હથિયારો ધારણ કરાવવાની હાકલના અમલી સૂત્રને સ્થાને ખુદ પોતાને જ હથિયારો ધારણ કરાવવાની ઉત્કટ ઝંખનાને મૂકી દઈને તેમણે લોકોને હથિયાર ધારણ કરાવવાના તાકીદના કર્તવ્યને "વધારે ગહનગંભીર" બનાવી દીધું. વિદ્રોહ, કામચલાઉ સરકારની સ્થાપના, અને ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી સાથે સંકળાયેલાં કર્તવ્યોને તેમણે પોતાના સત્તાવાર ઠરાવોમાં વિકૃત અને સત્ત્વહીન બનાવી દીધાં છે. "ક્યાંક મૂડીદાર વર્ગ ભડકી જાય"—તેમના નવીનતમ ઠરાવનો આ અંતિમ સૂર સાફ સાફ જાહેર કરી દે છે કે તેમનો માર્ગ પાર્ટીને ક્યાં દોરી રહ્યો છે.

રશિયામાં લોકશાહીવાદી ક્રાંતિ સામાજિક તથા આર્થિક સારતત્ત્વની દૃષ્ટિએ મૂડીવાદી ક્રાંતિ છે. પરંતુ એ ખરા માર્ક્સવાદી વિધાનને ખાલી દોહરાવતા રહેવાનું જ પૂરતું નથી. તેને બરાબર સમજી લેવાનું છે અને રાજકીય સૂત્રોમાં

બરાબર લાગુ કરવાનું છે. સામાન્ય રીતે જોતાં, ઉત્પાદનના વર્તમાન, અર્થાત્ મૂડીવાદી, સંબંધો ઉપર આધારિત સમગ્ર રાજકીય મુક્તિ મૂડીવાદી મુક્તિ જ હોય છે. મુક્તિની માંગ મુખ્યત્વે તો મૂડીદાર વર્ગનાં હિતોને વ્યક્ત કરે છે. એ માંગ સૌપ્રથમ તેના પ્રતિનિધિઓએ ઉઠાવી હતી. તેના સમર્થકોએ હાંસલ કરી લીધેલી મુક્તિનો ઉપયોગ દરેક ઠેકાણે માલિકોની જેમ કર્યો છે, તેને સીમિત તથા ચોકસાઈભરી માત્રાઓમાં વહેંચી નાખી છે, તેનો સમન્વય ક્રાંતિકારી સર્વહારા વર્ગની ઉપર શાંતિના સમયમાં ખૂબ જ કુનેહભર્યા દમનની જોડે અને ઝંઝાવાતી સમયમાં જંગલી દમનની જોડે સાધ્યો છે.

પરંતુ માત્ર બંડશૂરા-નરોદવાદીઓ, અરાજકતાવાદીઓ, તથા "અર્થવાદીઓ" જ તેમાંથી એવો નિષ્કર્ષ તારવી શકે કે મુક્તિ માટેના સંઘર્ષને નકારી કાઢવો જોઈએ અથવા ઉતારી પાડવો જોઈએ. એવા બુદ્ધિજીવી-કૂપમંડૂક સિદ્ધાંતો સર્વહારા વર્ગની ઉપર માત્ર ટૂંક સમય પૂરતા જ અને તેની મરજી વિરુદ્ધ જ લાદી શકાય. સર્વહારા વર્ગ હંમેશાં સહજબુદ્ધિથી સમજતો રહ્યો છે કે તેને માટે રાજકીય મુક્તિ જરૂરી છે, બીજા કોઈ કરતાં વધારે જરૂરી છે, જોકે એ મુક્તિનું તાત્કાલિક પરિણામ તો મૂડીદાર વર્ગને વધારે તાકાતવાન તથા સંગઠિત બનાવવામાં જ આવશે. સર્વહારા વર્ગ વર્ગસંઘર્ષને ટાળીને નહિ પરંતુ તેને વિકસાવીને તેમ જ તેના વ્યાપને, તેને અંગેની સભાનતાને, સંગઠનને, તથા દૃઢતાને વિસ્તારીને જ પોતાના ઉદ્ધારની અપેક્ષા રાખે છે. રાજકીય સંઘર્ષનાં કર્તવ્યોને ઉતારી પાડનારો કોઈ પણ માણસ સામાજિક-લોકશાહીવાદીને જનતાના સમર્થકમાંથી ટ્રેડ યુનિયન સેક્રેટરીમાં પલટાવી નાખે છે. લોકશાહીવાદી મૂડીવાદી ક્રાંતિમાં સર્વહારા વર્ગનાં કર્તવ્યોને ઉતારી પાડનારો કોઈ પણ માણસ સામાજિક-લોકશાહીવાદીને જનતાની ક્રાંતિના આગેવાનમાંથી મુક્ત કામદાર યુનિયનના મોવડીમાં પલટાવી નાખે છે.

હા, **જનતાની** ક્રાંતિ. "જનતા" શબ્દના મૂડીવાદી-લોકશાહીવાદી ગેરઉપયોગની સામે સામાજિક-લોકશાહીવાદ લડતો રહ્યો છે અને સમુચિત રીતે જ લડી રહ્યો છે. તે માગણી કરે છે કે આ શબ્દનો ઉપયોગ જનતાની અંદરના વર્ગીય વિરોધોને સમજવાની અશક્તિને ઢાંકી દેવા માટે ન કરવામાં આવે. તે સર્વહારા વર્ગની પાર્ટી માટે સંપૂર્ણ વર્ગીય સ્વતંત્રતાની આવશ્યકતાનો સાફ સાફ આગ્રહ રાખે છે. પરંતુ તે "જનતા"ને "વર્ગો"માં વિભાજિત એટલા માટે નથી કરતો કે અગ્રગામી વર્ગ પોતાની અંદર જ કેદ પુરાયેલો રહે, સંકુચિત સીમાઓની અંદર જ સમાયેલો રહે, અને જગતના આર્થિક શાસકો ભડકી જાય એવી બીકે

પોતાની પ્રવૃત્તિને સત્ત્વહીન બનાવી દે. તે જનતાને વર્ગોમાં વિભાજિત એટલા માટે કરે છે કે વચલા વર્ગોના નિરુત્સાહ, દુવિધા, તથા અનિશ્ચિતતાથી ન પીડાતો અગ્રગામી વર્ગ સમગ્ર જનતાના ધ્યેય ખાતર સમગ્ર જનતાને મોખરે રહીને વધારે ને વધારે જોમ તથા જુસ્સાથી લડે.

વર્તમાન સમયના નવીન-'ઈસ્ક્રા'પંથીઓ વારંવાર આ વાતને જ સમજતા નથી, એ લોકો લોકશાહીવાદી ક્રાંતિમાં સક્રિય રાજકીય સૂત્રો રજૂ કરવાને બદલે "વર્ગ" શબ્દનાં સઘળી વિભક્તિઓ તથા જાતિઓનાં રૂપોનું ઠાલું વિદ્યાદંભી પુનરાવર્તન જ કરતા રહે છે!

લોકશાહીવાદી ક્રાંતિ સ્વરૂપે મૂડીવાદી હોય છે. સામાન્ય પુનર્વહેંચણીનું અથવા "જમીન તથા આઝાદી"નું સૂત્ર—કચડાયેલા અને અજ્ઞાની પરંતુ જ્ઞાન અને સુખની ઉત્કટ ઝંખના ધરાવતા કિસાન સમુદાયોમાં અત્યંત વ્યાપક સૂત્ર—મૂડીવાદી સૂત્ર છે. પરંતુ આપણે માર્ક્સવાદીઓએ જાણી લેવું જોઈએ કે સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજા માટે મૂડીવાદી આઝાદી તથા મૂડીવાદી પ્રગતિના પંથ સિવાય ખરી આઝાદીનો બીજો કોઈ પંથ છે નહિ અને હોઈ શકે જ નહિ. આપણે ન જ ભૂલવું જોઈએ કે વર્તમાન સમયે સમાજવાદને વધારે નજીક આણવાનો સંપૂર્ણ રાજકીય મુક્તિ સિવાય, લોકશાહીવાદી પ્રજાસત્તાક સિવાય, સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી સિવાય, બીજો કોઈ ઉપાય છે નહિ અને હોઈ શકે જ નહિ. અગ્રગામી અને એકમાત્ર ક્રાંતિકારી—કશી શરતો કે શંકાઓ વગર તેમ જ પાછળ નજર નાખ્યા વગર ક્રાંતિકારી—વર્ગના પ્રતિનિધિઓ તરીકે આપણે લોકશાહીવાદી ક્રાંતિનાં કર્તવ્યો બને એટલી વિસ્તૃત તથા હિંમતભરી રીતે અને વધારેમાં વધારે પહેલકદમી દાખવીને સમગ્ર જનતાની સામે પેશ કરવાં જ જોઈએ. એ કર્તવ્યોને ઉતારી પાડવાનો અર્થ છે સૈદ્ધાંતિક માર્ક્સવાદને પરિહાસમાં પલટાવી નાખવાનો, કૂપમંડૂકની ઢબે વિકૃત બનાવી દેવાનો, અને અમલી રાજકારણમાં તેનો અર્થ છે ક્રાંતિનું ધ્યેય મૂડીદાર વર્ગના હાથમાં સુપરત કરી દેવાનો—અને મૂડીદાર વર્ગ તો ક્રાંતિના સુસંગત અમલના કર્તવ્યથી અનિવાર્ય રીતે ભડકીને ભાગી જશે જ. ક્રાંતિના સંપૂર્ણ વિજયના માર્ગમાં ભારે મોટી મુશ્કેલીઓ ખડી છે. સર્વહારા વર્ગના પ્રતિનિધિઓ પોતાનાથી બનતું બધું કરી છૂટે તોયે પ્રત્યાઘાતના પ્રતિકારને લીધે, મૂડીદાર વર્ગની દગાખોરીને લીધે, અને લોકસમુદાયોના અજ્ઞાનને લીધે તેમના પ્રયાસો જો પરાજિત થઈ જાય તો કોઈ તેમનો વાંક નહિ કાઢી શકે. પરંતુ સામાજિક-લોકશાહીવાદ લોકશાહીવાદી ક્રાંતિના જોમને ઘટાડી

નાખશે અને જીતી જવાની બીકને લીધે, ક્યાંક મૂડીદાર વર્ગ ભડકી ન જાય એવી ફિકરને લીધે, ક્રાંતિકારી જુસ્સાને ઢીલો પાડી નાખશે તો તેને તમામ લોકો, અને વર્ગજાગૃત સર્વહારા વર્ગ તો સૌથી વધારે, વખોડી કાઢશે.

માર્ક્સે કહ્યું છે કે ક્રાંતિઓ ઇતિહાસનાં એંજિનો જેવી હોય છે. ક્રાંતિઓ પીડિતો તથા શોષિતોના ઉત્સવો જેવી હોય છે. લોકોના સમુદાયો નવી સામાજિક પદ્ધતિના સર્જકો તરીકે જેટલી સક્રિય રીતે ક્રાંતિના સમયમાં આગળ આવતા હોય છે એટલી સક્રિય રીતે બીજી કોઈ વેળાએ નથી આવતા. ક્રમિક વિકાસના મર્યાદિત, કૂપમંડૂક ઢબના માપદંડ વડે ચકાસવામાં આવે તો એવા સમયે લોકો ચમત્કાર કરવાનું સામર્થ્ય ધરાવતા હોય છે. પરંતુ તેની સાથે સાથે આવશ્યક હોય છે કે એવા સમયે ક્રાંતિકારી પાર્ટીઓના આગેવાનો પણ પોતાનાં લક્ષ્યો વધારે સર્વાંગી તથા હિંમતભરી રીતે રજૂ કરે, જેથી તેમનાં સૂત્રો લોકસમુદાયોની પહેલકદમીથી સદા આગળ રહે, પંથ ઉજાળવાની કામગીરી બજાવે, આપણા લોકશાહીવાદી તથા સમાજવાદી આદર્શને તેના સમગ્ર વ્યાપ તથા ભવ્યતાની સાથે લોકસમુદાયોની સામે પ્રકાશમાં આણે, અને તેમને પૂરા, સર્વાંગી, તથા નિર્ણાયક વિજયનો ટૂંકામાં ટૂંકો તથા વધારેમાં વધારે સીધો માર્ગ બતાવે. ક્રાંતિની અને સીધા માર્ગની બીકને લીધે તડજોડના આડાઅવળા તથા વાંકાચૂકા માર્ગ ઉપજાવી કાઢવાનું કર્તવ્ય આપણે "ઓસ્વોબોઝદેનિયે" મૂડીદાર વર્ગના તકવાદીઓ માટે છોડી દઈશું. આપણને એવા માર્ગોએ ઘસડાવાની પરાણે ફરજ પાડવામાં આવે તો આપણે આપણી ફરજ નાનાં રોજિંદા કાર્યોની પ્રવૃત્તિમાં પણ બજાવી શકીશું. પરંતુ માર્ગની પસંદગી કટ્ટર સંઘર્ષમાં થઈ જવી જોઈએ. આપણે લોકસમુદાયોના આ ઉત્સવી જોમ તથા ક્રાંતિકારી જુસ્સાનો ઉપયોગ સીધા તથા નિર્ણાયક પંથ માટેનો કટ્ટર તથા કુરબાનીભર્યો સંઘર્ષ લડવા માટે ન કરીએ તો દેશદ્રોહીઓ, ક્રાંતિના દ્રોહીઓ, બની જઈએ. મૂડીવાદી તકવાદીઓ કાયરતાભરી બીકે ભાવિ પ્રત્યાઘાતની ફિકર ભલે કરતા રહે. કામદારો એવા ખ્યાલથી દહેશતમાં નહિ પડી જાય કે પ્રત્યાઘાતની નેમ ભયંકર બનવાની છે અથવા મૂડીદાર વર્ગની મુરાદ ભડકી જવાની છે. કામદારો સોદા નથી કરવા માગતા, તેઓ નાની નાની છૂટછાટો નથી માગી રહ્યા. તેમની જહેમતોનું નિશાન તો પ્રત્યાઘાતી બળોને નિર્દયતાથી કચડી નાખવાનું છે, એટલે કે **સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી** સ્થાપવાનું છે.

આપણી પાર્ટીના જહાજને ઉદારમતવાદી પ્રગતિની સરળ જળયાત્રાના સમયની સરખામણીએ ઝંઝાવાતી સમયમાં વધારે મોટાં જોખમોનો સામનો બેશક

કરવો જ પડશે. ઉદારમતવાદી પ્રગતિના સમયમાં શોષકો કામદાર વર્ગનું જીવન-રક્ત પીડાકારી તથા એકધારી રીતે ચૂસી લેતા હોય છે. "ઉગ્ર વિરોધ"નાં કર્તવ્યો અથવા એકમાત્ર સંસદીય સંઘર્ષનાં કર્તવ્યોની સરખામણીમાં ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારીનાં કર્તવ્યો બેશક હજાર ગણાં વધારે મુશ્કેલ અને વધારે જટિલ હોય છે. પરંતુ વર્તમાન ક્રાંતિકારી પરિસ્થિતિમાં સરળ જળયાત્રાની અને સલામત "વિરોધ"ના ધોરણની પસંદગી સભાન રીતે કરી શકે એવા કોઈ પણ માણસ માટે બહેતર છે કે તે સામાજિક-લોકશાહીવાદી પ્રવૃત્તિને હાલ પૂરતી તજી દે, એવા વખતની વાટ જુએ કે જ્યારે ક્રાંતિ પૂરી થઈ ગઈ હોય, ઉત્સવ વીતી ગયો હોય, રોજિંદી બેનૂર જિંદગી ફરી ચાલુ થઈ ગઈ હોય, તેનાં રોજિંદી જિંદગીનાં ધોરણો આવો ધૃણાજનક વિસંવાદી સૂર પેદા ન કરે અથવા અગ્રગામી વર્ગનાં કર્તવ્યોની આટલી બેડોળ વિકૃતિ ન બની રહે.

સમગ્ર જનતાને મોખરે, ખાસ કરીને કિસાનપ્રજાને મોખરે—સંપૂર્ણ આઝાદી માટે, સુસંગત લોકશાહીવાદી ક્રાંતિ માટે, પ્રજાસત્તાક માટે! તમામ મહેનતકશો અને શોષિતોને મોખરે—સમાજવાદ માટે! ક્રાંતિકારી સર્વહારા વર્ગની નીતિ અમલમાં એવી હોવી જોઈએ, કાર્યનીતિ સંબંધી દરેક સમસ્યાના ઉકેલને તેમ જ ક્રાંતિ દરમિયાન કામદારોની પાર્ટીના દરેક અમલી કદમને આવરી લેતું અને નિર્ધારિત કરતું વર્ગીય સૂત્ર એવું છે.

## ઉપસંહાર

### ફરી 'ઓસ્વોબોઝદેનિયે'પંથ, ફરી નવીન-'ઈસ્ક્રા'પંથ

અમારી પુસ્તિકાના આઠમા પ્રકરણમાં છણવામાં આવેલા સવાલ અંગે વિપુલ નવી સામગ્રી 'ઓસ્વોબોઝદેનિયે' અંક ૭૧-૭૨માં તેમ જ 'ઈસ્ક્રા' અંક ૧૦૨-૧૦૩માં પૂરી પાડવામાં આવી છે. એ વિપુલ સામગ્રીનો પૂરો ઉપયોગ સાવ અશક્ય હોવાથી અમે સૌથી વધારે મહત્ત્વના મુદ્દાઓ પૂરતા જ સીમિત રહીશું: પહેલો મુદ્દો—'ઓસ્વોબોઝદેનિયે' સામાજિક-લોકશાહીવાદમાં જે પ્રકારના "વાસ્તવવાદ"ને બિરદાવે છે તે, અને બીજો મુદ્દો—ક્રાંતિ અને સરમુખત્યારીની વિભાવનાઓ વચ્ચેનો સંબંધ.

### ૧. મૂડીવાદી ઉદારમતવાદી વાસ્તવવાદીઓ સામાજિક-લોકશાહીવાદી "વાસ્તવવાદીઓ"નાં વખાણ કેમ કરે છે?

'રશિયન સામાજિક-લોકશાહીવાદમાં ફૂટ' અને 'સામાન્ય સૂઝની ફતેહ' નામક લેખોમાં ('ઓસ્વોબોઝદેનિયે', અંક ૭૨) સામાજિક-લોકશાહીવાદ વિશે ઉદારમતવાદી મૂડીદાર વર્ગનો અભિપ્રાય વ્યક્ત થયો છે. એ અભિપ્રાય વર્ગજાગૃત સર્વહારાઓ માટે અસાધારણ મહત્ત્વનો છે. અમે દરેક સામાજિક-લોકશાહીવાદીને પૂરા ભારપૂર્વક ભલામણ કરીએ છીએ કે એ લેખોને આખેઆખા વાંચી લેવામાં આવે અને તેમાંના દરેક વાક્ય વિશે **વિચાર કરવામાં આવે**. સૌપ્રથમ તો અમે એ બે લેખોમાંનાં અત્યંત મહત્ત્વનાં વિધાનો નીચે ટાંકીશું:

> 'ઓસ્વોબોઝદેનિયે'માં લખવામાં આવ્યું છે કે "સામાજિક-લોકશાહીવાદી પાર્ટીને બે જૂથોમાં વિભાજિત કરી નાખનારા મતભેદોનો ખરો રાજકીય અર્થ સમજવાનું બહારના નિરીક્ષક માટે સારી પેઠે મુશ્કેલ છે. ધ્યેયના હિતમાં અમુક છૂટછાટો મૂકતી 'લઘુમતી'થી નિરાળા વધારે

ઉદ્દામ તથા અડગ જૂથ તરીકે 'બહુમતી'ની વ્યાખ્યા કરવામાં પૂરી ચોકસાઈ નથી, તેમાં સર્વાંગી રૂપલક્ષણનું નિરૂપણ તો કોઈ રીતે નથી જ થતું. ગમે તેમ પણ માર્ક્સવાદી રૂઢિચુસ્તતાના પરંપરાગત મતસૂત્રોનું પાલન લઘુમતી જૂથ કદાચ લેનિનના જૂથ કરતાંયે વધારે જુસ્સાથી કરે છે. નીચે આપેલું રૂપલક્ષણનું નિરૂપણ અમને વધારે ચોક્કસ લાગે છે. 'બહુમતી'ની બુનિયાદી રાજકીય તાસીર અમૂર્ત ક્રાંતિવાદની, વિપ્લવી ભાવનાની, પ્રજાકીય સમુદાયોની અંદર કોઈ તથા દરેક રીતે વિદ્રોહ ઉશ્કેરવા તથા તેમના વતી તત્કાળ સત્તા કબજે કરી લેવાની ઉત્સુકતાની છે; આ હકીકત 'લેનિનવાદીઓ'ને અમુક હદે સમાજવાદી-ક્રાંતિકારીઓની નિકટતામાં લઈ જાય છે અને તેમનાં મનમાં વર્ગસંઘર્ષના ખ્યાલની ઉપર જાણે સમગ્ર જનતાની રશિયન ક્રાંતિનો ખ્યાલ છવાઈ જાય છે. 'લેનિનવાદીઓ'એ સામાજિક-લોકશાહીવાદી સિદ્ધાંતની સંકુચિતતાને મોટે ભાગે તજી દીધી છે પરંતુ બીજી તરફ ક્રાંતિવાદની સંકુચિતતાને પૂરેપૂરી અપનાવી લીધી છે; તેઓ તાત્કાલિક વિદ્રોહની તૈયારી સિવાય બીજા તમામ અમલી કાર્યને નકારી કાઢે છે, કાનૂની તથા અર્ધકાનૂની ચળવળનાં તમામ રૂપોની તેમ જ બીજાં વિરોધી વહેણોની જોડે વ્યવહારમાં ઉપયોગી હોય એવાયે કોઈ જાતના સમાધાનની સિદ્ધાંતના આધારે અવગણના કરે છે. એથી ઊલટું, લઘુમતી માર્ક્સવાદના સિદ્ધાંતને દૃઢતાથી વળગી રહેવાની સાથે સાથે માર્ક્સવાદી વિશ્વ દૃષ્ટિકોણનાં વાસ્તવલક્ષી તત્ત્વોને જાળવી રાખે છે. એ જૂથનો મૂળભૂત વિચાર મૂડીદાર વર્ગનાં હિતો અને 'સર્વહારા વર્ગ'નાં હિતો વચ્ચેના વિરોધની સ્પષ્ટ રજૂઆતનો છે. પરંતુ બીજી તરફ સર્વહારા વર્ગના સંઘર્ષનો ખ્યાલ—બેશક સામાજિક-લોકશાહીવાદના અચલ મતસૂત્રોના આધારે નિર્ધારિત ચોક્કસ સીમાઓની અંદર અંદર જ—વાસ્તવલક્ષી ગંભીર રીતે તેમ જ એ સંઘર્ષના સઘળા નક્કર સંજોગો તથા લક્ષ્યોની સાફ સમજણ સાથે બાંધવામાં આવ્યો છે. બેમાંથી એકેય જૂથ પોતાના મૂળભૂત દૃષ્ટિબિંદુને પૂરી સુસંગતતાથી અનુસરતું નથી કારણ કે તેઓ પોતાની વૈચારિક તથા રાજકીય પ્રવૃત્તિઓમાં સામાજિક-લોકશાહીવાદી પ્રશ્નોત્તરીની કડક ફૉર્મ્યુલાઓથી બંધાયેલાં છે જે 'લેનિનવાદીઓ'ને કંઈ નહિ તો કેટલાક સમાજવાદી-ક્રાંતિકારીઓ જેવાયે અડગ વિપ્લવીઓ બનતાં અટકાવે છે, અને 'ઈસ્ક્રા જૂથ'ને કામદાર વર્ગના ખરા રાજકીય આંદોલનના વ્યાવહારિક આગેવાનો બનતાં અટકાવે છે."

'ઓસ્વોબોઝદેનિયે'નો લેખક સૌથી વધારે મહત્ત્વના ઠરાવોના મુદ્દા ટાંકે છે અને પછી એ સંબંધમાં કેટલાંય નક્કર વિધાનો કરીને પોતાના સામાન્ય "વિચારો" નિરૂપે છે. તે જણાવે છે કે ત્રીજી કૉંગ્રેસની સરખામણીમાં "લઘુમતી સંમેલને વિદ્રોહ પ્રત્યે તદ્દન ભિન્ન વલણ અપનાવ્યું છે." "વિદ્રોહ પ્રત્યેના વલણ અંગે" કૉંગ્રેસ અને સંમેલનના કામચલાઉ સરકારને લગતા ઠરાવોમાં ફરક જોવા મળે છે. "એવો જ ફરક કામદારોનાં ટ્રેડ યુનિયનો અંગે જાહેર થયો છે. કામદાર વર્ગની રાજકીય કેળવણી તથા સંગઠનના એ અત્યંત મહત્ત્વના આરંભબિંદુ વિશે 'લેનિનવાદીઓ'એ પોતાના ઠરાવમાં એક શબ્દ પણ કહ્યો નથી. એથી ઊલટું, લઘુમતીએ ખૂબ વજૂદ ધરાવતો ઠરાવ ઘડી કાઢયો છે." લેખક જણાવે છે કે ઉદારમતવાદીઓના સંબંધમાં બન્ને જૂથો એકમત છે, પરંતુ ત્રીજી કૉંગ્રેસે "ઉદારમતવાદીઓ પ્રત્યેના વલણ અંગે બીજી કૉંગ્રેસમાં અપનાવવામાં આવેલા પ્લેખાનોવના ઠરાવને લગભગ શબ્દશઃ દોહરાવ્યો છે, અને એ જ કૉંગ્રેસમાં અપનાવવામાં આવેલા તથા ઉદારમતવાદીઓ પ્રત્યે વધારે હમદર્દીનું વલણ વ્યક્ત કરતા સ્તારોવેર ઠરાવને નકારી કાઢયો છે." કિસાન આંદોલનના સંબંધમાં કૉંગ્રેસ અને સંમેલનના ઠરાવો સમગ્ર રીતે જોતાં એકસરખા જ છે, પરંતુ "'બહુમતી'એ જમીનદારોની તથા બીજી જમીન ક્રાંતિકારી રીતે કબજે કરી લેવાના ખ્યાલ ઉપર વધારે ભાર મૂક્યો છે, અને 'લઘુમતી' રાજ્ય તથા કારોબારના સંબંધમાં લોકશાહીવાદી સુધારાઓની માંગને પોતાની ચળવળનો આધાર બનાવવા માગે છે."

છેલ્લે — 'ઓસ્વોબોઝદેનિયે'ના લેખકે 'ઈસ્ક્રા'ના ૧૦૦મા અંકમાંથી મેન્શેવિક ઠરાવ ટાંક્યો છે. એ ઠરાવની મુખ્ય કલમ નીચે મુજબ છે: "કારણ કે વર્તમાન સમયે એકલી ભોમભીતર પ્રવૃત્તિ પાર્ટી જીવનમાં લોકસમુદાયોની પૂરતી સામેલગીરી સિદ્ધ નથી કરતી, અને તેના પરિણામે જનતા તરીકે લોકસમુદાયો તથા ગેરકાનૂની સંગઠન તરીકે પાર્ટી વચ્ચે અમુક પ્રમાણમાં વિરોધ પેદા થઈ જાય છે, એટલે પાર્ટીએ કાનૂની આધારે કામદારોના ટ્રેડ યુનિયન સંઘર્ષની આગેવાની ધારણ કરી લેવી જોઈએ અને એ સંઘર્ષને સામાજિક-લોકશાહીવાદી કર્તવ્યોની જોડે ચોકસાઈથી સાંકળી લેવો જોઈએ." આ ઠરાવ વિશે લખતાં 'ઓસ્વોબોઝદેનિયે' ઉદ્‌ગાર કાઢે છે: "અમે આ ઠરાવને સામાન્ય સૂઝની ફતેહ તરીકે અને એ વાતની સાબિતી તરીકે ઉમળકાથી આવકારીએ છીએ કે સામાજિક-

લોકશાહીવાદી પાર્ટીનો એક ચોક્કસ વિભાગ કાર્યનીતિના સંબંધમાં ખરી સમજણ હાંસલ કરવા લાગ્યો છે."

'ઓસ્વોબોઝદેનિયે'ના સઘળા ધ્યાનપાત્ર અભિપ્રાયો હવે વાચકની સામે આવી ગયા છે. એ અભિપ્રાયો વસ્તુગત તથ્યને અનુરૂપ હોવાના અર્થમાં તેમને ખરા માની લેવામાં તો બેશક ભારે ગંભીર ભૂલ થઈ જશે. તેમાં સમાયેલી ભૂલોને દરેક સામાજિક-લોકશાહીવાદી દરેક ડગલે સહેલાઈથી પારખી કાઢશે. એ વાત ભૂલી જવામાં તો ભોળપણ જ ગણાય કે આ અભિપ્રાયોમાં ઉદારમતવાદી મૂડીદાર વર્ગનાં હિતો તથા દૃષ્ટિકોણ પૂરેપૂરાં ઓતપ્રોત છે, અને એ અર્થમાં અભિપ્રાયો તદ્દન પક્ષપાતી તથા પ્રપંચી છે. તેમાં પડેલું સામાજિક-લોકશાહીવાદીઓના વિચારોનું પ્રતિબિંબ અંતર્ગોળ અથવા બહિર્ગોળ આયનામાં પડતા વસ્તુઓના પ્રતિબિંબ જેવું જ છે. પરંતુ એથીયે મોટી ભૂલ તો એ વાત ભૂલી જવામાં થશે કે આખરી પૃથક્કરણમાં આવા મૂડીવાદી-વિકૃત અભિપ્રાયો મૂડીદાર વર્ગનાં જ વાસ્તવિક હિતોને પ્રતિબિંબિત કરતા હોય છે, અને વર્ગ તરીકે મૂડીદાર વર્ગ નિ:શંક બરાબર સમજતો હોય છે કે સામાજિક-લોકશાહીવાદમાંનાં કયાં વહેણો તેને માટે લાભદાયક, નિકટ, પોતીકાં, તથા મનગમતાં હોય છે અને કયાં વહેણો હાનિકર, દૂરવર્તી, પરાયાં, તથા અણગમતાં હોય છે. મૂડીવાદી ફિલસૂફ કે મૂડીવાદી પત્રકાર સામાજિક-લોકશાહીવાદને સરખી રીતે કદી નહિ જ સમજે, મેન્શેવિક સામાજિક-લોકશાહીવાદને પણ નહિ અને બોલ્શેવિક સામાજિક-લોકશાહીવાદને પણ નહિ. પરંતુ તે જરાય સમજદાર પત્રકાર હોય તો તેની વર્ગીય સહજબુદ્ધિ તેને ભૂલમાં નહિ પડવા દે અને મૂડીદાર વર્ગ માટે સામાજિક-લોકશાહીવાદના એક યા બીજા વહેણના અર્થનું સારતત્ત્વ તે હંમેશાં બરાબર સમજી જશે, પછી ભલે તેની રજૂઆત તે વિકૃત રીતે કરે. એટલે જ, આપણા દુશ્મનની વર્ગીય સહજબુદ્ધિ, તેનો વર્ગીય અભિપ્રાય, હંમેશાં દરેક વર્ગજાગૃત સર્વહારા તરફથી વધારેમાં વધારે બારીક ધ્યાન માગી લે છે.

'ઓસ્વોબોઝદેનિયે'પંથીઓએ વ્યક્ત કરેલી રશિયન મૂડીદાર વર્ગની વર્ગીય સહજબુદ્ધિ આપણને શું જણાવે છે?

તે નવીન 'ઈસ્ક્રા' તરફથી નિરૂપિત વહેણ અંગે એકદમ ચોક્કસ રીતે સંતોષ વ્યક્ત કરે છે—તેના વાસ્તવવાદની, ધીરતાની, સામાન્ય સૂઝની ફતેહની, ઠરાવોની ગંભીરતાની, કાર્યનીતિના સવાલો અંગે તેને ખરી સમજણ હાંસલ થવા

લાગી છે એ હકીકતની, તેની વ્યવહારિકતાની, વગેરેની પ્રશંસા કરે છે; અને તે ત્રીજી કૉંગ્રેસના વહેણ અંગે અસંતોષ વ્યક્ત કરે છે—તેની સંકુચિતતા, ક્રાંતિવાદ, વિપ્લવી ભાવના, અમલમાં ઉપયોગી સમાધાનોને તુચ્છકારી કાઢવાનું તેનું ધોરણ, વગેરે બદલ તેને વખોડી કાઢે છે. મૂડીદાર વર્ગની સહજબુદ્ધિ તેને બરાબર એ જ વાત સૂચવે છે કે જે આપણા સાહિત્યમાં અત્યંત ચોકસાઈભર્યાં તથ્યોના આધારે સાબિત થઈ ચૂકી છે, અર્થાત્ એ વાત કે વર્તમાન રશિયન સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં નવીન-'ઈસ્ક્રા'પંથીઓ તકવાદી પાંખ છે અને તેના વિરોધીઓ ક્રાંતિકારી પાંખ છે. ઉદારમતવાદીઓ પહેલી પાંખની વૃત્તિઓ અંગે સહાનુભૂતિ અનુભવ્યા વગર અને બીજી પાંખની વૃત્તિઓને વખોડી કાઢ્યા વગર રહી શકે જ નહિ. મૂડીદાર વર્ગના વિચારકો તરીકે ઉદારમતવાદીઓ બરાબર સમજે છે કે કામદાર વર્ગની "વ્યવહારિકતા, ધીરતા, અને ગંભીરતાથી", કામદાર વર્ગ વાસ્તવમાં પોતાની પ્રવૃત્તિના ક્ષેત્રને મૂડીવાદના માળખાની અંદર જ રાખે અને સુધારાઓ તથા ટ્રેડ યુનિયન સંઘર્ષો વગેરે પૂરતું જ સીમિત રાખે તો, મૂડીદાર વર્ગને ફાયદો જ થાય. સર્વહારા વર્ગની "ક્રાંતિકારી સંકુચિતતા", તેનાં પોતાનાં વર્ગીય કર્તવ્યો સિદ્ધ કરવાના આશયે પ્રજાકીય રશિયન ક્રાંતિમાં આગેવાનીની ભૂમિકા ભજવવાના તેના પ્રયાસો — એ બાબતો મૂડીદાર વર્ગ માટે જોખમી અને ભયાનક છે.

'ઓસ્વોબોઝદેનિયે' અર્થમાં "વાસ્તવવાદ" શબ્દનો ખરો મર્મ એવો જ છે એ હકીકત તો 'ઓસ્વોબોઝદેનિયે'એ તેમ જ મિસ્ટર સ્ટ્રૂવેએ અગાઉ કરેલા તેના ઉપયોગના તથા અન્ય દાખલાઓથી સ્પષ્ટ બની જાય છે. ખુદ 'ઈસ્ક્રા'ને કબૂલ કરવું જ પડશે કે 'ઓસ્વોબોઝદેનિયે'ના "વાસ્તવવાદ"નો મર્મ એવો જ હતો. ઉદાહરણ તરીકે, 'ઈસ્ક્રા'ના અંક ૭૩-૭૪ની પુરવણીમાં છપાયેલો 'વેળા પાકી ગઈ છે!' નામનો લેખ લઈએ. એ લેખના લેખકે (રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની બીજી કૉંગ્રેસમાં "કળણ"ના વિચારોનો સુસંગત નિરૂપક) સાફ દિલે અભિપ્રાય વ્યક્ત કર્યો કે "કૉંગ્રેસમાં આકીમોવે તકવાદના ખરા પ્રતિનિધિની નહિ પણ તેના ભૂતની ભૂમિકા ભજવી હતી." અને 'ઈસ્ક્રા'ના સંપાદકોને 'વેળા પાકી ગઈ છે!' લેખના લેખકની ભૂલ નીચે મુજબની નોંધ લખીને એકદમ સુધારી લેવી પડી:

> "આ અભિપ્રાયની જોડે સહમત થઈ શકાય એમ નથી. કાર્યક્રમના સંબંધમાં કોમરેડ આકીમોવના વિચારોમાં તકવાદની સાફ છાપ જોવા મળે

છે. એ હકીકતને તો 'ઓસ્વોબોઝદેનિયે'ના સમીક્ષકે પણ કબૂલ કરી લીધી છે. તેણે અખબારના તાજેતરના અંકમાં જણાવ્યું છે કે કોમરેડ આકીમોવ 'વાસ્તવવાદી'—વાંચો: સુધારણાવાદી—વહેણનો અનુયાયી છે."

એ રીતે, 'ઈસ્ક્રા' ખુદ બરાબર જાણે છે કે 'ઓસ્વોબોઝદેનિયે'નો "વાસ્તવવાદ" નર્યા તકવાદ સિવાય બીજું કશું જ નથી. હવે "ઉદારમતવાદી વાસ્તવવાદ"ની ઉપર પ્રહાર કરતી વેળા 'ઈસ્ક્રા' (અંક ૧૦૨) **ઉદારમતવાદીઓએ કરેલી તેની પ્રશંસાનો** કશો જ ઉલ્લેખ નથી કરતું ત્યારે એ ચુપકીનો ખુલાસો એવા સંજોગમાંથી મળે છે કે એવી પ્રશંસા કોઈ પણ જાતની નિંદા કરતાં વધારે કડવી છે. એવી પ્રશંસા (જે 'ઓસ્વોબોઝદેનિયે' તરફથી ખાલી અકસ્માત્ અથવા પહેલી જ વાર નથી કરવામાં આવી) વાસ્તવમાં તો ઉદારમતવાદી વાસ્તવવાદ અને સામાજિક-લોકશાહીવાદી "વાસ્તવવાદ"ની (વાંચો: તકવાદની) એ વૃત્તિઓ વચ્ચેનો ગાઢ સંબંધ સાબિત કરી દે છે કે જે નવીન-'ઈસ્ક્રા'પંથીઓના કાર્યનીતિ સંબંધી પૂરા ધોરણમાં સમાયેલા સંભ્રમના પરિણામે તેમના દરેક ઠરાવમાં સાફ વરતાઈ આવે છે.

ખરેખર, રશિયન મૂડીદાર વર્ગની અસંગતતા અને લાલસા "સમગ્ર જનતા"ની ક્રાંતિમાં ક્યારની પૂરેપૂરી છતી થઈ ચૂકી છે—મિસ્ટર સ્ટ્રૂવેની દલીલોમાં, મોટા ભાગનાં ઉદારમતવાદી અખબારોના પૂરા સૂર તથા લખાણોમાં, તેમ જ મોટા ભાગના 'ઝેમ્સ્ત્વો' સભ્યો તથા બુદ્ધિજીવીઓનાં અને સર્વશ્રી ત્રુબેત્સ્કોય, પેત્રુન્કેવિચ, તથા રોદિચેવની કંપનીના સામાન્ય રીતે સઘળા અનુયાયીઓનાં રાજકીય કથનોનાં રૂપલક્ષણોમાં છતી થઈ ચૂકી છે. બેશક, મૂડીદાર વર્ગ સાફ સમજણ હંમેશાં જાહેર નથી કરતો, પરંતુ તેની વર્ગીય સહજબુદ્ધિ તેને માટે બરાબર સમજી લેવાનું શક્ય બનાવે છે કે એક તરફ **તેની** ક્રાંતિમાં સર્વહારા વર્ગ તથા "જનતા" બલિદાનનાં બકરાં તરીકે, ઝારશાહીની સામે લડવાના સાધન તરીકે, ઉપયોગી છે; પરંતુ, બીજી તરફ, સર્વહારા વર્ગ તથા ક્રાંતિકારી કિસાનપ્રજા "ઝારશાહીની ઉપર નિર્ણાયક વિજય" હાંસલ કરી લે અને લોકશાહીવાદી ક્રાંતિને પરિસમાપ્તિની કક્ષાએ પહોંચાડી દે તો તેઓ મૂડીદાર વર્ગ માટે ભયંકર જોખમ બની રહે. એટલે જ મૂડીદાર વર્ગ પૂરી કોશિશ કરે છે કે સર્વહારા વર્ગ ક્રાંતિમાં "સાધારણ" ભૂમિકા ભજવીને સંતોષ માની લે, તે વધારે ધીર, વ્યવહારિક, તથા વાસ્તવવાદી બની રહે અને પોતાની પ્રવૃત્તિઓનું સંચાલન "ક્યાંક મૂડીદાર વર્ગ ભડકી જાય" એવા સિદ્ધાંતના આધારે થવા દે.

બુદ્ધિમાન મૂડીવાદીઓ બરાબર જાણતા હોય છે કે કામદાર વર્ગીય આંદોલનથી છુટકારો હાંસલ કરવાનું તેમને માટે શક્ય નથી. એટલે જ તેઓ ખુલ્લી રીતે કામદાર વર્ગીય આંદોલનનો કે સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષનો વિરોધ નથી કરતા — તેઓ હડતાલના અધિકારને તથા સભ્ય રીતના વર્ગસંઘર્ષને લૂખો ટેકો પણ આપે છે કારણ કે તેઓ કામદાર વર્ગીય આંદોલન તથા વર્ગસંઘર્ષને બ્રેન્તાનો[53] અથવા હિર્શ-ડૂંકેર[54] અર્થમાં સમજે છે. બીજા શબ્દોમાં કહીએ તો તેઓ કામદારોને હડતાલનો અધિકાર તથા સંમિલનની આઝાદી "આપી દેવા" (જેને કામદારોએ પોતે જ લગભગ હાંસલ કરી લીધાં છે) એટલી શરતે તૈયાર હોય છે કે કામદારો પોતાની "બંડવૃત્તિ"ને, "સંકુચિત ક્રાંતિવાદ"ને, "અમલમાં ઉપયોગી સમાધાનો"ના આકરા વિરોધને, "સમગ્ર રશિયન જનતાની ક્રાંતિ" ઉપર પોતાના વર્ગસંઘર્ષની છાપ તેમ જ સર્વહારા વર્ગીય સુસંગતતા, સર્વહારા વર્ગીય નિર્ધાર, તથા "સાધારણ જનતાના જેકોબિનપંથ"ની છાપ લગાવવાના દાવા તથા પ્રયાસોને તજી દે. એટલે જ આખા રશિયામાં બુદ્ધિમાન મૂડીવાદીઓ કામદારોની અંદર (મૂડીવાદી) ધીરતા, (ઉદારમતવાદી) વ્યવહારિકતા, (તકવાદી) વાસ્તવવાદ, (બ્રેન્તાનો) વર્ગસંઘર્ષ, (હિર્શ-ડૂંકેર) ટ્રેડ યુનિયન પ્રવૃત્તિ, વગેરેના વિચારો પ્રેરવાની પૂરી કોશિશ કરી રહ્યા છે, હજારો રીતો તથા ઉપાયો — પુસ્તકો,* વ્યાખ્યાનો, પ્રવચનો, વાર્તાલાપો, વગેરે વગેરે — અજમાવી રહ્યા છે. છેલ્લાં બે સૂત્રો "બંધારણીય-લોકશાહીવાદી પાર્ટી"ના, 'ઓસ્વોબોઝદેનિયે' પાર્ટીના, મૂડીવાદીઓને ખાસ માફક આવે છે કારણ કે એ સૂત્રો દેખાવમાં માર્ક્સવાદી સૂત્રોને મળતાં આવે છે, અને તેમના સંબંધમાં થોડીક વાતો છાની રાખવામાં આવે તથા થોડીઘણી વિકૃતિ કરવામાં આવે તો તેમને સામાજિક-લોકશાહીવાદી સૂત્રો જોડે ગૂંચવી શકાય એમ છે અને ક્યારેક તો સામાજિક-લોકશાહીવાદી સૂત્રો તરીકે પણ ચલાવી શકાય એમ છે. દાખલા તરીકે, કાનૂની ઉદારમતવાદી અખબાર 'રાસ્સ્વેત'[55] (તેને વિશે અમે 'પ્રોલેતારી'ના વાચકો જોડે વધારે વિગતવાર ચર્ચાની કોશિશ ક્યારેક કરીશું) વર્ગસંઘર્ષ, મૂડીદાર વર્ગ તરફથી સર્વહારા વર્ગનો શક્ય વિશ્વાસઘાત, કામદાર વર્ગીય આંદોલન, સર્વહારા વર્ગની પહેલકદમી, વગેરે વિશે ઘણી વાર એવી "જુસ્સાદાર" વાતો કરે છે કે ગાફેલ વાચક અથવા અજાણ કામદાર તેના "સામાજિક-લોકશાહીવાદ"ને સહેલાઈથી ખરો માની લે. પરંતુ વાસ્તવમાં તો

---

*જુઓ: પ્રોકોપોવિચ, 'રશિયામાં કામદારોનો સવાલ'.

તે સામાજિક-લોકશાહીવાદની મૂડીવાદી નકલ જ છે, વર્ગસંઘર્ષની વિભાવનાનું વિકૃત તથા ભ્રષ્ટ બનાવી નાખવામાં આવેલું રૂપ જ છે.

આ આખીયે જબ્બર મૂડીવાદી ચાલાકીના (લોકસમુદાયોની ઉપર તેના પ્રભાવના પ્રમાણના અર્થમાં જબ્બર) મૂળમાં તો કામદાર વર્ગીય આંદોલનને મુખ્યત્વે ટ્રેડ યુનિયન આંદોલનની કક્ષાએ ઉતારી પાડવાની, તેને સ્વતંત્ર નીતિથી (એટલે કે ક્રાંતિકારી હોય અને લોકશાહીવાદી સરમુખત્યારીની દિશામાં અંકિત હોય એવી નીતિથી) બને એટલું દૂર રાખવાની, "કામદારોનાં મનમાં સમગ્ર જનતાની રશિયન ક્રાંતિના ખ્યાલની ઉપર વર્ગસંઘર્ષનો ખ્યાલ છાવરી દેવાની" મુરાદ જ છે.

વાચક જોઈ શકશે કે અમે 'ઓસ્વોબોઝદેનિયે'ના નિરૂપણને નખશીખ ઉઘાડું પાડી દીધું છે. એ નિરૂપણ સરસ છે, લોકશાહીવાદી ક્રાંતિમાં સર્વહારા વર્ગની ભૂમિકા અંગે બે જાતના વિચારોને—મૂડીવાદી વિચારને અને સામાજિક-લોકશાહીવાદી વિચારને—સરસ રીતે વ્યક્ત કરે છે. મૂડીદાર વર્ગ સર્વહારા વર્ગને ટ્રેડ યુનિયન આંદોલન પૂરતો જ સીમિત રાખવા માગે છે, અને એ રીતે "તેના મનમાં સમગ્ર જનતાની રશિયન ક્રાંતિના ખ્યાલની ઉપર (**બ્રેન્તાનો**) વર્ગસંઘર્ષનો ખ્યાલ છાવરી દેવા માગે છે—કામદારોનાં મનમાં રાજકીય સંઘર્ષના ખ્યાલની ઉપર "વિશુદ્ધ કામદાર વર્ગીય આંદોલન"નો ખ્યાલ છાવરી દેવાની કોશિશ કરનારા બર્નસ્ટાઈનપંથી 'ક્રેડો' સર્જકોની જ પૂરી ભાવનાથી એમ કરવા માગે છે. એથી ઊલટું, સામાજિક-લોકશાહીવાદ સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષને વિકસાવીને સમગ્ર જનતાની રશિયન ક્રાંતિમાં આગેવાનીની ઊંચી કક્ષાએ પહોંચાડી દેવા માગે છે, એટલે કે એ ક્રાંતિને સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની લોકશાહીવાદી સરમુખત્યારી સુધી આગળ ધપાવવા માગે છે.

મૂડીદાર વર્ગ સર્વહારાઓને જણાવે છે કે આપણા દેશમાં ક્રાંતિ સમગ્ર જનતાની ક્રાંતિ છે. એટલે તમારે અલગ વર્ગ તરીકે તમારા વર્ગસંઘર્ષ પૂરતું જ સીમિત રહેવું જોઈએ, "સામાન્ય સૂઝ"ના નામે તમારે તમારું ધ્યાન ટ્રેડ યુનિયનોની ઉપર તથા તેમને કાયદેસર બનાવવાની બાબત ઉપર જ કેંદ્રિત કરવું જોઈએ, એ ટ્રેડ યુનિયનોને તમારે "તમારી રાજકીય કેળવણી તથા સંગઠનમાં અત્યંત મહત્ત્વના આરંભબિંદુ" તરીકે ગણવું જોઈએ, ક્રાંતિકારી પરિસ્થિતિમાં તમારે મોટે ભાગે તો નવીન 'ઈસ્ક્રા' ઠરાવ જેવા "ગંભીર" ઠરાવો જ ઘડી કાઢવા જોઈએ, "ઉદારમતવાદીઓની વધારે તરફદારીનું વલણ ધરાવતા" ઠરાવોને તમારે ધ્યાનમાં લેવા જોઈએ, તમારે "કામદાર વર્ગના ખરા

રાજકીય આંદોલનના અમલી આગેવાનો" બની જવાની વૃત્તિ ધરાવનારા આગેવાનોને પસંદગી આપવી જોઈએ, અને તમારે "માર્ક્સવાદી વિશ્વ દૃષ્ટિકોણનાં વાસ્તવવાદી તત્ત્વોને જાળવી રાખવાં" જોઈએ (તમે દુર્ભાગ્યે આ "બિનવૈજ્ઞાનિક" પ્રશ્નોત્તરીની "કડક ફૉર્મ્યુલાઓ"ના ભોગ બની ચૂકેલા હો તો).

સામાજિક-લોકશાહીવાદીઓ સર્વહારાઓને જણાવે છે કે આપણા દેશમાં ક્રાંતિ સમગ્ર જનતાની ક્રાંતિ છે. તમારે સૌથી વધારે પ્રગતિશીલ અને એકમાત્ર પરિપૂર્ણ ક્રાંતિકારી વર્ગ તરીકે તેમાં કેવળ અત્યંત સક્રિય ભૂમિકા જ નહિ પરંતુ આગેવાનીની ભૂમિકા પણ ભજવવાની જહેમતો કરવી જોઈએ. એટલે તમારે ટ્રેડ યુનિયન આંદોલન તરીકે જ મુખ્યત્વે સમજવામાં આવતા વર્ગસંઘર્ષના સંકુચિત રીતે વિચારી કાઢવામાં આવેલા માળખા પૂરતા જ સીમિત ન રહેવું જોઈએ; એથી ઊલટું, તમારે તો તમારા વર્ગસંઘર્ષના માળખા તથા અંતસ્તત્ત્વને વિસ્તારવાની જહેમતો કરવી જોઈએ, જેથી તેમાં કેવળ વર્તમાન ક્રાંતિનાં, સમગ્ર જનતાની લોકશાહીવાદી રશિયન ક્રાંતિનાં, **સઘળાં** લક્ષ્યો જ નહિ પરંતુ ભાવિ સમાજવાદી ક્રાંતિનાં લક્ષ્યો પણ **સામેલ** થઈ જાય. એટલે, ટ્રેડ યુનિયન આંદોલનની અવગણના કર્યા વગર કે નજીવીયે કાનૂની તકોનો ફાયદો ઉઠાવવાનો ઇનકાર કર્યા વગર, તમારે ક્રાંતિકારી ગાળામાં વિદ્રોહનાં તેમ જ ક્રાંતિકારી સેના તથા ક્રાંતિકારી સરકારની સ્થાપનાનાં કર્તવ્યોને મોખરે આણવાં જોઈએ કારણ કે ઝારશાહીની ઉપર જનતાનો સંપૂર્ણ વિજય હાંસલ કરવાનો, લોકશાહીવાદી પ્રજાસત્તાક તથા ખરી રાજકીય આઝાદી સિદ્ધ કરવાનો, એકમાત્ર માર્ગ એ જ છે.

આ સવાલ અંગે નવીન 'ઈસ્ક્રા' ઠરાવોમાં ગલત "નીતિ"ને લીધે જ અધકચરું તથા અસંગત ધોરણ—સ્વાભાવિક રીતે જ મૂડીદાર વર્ગને ખુશ કરી દેતું ધોરણ—લેવામાં આવ્યું છે તેની વાત હવે બિનજરૂરી છે.

### ૨. કોમરેડ માર્તીનોવ સવાલને નવેસરથી "ગહન" બનાવે છે

હવે આપણે 'ઈસ્ક્રા' અંક ૧૦૨ અને ૧૦૩માં છપાયેલા માર્તીનોવના લેખોનું પરીક્ષણ કરીએ. એંગેલ્સ અને માર્ક્સનાં કેટલાંય અવતરણોના અમારા અર્થઘટનને ગલત અને તેના પોતાના અર્થઘટનને ખરું સાબિત કરવાના માર્તીનોવના પ્રયાસોનો જવાબ અમે બેશક નહિ જ આપીએ. એ પ્રયાસો

એટલા તુચ્છ છે, માર્તીનોવની ચાલાકીઓ એટલી ઉઘાડી છે, અને સવાલ એટલો સ્પષ્ટ છે કે એ મુદ્દાની ફરી છણાવટ કરવાનો કશો અર્થ જ નથી. માર્તીનોવે પોતાની પૂરી પીછેહઠ દરમિયાન અજમાવેલી સાવ ઉઘાડી હિકમતોને સઘળા વિચારશીલ વાચકો સહેલાઈથી સમજી જશે—ખાસ કરીને તો 'પ્રોલેતારી'ના સહયોગીઓના એક જૂથ તરફથી હાલ તૈયાર થઈ રહેલા 'બાકૂનિનપંથીઓની પ્રવૃત્તિ' નામની એંગેલ્સની પુસ્તિકાના તથા ૧૮૫૦ના માર્ચમાં માર્ક્સે કરેલા 'કોમ્યુનિસ્ટ લીગની કેંદ્રીય સમિતિને સંબોધન'ના સંપૂર્ણ અનુવાદો પ્રકાશિત થઈ જશે ત્યારે. માર્તીનોવની પીછેહઠને વાચકની નજરમાં સ્પષ્ટ કરી દેવા માટે તેના લેખમાંથી એક જ અવતરણ પૂરતું સાબિત થઈ જશે.

અંક ૧૦૩માં માર્તીનોવ જણાવે છે: "'ઈસ્ક્રા' કબૂલ કરે છે કે કામચલાઉ સરકારની સ્થાપના ક્રાંતિને આગળ ધપાવવાની શક્ય અને ઉપયોગી રીત છે, પરંતુ **મૂડીવાદી** કામચલાઉ સરકારમાં સામાજિક-લોકશાહીવાદીઓની સામેલગીરીને તે ચોક્કસ એવા કારણે નકારી કાઢે છે કે ભવિષ્યમાં સમાજવાદી ક્રાંતિ માટે રાજ્ય તંત્રને પૂરેપૂરું કાબૂમાં લઈ લેવાનું શક્ય બને." બીજા શબ્દોમાં કહીએ તો 'ઈસ્ક્રા' નાણાભંડોળ તથા બૅંકો અંગે ક્રાંતિકારી સરકારની જવાબદારી સંબંધી, "કારાગારો" કબજે કરી લેવાની અશક્યતા તથા તેમાં સમાયેલા જોખમ સંબંધી, વગેરે જાતની પોતાની બધી બીકોમાં જાહેર થતી બેહૂદગીને હવે કબૂલ કરી લે છે. પરંતુ 'ઈસ્ક્રા' તો અગાઉની જેમ જ બાબતોને ગોટાળે ચડાવી રહ્યું છે, લોકશાહીવાદી સરમુખત્યારીને સમાજવાદી સરમુખત્યારી જોડે ગૂંચવી રહ્યું છે. એવો ગોટાળો અનિવાર્ય છે, તે તો પીછેહઠને ઢાંકી દેવાની તરકીબ છે.

પરંતુ નવીન 'ઈસ્ક્રા'નાં ગોટાળિયાં ભેજાંમાં માર્તીનોવ એક નંબરના ગોટાળિયા ભેજા તરીકે, સમજો કે પ્રતિભાવાન ગોટાળિયા ભેજા તરીકે, જુદો તરી આવે છે. સવાલને "ગહન બનાવવાના" ભારે મહેનતભર્યા પ્રયાસો વડે તેને ગૂંચવી નાખીને તે લગભગ અચૂક રીતે એવાં નિરૂપણો "ઘડી કાઢે છે" કે જે તેના ધોરણની પૂરી પોકળતાને સાવ ઉઘાડી પાડી દે છે. તમને યાદ હશે કે "અર્થવાદ"ના દિવસોમાં તેણે કેવી રીતે પ્લેખાનોવને "વધારે ગહન" બનાવી દીધો હતો અને આવું નિરૂપણ ઘડી કાઢ્યું હતું: "માલિકો અને સરકારની વિરુદ્ધ આર્થિક સંઘર્ષ". સમગ્ર "અર્થવાદી" સાહિત્યમાં એ વહેણની પોકળતાની વધારે સચોટ અભિવ્યક્તિ ગોતવાનું મુશ્કેલ છે. આજે પણ પરિસ્થિતિ એવી જ છે. માર્તીનોવ નવીન 'ઈસ્ક્રા'ની સેવા જુસ્સાપૂર્વક બજાવે છે, અને તેના લગભગ દરેક કથનમાંથી આપણને નવીન 'ઈસ્ક્રા'ના ગલત

ધોરણની મુલવણી માટે નવી તથા સરસ સામગ્રી મળે છે. અંક ૧૦૨માં તે જણાવે છે કે "લેનિને ક્રાંતિની વિભાવનાને સ્થાને સરમુખત્યારીની વિભાવના પારખી ન શકાય એવી રીતે મૂકી દીધી છે" (પૃષ્ઠ ૩, કૉલમ ૨).

નવીન-'ઈસ્ક્રા'પંથીઓએ અમારી ઉપર મૂકેલા સઘળા આક્ષેપોનું સારતત્ત્વ આ એક આક્ષેપમાં આવી જાય છે. ખરેખર, અમે આ આક્ષેપ બદલ માર્તીનોવના આભારી છીએ. તેણે પોતાના આક્ષેપનું આવું નિરૂપણ કરીને અમને નવીન 'ઈસ્ક્રા'ના વિચારો સામેના સંઘર્ષમાં અમૂલ્ય સહાય કરી છે! અમારે 'ઈસ્ક્રા'ના સંપાદકોને ચોક્કસ વિનંતિ કરવી જ જોઈએ કે તેઓ માર્તીનોવને 'પ્રોલેતારી' ઉપરના પ્રહારો "વધારે ગહન" બનાવી દેવા માટે તેમ જ એ પ્રહારોનું "સાચેસાચ સિદ્ધાંતનિષ્ઠ" નિરૂપણ કરવા માટે વધારે ને વધારે પ્રસંગોએ છૂટો મૂકી દીધા કરે. માર્તીનોવ સિદ્ધાંતોની કક્ષાએ દલીલો કરવાની પોતાની જહેમતો જેમ જેમ વધારતો જાય છે તેમ તેમ તેની દલીલો બદતર બનતી જાય છે, નવીન 'ઈસ્ક્રા'ના ધોરણમાંનાં ગાબડાંને તે વધારે સાફ રીતે છતાં કરતો જાય છે, પોતાની ઉપર તેમ જ પોતાના મિત્રોની ઉપર reductio ad absurdumનું ઉપયોગી શિક્ષણશાસ્ત્રીય ઓપરેશન (નવીન 'ઈસ્ક્રા'ના સિદ્ધાંતોને બેહૂદગીની કક્ષાએ ઉતારી પાડવાનું) વધારે સફળતાથી કરી બતાવે છે.

'વ્પેર્યોદ' તથા 'પ્રોલેતારી' સરમુખત્યારી અને ક્રાંતિની વિભાવનાઓની "ફેરબદલી"ની રીત અજમાવતાં રહે છે. 'ઈસ્ક્રા'ને એવી "ફેરબદલી" નથી ખપતી. બરાબર છે, અત્યંત આદરણીય કોમરેડ માર્તીનોવ! તમે અજાણતાં જ મહાન સત્ય કહી નાખ્યું છે. તમારું આ નવું નિરૂપણ અમારી એવી દલીલને પુષ્ટિ આપે છે કે 'ઈસ્ક્રા' ક્રાંતિની પાછળ પાછળ ઘસડાઈ રહ્યું છે, તેનાં કર્તવ્યો અંગેના 'ઓસ્વોબોઝદેનિયે' નિરૂપણમાં ભટકી રહ્યું છે, પરંતુ 'વ્પેર્યોદ' તથા 'પ્રોલેતારી' લોકશાહીવાદી ક્રાંતિને આગળ ધપાવનારાં સૂત્રો જાહેર કરી રહ્યાં છે.

કોમરેડ માર્તીનોવ, તમને આ વાત સમજાતી નથી? સવાલના મહત્ત્વને લક્ષમાં લઈને અમે તમને વિગતવાર ખુલાસો આપવાની કોશિશ કરીશું.

લોકશાહીવાદી ક્રાંતિનું મૂડીવાદી સ્વરૂપ બીજી બાબતોની સાથે સાથે એ હકીકતમાં વ્યક્ત થાય છે કે સમાજના જે વર્ગો, જૂથો, તથા વિભાગો ખાનગી મિલકત તથા પણ્ય ઉત્પાદનની માન્યતાની પૂરી હિમાયત કરતાં હોય છે, અને એ સીમાઓની પાર જવા અસમર્થ હોય છે, તેમને સંજોગોના દબાણને લીધે

આપખુદશાહી તેમ જ સામાન્ય રીતે આખી સામંતી પદ્ધતિની નિરર્થકતા માની લેવી પડે છે, અને તેઓ મુક્તિની માંગને ટેકો આપે છે. "સમાજ" જેની માંગ ઉઠાવી રહ્યો છે અને જમીનદારો તથા મૂડીદારો શબ્દોના (માત્ર શબ્દોના જ!) ધોધ વડે જેની હિમાયત કરી રહ્યા છે એવી એ મુક્તિનું મૂડીવાદી સ્વરૂપ વધારે ને વધારે સ્પષ્ટ રીતે વ્યકત થઈ રહ્યું છે. સાથે સાથે જ, મુક્તિ માટે કામદારોના સંઘર્ષ અને મૂડીદાર વર્ગના સંઘર્ષ વચ્ચેનો, સર્વહારા વર્ગીય લોકશાહીવાદ અને ઉદારમતવાદી લોકશાહીવાદ વચ્ચેનો, મૂળગામી તફાવત પણ વધારે સ્પષ્ટ બનતો જાય છે. કામદાર વર્ગ તથા તેના વર્ગજાગૃત પ્રતિનિધિઓ આગેકૂચ કરી રહ્યા છે અને એ સંઘર્ષને આગળ ધપાવી રહ્યા છે, તેઓ સંઘર્ષને પરિસમાપ્તિની કક્ષાએ પહોંચાડવામાં જરાય ડરતા નથી એટલું જ નહિ પરંતુ તેને લોકશાહીવાદી ક્રાંતિની આખરી સીમાઓની પાર ખૂબ ખૂબ આગળ લઈ જવાની જહેમતો કરે છે. અસંગત અને સ્વાર્થી મૂડીદાર વર્ગ મુક્તિનાં સૂત્રોનો દંભી તથા કેવળ આંશિક સ્વીકાર કરે છે. મુક્તિના મૂડીવાદી મિત્રોનો એ દંભ, અથવા ખરું કહીએ તો મુક્તિના મૂડીવાદી મિત્રો તરફથી મુક્તિનો એ દ્રોહ, જેની પાર શરૂ થઈ જાય એવી સીમાઓ કોઈ ખાસ રેખા કે કોઈ ખાસ "બિંદુઓ" (સ્તારોવેરના ઠરાવમાં તથા સંમેલનના ઠરાવમાં નિર્દેશિત થયાં છે એવાં) વડે સ્થાપવાના તમામ પ્રયાસો અનિવાર્ય રીતે નિષ્ફળ જ જવાના છે. તેનું કારણ એ છે કે બે જવાળાઓ વચ્ચે (આપખુદશાહી અને સર્વહારા વર્ગ) સપડાયેલો મૂડીદાર વર્ગ હજાર રીતો અને ઉપાયો વડે પોતાનું ધોરણ તથા સૂત્રો બદલાવી નાખવાની, એક તસુ ડાબે અથવા એક તસુ જમણે ખસીને સંજોગોને અનુરૂપ બની જવાની, બધો વખત સોદાબાજી તથા રકઝક ચાલુ રાખવાની, આવડત ધરાવે છે. સર્વહારા વર્ગીય લોકશાહીવાદનું કર્તવ્ય એવાં ચેતનહીન "બિંદુઓ" ઉપજાવી કાઢવાનું નહિ પરંતુ વિકસતી રાજકીય પરિસ્થિતિની અવિરત આલોચના કરતા રહેવાનું છે, મૂડીદાર વર્ગની નવી નવી તથા અગાઉથી ન કળી શકાય એવી તમામ અસંગતતાઓ તથા દગાખોરીઓને ઉઘાડી પાડવાનું છે.

ગેરકાનૂની અખબારોમાં મિસ્ટર સ્રૂવેની રાજકીય જાહેરાતોના ઇતિહાસને, તેની સામે સામાજિક-લોકશાહીવાદના જંગના ઇતિહાસને, યાદ કરશો તો તમને સાફ જણાઈ આવશે કે એ કર્તવ્યોને સામાજિક-લોકશાહીવાદે, સર્વહારા વર્ગીય લોકશાહીવાદના સમર્થકે, કેવી રીતે પાર પાડયાં છે. મિસ્ટર સ્રૂવેએ વિશુદ્ધ શીપોવ છાપના સૂત્રથી શરૂઆત કરી હતી: 'અધિકારો અને સત્તાધારી

"ઝેમ્સ્ત્વો"' (જુઓ 'ઝાર્યા'માં[56] મારો લેખ—'"ઝેમ્સ્ત્વો"ના જુલમગારો અને ઉદારમતવાદના હાન્નીબાલો'*). સામાજિક-લોકશાહીવાદે તેને ઉઘાડો પાડયો અને ચોક્કસ રૂપના બંધારણવાદી કાર્યક્રમની દિશામાં હડસેલ્યો. ક્રાંતિકારી ઘટનાઓની ખાસ ઝડપી પ્રગતિના સુફળ રૂપે એ "હડસેલાઓ" અસરકારક બની ગયા ત્યારે સંઘર્ષ લોકશાહીવાદની ત્યાર બાદની આગલી સમસ્યામાં પહોંચી ગયો: ખાલી સામાન્ય રીતે બંધારણ નહિ પરંતુ સાર્વજનીન તથા સમાન મતાધિકાર, સીધી ચૂંટણીઓ, તથા ગુપ્ત મતદાનની જોગવાઈ ધરાવતું બંધારણ. આપણે "દુશ્મન" પાસેથી એ નવો મોરચો "કબજે કરી લીધો" ('ઓસ્વોબોઝદેનિયે' લીગે સાર્વજનીન મતાધિકારનું ધોરણ અપનાવી લીધું) કે તરત જ ફરી આગળ ધપવાનું શરૂ કરી દીધું; આપણે બે ભવનની પદ્ધતિના દંભ તથા પોકળતાને ઉઘાડાં પાડયાં અને એ હકીકત છતી કરી દીધી કે 'ઓસ્વોબોઝદેનિયે' લીગે સાર્વજનીન મતાધિકારને પૂરી માન્યતા નહોતી આપી; આપણે તેના **રાજાશાહીવાદ** તરફ આંગળી ચીંધી અને તેના લોકશાહીવાદનું સોદાબાજીનું લક્ષણ, અથવા બીજા શબ્દોમાં કહીએ તો નાણાથેલાના 'ઓસ્વોબોઝદેનિયે' શૂરવીરોનું મહાન રશિયન ક્રાંતિનાં હિતોને વેચી દેવાનું **કરતૂત** ઉઘાડું પાડી દીધું.

છેલ્લે—આપખુદશાહીની જંગલી હઠીલાઈ, આંતરવિગ્રહની જબ્બર પ્રગતિ, અને રાજશાહીવાદીઓએ રશિયામાં ફેલાવી દીધેલી તદ્દન કંગાલ હાલતની બાબતો હવે તો સાવ જડભરત માણસોનાં ભેજાંમાં પણ ઊતરવા લાગી છે. ક્રાંતિ હકીકત બની ગઈ છે. ક્રાંતિને પારખી લેવા માટે હવે ક્રાંતિકારી બનવાનું જરૂરી નથી રહ્યું. આપખુદશાહીનું વાસ્તવિક વિઘટન આપણી નજર સામે જ થઈ રહ્યું છે. અમુક ઉદારમતવાદીએ (મિસ્ટર ગ્રેદેસ્કુલે) કાનૂની અખબારોમાં ખરી વાત જણાવી છે કે આ સરકારના હુકમોનો અનાદર વાસ્તવમાં શરૂ થઈ ગયો છે. આપખુદશાહીના દેખાતા સામર્થ્ય છતાં તે નાકૌવત સાબિત થઈ ગઈ છે, વિકસતી ક્રાંતિની ઘટનાઓએ આ જીવતા જ સડી રહેલા પરજીવી તંત્રને બાજુ પર ધકેલી દેવાનું શરૂ કરી દીધું છે. ઉદારમતવાદી મૂડીવાદીઓને પરાણે પોતાની પ્રવૃત્તિઓને (અથવા એમ કહેવું વધારે ખરું ગણાશે કે તેમના બેઈમાન રાજકીય સોદાઓને) વાસ્તવમાં આકાર ધારણ કરી રહેલા સંબંધો ઉપર આધારિત બનાવવી પડે છે અને તેઓ **ક્રાંતિને માન્યતા આપવાની આવશ્યકતા સમજવા લાગ્યા**

*પહેલી વાર ૧૯૦૧માં પ્રકાશિત.

છે. તેઓ ક્રાંતિકારીઓ હોય એ કારણે નહિ પરંતુ ક્રાંતિકારીઓ નથી એ હકીકત છતાં એમ કરે છે. તેઓ આવશ્યકતાને લીધે અને પોતાની મરજી વિરુદ્ધ એમ કરે છે, ક્રાંતિની સફળતાને ખીજભરી નજરે તાકતા રહે છે, અને સોદો ન કરવા માગતી પરંતુ મરણિયો સંઘર્ષ લડી લેવા માગતી આપખુદશાહીની ઉપર ક્રાંતિવાદનો આરોપ મૂકે છે. જન્મથી જ સોદાબાજો હોવાને કારણે તેઓ સંઘર્ષ તથા ક્રાંતિને ધિક્કારે છે, પરંતુ સંજોગો તેમને ક્રાંતિની ધરતી પર ખડા રહેવાની ફરજ પાડે છે કારણ કે તેમના પગ નીચે બીજી કોઈ જમીન છે જ નહિ.

આપણે ખૂબ જ બોધપ્રદ અને તદ્દન ફારસ જેવો દેખાવ જોઈ રહ્યા છીએ. મૂડીવાદી ઉદારમતવાદી વેશ્યાઓ ક્રાંતિનો લેબાસ પહેરવાની કોશિશો કરી રહી છે. 'ઓસ્વોબોઝદેનિયે'પંથીઓ — risum teneatis, amici!* — 'ઓસ્વોબોઝદેનિયે'-પંથીઓ ક્રાંતિના નામે વાતો કરવા લાગ્યા છે! તેઓ આપણને ખાતરી આપવા લાગ્યા છે કે તેમને "ક્રાંતિની બીક નથી લાગતી" ('ઓસ્વોબોઝદેનિયે'ના ૭૨મા અંકમાં મિસ્ટર સ્રૂવે)!!! તેઓ "ક્રાંતિને મોખરે રહેવાનો" પોતાનો દાવો જાહેર કરી રહ્યા છે!!!

આ તો અત્યંત અગત્યની પરિઘટના છે, તેમાં કેવળ ઉદારમતવાદી મૂડીવાદની પ્રગતિ જ નહિ પરંતુ એથીયે વધારે તો ક્રાંતિકારી આંદોલનની ખરી સફળતાઓની આગેકૂચ — જેણે પોતાને માટે માન્યતા હાંસલ કરી લીધી છે — અંકિત થાય છે. મૂડીદાર વર્ગને પણ લાગવા માંડ્યું છે કે ક્રાંતિની તરફેણનું ધોરણ તેના લાભમાં છે કારણ કે આપખુદશાહીની હાલત ખૂબ જ ડામાડોળ છે. પરંતુ, બીજી તરફ, સમગ્ર આંદોલન નવી અને વધારે ઊંચી કક્ષાએ પહોંચી ગયું હોવાની સાબિતી પૂરી પાડતી આ પરિઘટના આપણે માટે નવાં અને વધારે ઊંચી કક્ષાનાં કર્તવ્યો પણ નિર્ધારિત કરે છે. મૂડીદાર વર્ગ તરફથી ક્રાંતિને આપવામાં આવતી માન્યતા, એક અથવા બીજા મૂડીવાદી વિચારકની વ્યક્તિગત ઈમાનદારી છતાં, નિષ્કપટ ન જ હોઈ શકે. મૂડીદાર વર્ગ આંદોલનની આ ઉચ્ચતર કક્ષામાં પણ સ્વાર્થવૃત્તિ તથા અસંગતતા, સોદાબાજી તથા હલકી પ્રત્યાઘાતી ચાલબાજીઓ, આણ્યા વગર શકે જ નહિ. હવે આપણે ક્રાંતિનાં તાત્કાલિક નક્કર કર્તવ્યો જુદી રીતે, આપણા કાર્યક્રમના નામે તથા આપણા કાર્યક્રમને વિકસાવીને, નિરૂપવાં જ જોઈએ. ગઈકાલે જે પૂરતું હતું તે આજે અપૂરતું છે. ગઈકાલે ક્રાંતિને માન્યતા આપવાની માંગ અગ્રગામી લોકશાહીવાદી સૂત્ર તરીકે કદાચ પૂરતી

---

*હસવું દબાવી દો, સજ્જનો!

હતી. આજે એટલું પૂરતું નથી. ક્રાંતિએ પોતાને માન્ય કરવાની ફરજ મિસ્ટર સ્રૂવેની ઉપર પણ પાડી દીધી છે. હવે અગ્રગામી વર્ગે આ ક્રાંતિનાં તાકીદનાં તથા તાત્કાલિક કર્તવ્યોનું ખુદ **અંતસ્તત્ત્વ** ચોકસાઈથી નિરૂપવું જ જોઈએ. સર્વશ્રી સ્રૂવેઓ ફરી ફરીને પોતાના ગદ્ધા-કાન ઊંચા કરીને પુરાણા રાગડા તાણવા લાગે છે કે શાંતિમય નિરાકરણ શક્ય છે, નિકોલાઈ સર્વશ્રી 'ઓસ્વોબોઝદેનિયે'-પંથીઓને સત્તા સોંપી દેવા તૈયાર છે, વગેરે વગેરે. સર્વશ્રી 'ઓસ્વોબોઝદેનિયે'-પંથીઓ ક્રાંતિને એટલા માટે માન્યતા આપે છે કે તેઓ વધારે સલામતીથી ક્રાંતિનું સત્ત્વ હરી લઈ શકે અને ક્રાંતિનો દ્રોહ કરી શકે. હવે આપણે શિરે ફરજ આવી ગઈ છે કે આપણે સર્વહારા વર્ગ તેમ જ સમગ્ર જનતા સમક્ષ "ક્રાંતિ"ના સૂત્રની અધૂરપ સાબિત કરી દઈએ, ક્રાંતિના ખુદ **અંતસ્તત્ત્વના** સાફ તથા અસંદિગ્ધ, સુસંગત તથા દૃઢનિશ્ચયી, નિરૂપણની આવશ્યકતા બતાવી આપીએ. અને ક્રાંતિના "નિર્ણાયક વિજય"ને યથાર્થ રીતે વ્યક્ત કરતું એકમાત્ર સૂત્ર, સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારીનું સૂત્ર, એવું નિરૂપણ પૂરું પાડે છે.

શબ્દોનો ગેરઉપયોગ કરવાની રીત રાજકારણમાં સૌથી વધારે પ્રચલિત છે. દાખલા તરીકે "સમાજવાદી" નામ અંગ્રેજ મૂડીવાદી ઉદારમતવાદના સમર્થકો (હેરકોર્ટે કહેલું—"હવે આપણે સૌ સમાજવાદીઓ છીએ"), બિસ્માર્કના સમર્થકો, તેમ જ પોપ લિઓ તેરમાના મિત્રોએ ઘણી વાર તફડાવી લીધું છે. "ક્રાંતિ" શબ્દનો પણ પૂરો ગેરઉપયોગ થાય છે, અને આંદોલનની અમુક કક્ષાએ એવો ગેરઉપયોગ અનિવાર્ય છે. મિસ્ટર સ્રૂવેએ ક્રાંતિના નામે બોલવાનું શરૂ કરી દીધું ત્યારે અમે તિયેરને યાદ કર્યા વગર રહી શક્યા નહિ. ફેબ્રુઆરી ક્રાંતિથી થોડાક દિવસો પહેલાં એ દાનવી વામણો, મૂડીદાર વર્ગના રાજકીય ભ્રષ્ટાચારને અત્યંત પરિપૂર્ણ રીતે મૂર્તિમંત કરતો એ ઠિંગુજી, કળી ગયો કે જનતામાં તોફાનના ભણકારા વાગી રહ્યા છે, એટલે તેણે સંસદના મંચ પરથી ઘોષણા કરી કે પોતે તો **ક્રાંતિની પાર્ટીનો માણસ છે!** (જુઓ માર્ક્સની કૃતિ 'ફ્રાંસમાં આંતરવિગ્રહ'.) 'ઓસ્વોબોઝદેનિયે'નું ક્રાંતિની પાર્ટીમાં સામેલ થઈ જવાનું કૃત્ય **બરાબર** તિયેરના કૃત્ય **જેવો જ** મર્મ ધરાવે છે. જ્યારે રશિયન તિયેરો પોતે ક્રાંતિકારી પાર્ટીના માણસો હોવાની વાતો કરવા લાગે ત્યારે તેનો અર્થ એવો નીકળે છે કે ક્રાંતિનું સૂત્ર અપૂરતું બની ગયું છે, નિરર્થક છે, અને કોઈ જાતનાં કર્તવ્યો નિરૂપિત નથી કરતું કારણ કે ક્રાંતિ તો હકીકત બની ચૂકી છે અને અત્યંત વિવિધ તત્ત્વો ક્રાંતિના પક્ષે જઈ રહ્યાં છે.

માર્ક્સવાદી દૃષ્ટિએ જોઈએ તો ક્રાંતિનો અર્થ વાસ્તવમાં શો છે? કાલગ્રસ્ત રાજકીય અધિરચનાને, તેની અને ઉત્પાદનના નવા સંબંધોની વચ્ચે વિરોધને કારણે તે અમુક વેળાએ ખોરવાઈ જાય ત્યારે, બળજોરીથી તોડી પાડવાનું કદમ. આપખુદશાહી અને મૂડીવાદી રશિયાની સમગ્ર અધિરચના તેમ જ તેના મૂડીવાદી-લોકશાહીવાદી વિકાસની તમામ જરૂરિયાતો વચ્ચેના વિરોધને કારણે આપખુદશાહી ખોરવાઈ ગઈ છે, અને એ વિરોધને કૃત્રિમ રીતે લાંબા વખત સુધી ચાલુ રાખવામાં આવ્યો હતો એટલે તો તે ઘણા વધારે જોરથી ખોરવાઈ ગઈ છે. અધિરચના દરેક સંધાણે તૂટવા લાગી છે, દબાણને વશ થઈ રહી છે, અને વધારે કમજોર બની રહી છે. હવે જનતાએ અત્યંત વિવિધ વર્ગો તથા જૂથોના પ્રતિનિધિઓ મારફત ખુદ જહેમતો કરીને નવી અધિરચના બાંધવાની છે. વિકાસની અમુક કક્ષાએ પુરાણી અધિરચનાની નિરુપયોગિતા સૌને સાફ સમજાઈ જાય છે, ક્રાંતિને સૌ માન્ય કરી લે છે. હવે કર્તવ્ય એ નક્કી કરવાનું છે કે નવી અધિરચના કયા વર્ગો બાંધે, અને કેવી રીતે બાંધે. એવું નિરૂપણ ન કરી લેવામાં આવે તો ક્રાંતિનું સૂત્ર વર્તમાન સમયે ઠાલું અને નિરર્થક બની રહે છે કારણ કે આપખુદશાહીની નિર્બળતા મોટા ઠાકોરો તેમ જ 'મોસ્કોવ્સ્કીયે વેદોમોસ્તી'ને[57] પણ "ક્રાંતિકારીઓ" બનાવી દે છે! એવું નિરૂપણ ન કરી લેવામાં આવે તો અગ્રગામી વર્ગના અગ્રગામી લોકશાહીવાદી કર્તવ્યોની વાત જ ન થઈ શકે. 'સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની લોકશાહીવાદી સરમુખત્યારી'નું સૂત્ર એવું નિરૂપણ પૂરું પાડે છે. એ સૂત્ર બતાવે છે કે નવી અધિરચનાના નવા "ઘડવૈયાઓ" માટે કયા વર્ગોની ઉપર આધાર રાખવાનું શક્ય અને આવશ્યક છે, નવી અધિરચનાનું સ્વરૂપ કેવું હોવું જોઈએ (સમાજવાદી સરમુખત્યારીથી ભિન્ન એવી "લોકશાહીવાદી" સરમુખત્યારી), અને તેને કેવી રીતે બાંધવી જોઈએ (સરમુખત્યારી મારફત, અર્થાત્ પ્રતિકારને બળજોરીથી દબાવી દઈને અને જનતાના ક્રાંતિકારી વર્ગોને હથિયારો પૂરાં પાડીને). ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારીના આ સૂત્રને, ક્રાંતિકારી સેનાના સૂત્રને, ક્રાંતિકારી સરકારના સૂત્રને, અને ક્રાંતિકારી કિસાન સમિતિઓના સૂત્રને, હવે માન્યતા આપવાનો ઈનકાર કરનારો કોઈ પણ માણસ ક્રાંતિનાં કર્તવ્યોને કાં તો બિલકુલ સમજતો જ નથી, વર્તમાન પરિસ્થિતિમાં આવશ્યક બની જતાં નવાં અને ઉચ્ચતર કક્ષાનાં કર્તવ્યો નિરૂપી શકતો નથી, અથવા જનતાનો વિશ્વાસઘાત કરે છે, ક્રાંતિનો દ્રોહ કરે છે, અને "ક્રાંતિ"ના સૂત્રનો ગેરઉપયોગ કરે છે.

કોમરેડ માર્તીનોવ અને તેના મિત્રો પહેલા પ્રકારનું ઉદાહરણ અને મિસ્ટર

સ્રૂવે તેમ જ આખી "બંધારણીય-લોકશાહીવાદી" 'ઝેમ્સ્ત્વો' પાર્ટી બીજા પ્રકારનું ઉદાહરણ પૂરું પાડે છે.

કોમરેડ માર્તીનોવ એટલો બાહોશ અને ચાલાક છે કે જ્યારે ક્રાંતિના વિકાસને કારણે ક્રાંતિનાં કર્તવ્યો સરમુખત્યારીના સૂત્ર વડે નિરૂપવાનું જરૂરી બની ગયું હતું ત્યારે જ તેણે અમારી ઉપર ક્રાંતિની તથા સરમુખત્યારીની વિભાવનાઓની "ફેરબદલી" કરી હોવાનો આક્ષેપ મૂક્યો. કોમરેડ માર્તીનોવ ફરી વાર કમનસીબીનો ભોગ બનીને પાછળ રહી ગયો, છેલ્લી કક્ષાથી પહેલાંની કક્ષાએ જ અટકી પડ્યો, **'ઓસ્વોબોઝદેનિયે'ની કક્ષામાં અટવાઈ ગયો**, કારણ કે હાલના સમયે (શબ્દોમાં) "ક્રાંતિ"ને માન્યતા આપવી અને સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજાની લોકશાહીવાદી સરમુખત્યારીને (અર્થાત્ કૃત્યમાં ક્રાંતિને) માન્યતા આપવાનો ઇનકાર કરવો એટલે 'ઓસ્વોબોઝદેનિયે'નું રાજકીય ધોરણ અપનાવી લેવું, ઉદારમતવાદી રાજશાહીવાદી મૂડીદાર વર્ગના હિતનું કામ કરવું. ઉદારમતવાદી મૂડીદાર વર્ગ હવે પોતાને મિસ્ટર સ્રૂવેની મારફત ક્રાંતિના પક્ષે જાહેર કરી રહ્યો છે. વર્ગજાગૃત સર્વહારા વર્ગ ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓની મારફત સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની સરમુખત્યારીની માંગ ઉઠાવી રહ્યો છે. એવે તબક્કે નવીન-'ઈસ્ક્રા'પંથી દોઢડાહ્યો વાદવિવાદમાં માથું મારીને પોકારી ઊઠે છે: "સરમુખત્યારી અને ક્રાંતિના વિચારોની 'ફેરબદલી' કરવાની હિંમત કરતા નહિ!" જોઈ લો, શું એ વાત ખરી નથી કે નવીન-'ઈસ્ક્રા'પંથીઓનું ગલત ધોરણ તેમને 'ઓસ્વોબોઝદેનિયે' વહેણને છેવાડે જ સતત ઘસડાતા રહેવાની હાલતમાં ધકેલી દે છે?

અમે બતાવી આપ્યું કે 'ઓસ્વોબોઝદેનિયે' લોકો લોકશાહીવાદને માન્ય કરવાની બાબતમાં એક એક પગથિયું ઉપર ચડી રહ્યા છે (સામાજિક-લોકશાહીવાદીઓ તરફથી મારવામાં આવતા હડસેલાઓ વગર તો નહિ જ). શરૂઆતમાં અમારી વચ્ચેના વિવાદનો મુદ્દો આવો હતો: શીપોવપંથ (અધિકારો અને સત્તાધારી 'ઝેમ્સ્ત્વો') કે બંધારણવાદ? પછી મુદ્દો આવો હતો: મર્યાદિત મતાધિકાર કે સાર્વજનીન મતાધિકાર? આગળ જતાં: ક્રાંતિને માન્યતા, કે આપખુદશાહીની જોડે ફેરિયાની સોદાબાજી? છેલ્લે હવે મુદ્દો આવો છે: સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની સરમુખત્યારી વગર ક્રાંતિને માન્યતા કે લોકશાહીવાદી ક્રાંતિમાં એ વર્ગોની સરમુખત્યારીની માંગને માન્યતા? શક્ય અને સંભવિત છે કે સર્વશ્રી 'ઓસ્વોબોઝદેનિયે'પંથીઓ (એથી કશો ફરક નથી પડતો કે હાલના યા મૂડીવાદી લોકશાહીવાદીઓની ઉદ્દામ પાંખમાં તેમના પુરોગામીઓ) વધુ

એક પગથિયું ઉપર ચડશે, એટલે કે સમય જતાં (કદાચ કોમરેડ માર્તીનોવ વધુ એક પગથિયું ઉપર ચડે ત્યાં સુધીમાં) સરમુખત્યારીના સૂત્રને પણ માન્ય કરી લેશે. રશિયન ક્રાંતિ આગળ ધપવાનું ચાલુ રાખશે અને નિર્ણાયક વિજય હાંસલ કરી લેશે તો અનિવાર્ય રીતે એમ બનશે જ. એ વખતે સામાજિક-લોકશાહીવાદ કેવું ધોરણ લેશે? વર્તમાન ક્રાંતિના સંપૂર્ણ વિજયથી લોકશાહીવાદી ક્રાંતિની પરિસમાપ્તિ અને સમાજવાદી ક્રાંતિ માટેના મક્કમ સંઘર્ષનો આરંભ અંકિત થશે. કિસાનપ્રજાની હાલની માંગોની સિદ્ધિ, પ્રત્યાઘાતનો સખત પરાજય, અને લોકશાહીવાદી પ્રજાસત્તાકની સ્થાપનામાં મૂડીદાર વર્ગની તેમ જ નિમ્ન-મૂડીવાદી વર્ગનીયે ક્રાંતિકારિતાની આખરી સીમા અને સમાજવાદ માટે સર્વહારા વર્ગના ખરા સંઘર્ષનો આરંભ અંકિત થઈ જશે. લોકશાહીવાદી ક્રાંતિ જેમ જેમ વધારે પરિપૂર્ણ બનતી જશે તેમ તેમ એ સંઘર્ષનો વિકાસ વધારે ઝડપી, વધારે વ્યાપક, વધારે નિર્મળ, અને વધારે નિર્ણાયક બનતો જશે. "લોકશાહીવાદી" સરમુખત્યારીનું સૂત્ર વર્તમાન ક્રાંતિના ઐતિહાસિક રીતે મર્યાદિત સ્વરૂપને, તેમ જ સમગ્ર જુલમ તથા શોષણથી કામદાર વર્ગની સંપૂર્ણ મુક્તિ માટે નવી પદ્ધતિના આધારે નવા સંઘર્ષની આવશ્યકતાને, વ્યકત કરે છે. બીજા શબ્દોમાં કહીએ તો જ્યારે લોકશાહીવાદી મૂડીદાર વર્ગ કે નિમ્ન-મૂડીવાદી વર્ગ વધુ એક પગથિયું ઉપર ચડશે, કેવળ ક્રાંતિ જ નહિ પરંતુ ક્રાંતિનો નિર્ણાયક વિજય વાસ્તવિક પરિસ્થિતિ બની જશે, ત્યારે આપણે લોકશાહીવાદી સરમુખત્યારીનું સૂત્ર "બદલાવી નાખીને" સર્વહારા વર્ગની સમાજવાદી સરમુખત્યારીનું, અર્થાત્ પૂર્ણ સમાજવાદી ક્રાંતિનું, સૂત્ર અપનાવી લઈશું (નવા અને ભાવિ માર્તીનોવો એ વખતે કદાચ ભયત્રસ્ત દેકારા કરવા લાગશે).

### ૩. સરમુખત્યારીનું અધમ-મૂડીવાદી ચિત્રણ અને તેના સંબંધમાં માર્ક્સના વિચારો

૧૮૪૮ના 'નોયે રાઈનિશે ત્સાઇતુંગ'માંના માર્ક્સના લેખો વિશે મેહરિંગે પ્રકાશિત કરેલી પોતાની ટિપ્પણીઓમાં તેણે જણાવ્યું છે તે મુજબ, મૂડીવાદી સાહિત્યમાં કરવામાં આવેલી એ અખબારની નિંદામાં એવો આક્ષેપ પણ સામેલ હતો કે "લોકશાહી સિદ્ધ કરવાના એકમાત્ર ઉપાય તરીકે સરમુખત્યારી તત્કાળ દાખલ કરવાની" (માર્ક્સ, 'નાખલાસ', ગ્રંથ ૩, પૃષ્ઠ ૫૩) માંગ 'નોયે રાઈનિશે ત્સાઇતુંગે' કરી હતી. અધમ-મૂડીવાદી દૃષ્ટિએ સરમુખત્યારીની વિભાવના અને લોકશાહીની વિભાવના એકબીજાથી તદ્દન અલગ હોય છે. વર્ગસંઘર્ષના

સિદ્ધાંતને ન સમજતો અને રાજકારણના મેદાનમાં વિવિધ મૂડીવાદી વર્તુળો તથા ટોળકીઓના કજિયાકંકાસ જોવા ટેવાયેલો મૂડીવાદી સરમુખત્યારીનો એવો અર્થ તારવે છે કે તેમાં લોકશાહીની તમામ આઝાદીઓ તથા બાંયધરીઓને ખતમ કરી નાખવામાં આવે, દરેક જાતની આપખુદી ચલાવવામાં આવે, અને સરમુખત્યારના વ્યક્તિગત હિતમાં સત્તાનો દરેક જાતનો ગેરઉપયોગ કરવામાં આવે. આપણા માર્તીનોવનાં લખાણોમાં ચોક્કસ એ જ અધમ-મૂડીવાદી વિચાર વ્યક્ત થયો છે. તેણે નવીન 'ઈસ્ક્રા'માં પોતાની "નવી ઝુંબેશ" પૂરી કરતી વેળા જણાવ્યું છે કે સરમુખત્યારીના સૂત્રની 'વ્પેર્યોદ' તથા 'પ્રોલેતારી'ની તરફદારીમાં લેનિનની "પોતાનું કિસ્મત અજમાવવાની ઉન્માદી ઝંખના" કારણભૂત છે ('ઈસ્ક્રા' અંક ૧૦૩, પૃષ્ઠ ૩, કૉલમ ૨). આ સરસ નિરૂપણ અને 'નોયે રાઈનિશે ત્સાઇતુંગ'ની ઉપર લગાવવામાં આવેલા મૂડીવાદી આક્ષેપની કક્ષા બરાબર એકસરખી જ છે. એટલે જ માર્ક્સને પણ ક્રાંતિ અને સરમુખત્યારીની વિભાવનાઓની "ફેરબદલી" કરવા બદલ વગોવવામાં આવ્યા હતા — ફરક માત્ર એટલો જ છે — વગોવણી કરનારા સામાજિક-લોકશાહીવાદીઓ નહિ પરંતુ મૂડીવાદી ઉદારમતવાદીઓ હતા. વ્યક્તિગત સરમુખત્યારીથી નિરાળી વર્ગીય સરમુખત્યારીની વિભાવના અને સમાજવાદી સરમુખત્યારીનાં કર્તવ્યોથી નિરાળાં લોકશાહીવાદી સરમુખત્યારીનાં કર્તવ્યો માર્તીનોવને સમજાવવા માટે 'નોયે રાઈનિશે ત્સાઇતુંગ'ના વિચારોની છણાવટ અસ્થાને નહિ ગણાય.

૧૮૪૮ના સપ્ટેંબરની ૧૪મી તારીખે 'નોયે રાઈનિશે ત્સાઇતુંગ'માં લખવામાં આવ્યું હતું કે "ક્રાંતિ પછી રાજ્યની કોઈ પણ કામચલાઉ સંઘટનામાં સરમુખત્યારી, અને તે પણ જોમદાર સરમુખત્યારી, જરૂરી હોય છે. અમે શરૂઆતથી જ કામ્પહાઉસેનની (૧૮૪૮ના માર્ચની ૧૮મી તારીખ પછી પ્રધાનમંડળનો અધ્યક્ષ) ટીકા કરતા રહ્યા છીએ કે તેણે "સરમુખત્યારી અમલમાં ન મૂકી, પુરાણી સંસ્થાઓના અવશેષોને છિન્નભિન્ન અને ખતમ ન કરી નાખ્યા. અને મિસ્ટર કામ્પહાઉસેન બંધારણીય ભ્રમોની તંદ્રામાં ડૂબેલો રહ્યો તે દરમિયાન પરાજિત પાર્ટીએ (અર્થાત્ પ્રત્યાઘાતની પાર્ટીએ) નોકરશાહીમાં તથા સેનામાં પોતાની સ્થિતિ મજબૂત બનાવી લીધી અને તે ક્યાંક ક્યાંક ખુલ્લા સંઘર્ષની હિંમત પણ કરવા લાગી."[58]

મેહરિંગ સમુચિત રીતે જ જણાવે છે કે 'નોયે રાઈનિશે ત્સાઇતુંગ'માં કામ્પહાઉસેન પ્રધાનમંડળ વિશે લાંબા લેખોમાં વિગતવાર કરવામાં આવેલા પૂરા નિરૂપણનો સારાંશ આ શબ્દોમાં થોડાંક વિધાનોના રૂપમાં રજૂ થઈ જાય છે.

માર્ક્સના આ શબ્દો શું જણાવે છે? એમ જ કે કામચલાઉ ક્રાંતિકારી સરકારે સરમુખત્યારી અમલમાં મૂકવી જ જોઈએ (આ વિધાનને 'ઈસ્ક્રા' મુદ્દલ સમજી ન શક્યું કારણ કે તે સરમુખત્યારીના સૂત્રથી શરમાતું હતું), અને એવી સરમુખત્યારીનું કર્તવ્ય પુરાણી સંસ્થાઓના અવશેષોને ખતમ કરી નાખવાનું છે (અમે ઉપર બતાવી ચૂક્યા છીએ તે મુજબ, રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના ઠરાવમાં પ્રતિક્રાંતિ સામેના સંઘર્ષ વિશે બરાબર એ જ વાત સાફ જણાવવામાં આવી છે પરંતુ સંમેલનના ઠરાવમાં તે સામેલ નથી). છેલ્લો અને ત્રીજો મુદ્દો—એ શબ્દોમાંથી તારવણી નીકળે છે કે માર્ક્સે મૂડીવાદી લોકશાહીવાદીઓને ક્રાંતિ તથા ખુલ્લા આંતરવિગ્રહના સમયમાં "બંધારણીય ભ્રમો" સેવવા બદલ ધધડાવી નાખ્યા હતા. એ શબ્દોનો અર્થ ૧૮૪૮ના જૂનની છઠ્ઠી તારીખના 'નોયે રાઈનિશે ત્સાઈતુંગ'માં છપાયેલા લેખમાં વિશેષ રૂપે સ્પષ્ટ થઈ જાય છે. માર્ક્સે તેમાં લખેલું કે "પ્રજાકીય બંધારણસભાએ સૌપ્રથમ તો સક્રિય, ક્રાંતિકારી-સક્રિય, સભા બની રહેવું જોઈએ. પરંતુ ફ્રૅંકફોર્ટની સભા સંસદપદ્ધતિ વિશે નિશાળ જેવા પાઠ ભણવામાં ગૂંથાઈ ગઈ છે અને સરકારને કદમો ઉઠાવવા દે છે. ધારો કે વિદ્વાનોની એ સભા પુખ્ત વિચારણા પછી ઉત્તમ શક્ય કાર્યસૂચિ અને ઉત્તમ બંધારણ ઘડવામાં સફળ થઈ જાય, પરંતુ દરમિયાનમાં જર્મન સરકારે બંદૂકને કાર્યસૂચિ બનાવી દીધી હોય તો ઉત્તમ શક્ય કાર્યસૂચિ અને ઉત્તમ બંધારણ શા કામમાં આવવાનાં છે?"[59]

સરમુખત્યારીના સૂત્રનો અર્થ એવો છે. તેમાંથી આપણે સમજી શકીએ કે "બંધારણસભા ભરવાના નિર્ણય"ને નિર્ણાયક વિજય ગણાવનારા અથવા આપણને "ઉગ્ર વિરોધની પાર્ટી બની રહેવાની" શિખામણ આપનારા ઠરાવો પ્રત્યે માર્ક્સે કેવું વલણ લીધું હોત!

રાષ્ટ્રોના જીવનમાં મહત્ત્વના સવાલો માત્ર બળજોરીથી જ પતાવવામાં આવતા હોય છે. સામાન્ય રીતે પહેલાં તો પ્રત્યાઘાતી વર્ગો જ જુલમની, આંતરવિગ્રહની, રીતો અજમાવતા હોય છે; પહેલાં તો તેઓ જ બંદૂકને કાર્યસૂચિ બનાવી દેતા હોય છે, રશિયન આપખુદશાહી જાન્યુઆરીની નવમી તારીખથી દરેક ઠેકાણે પદ્ધતિસર અને અડગતાથી એમ જ કરી રહી છે. અને એવી પરિસ્થિતિ પેદા થઈ ગઈ છે, બંદૂક રાજકીય કાર્યસૂચિનો મુખ્ય મુદ્દો ખરેખર બની ગઈ છે, વિદ્રોહ તાકીદે આવશ્યક બની ગયો છે, એટલે બંધારણીય ભ્રમો અને સંસદ પદ્ધતિ વિશે નિશાળ જેવા પાઠ તો ક્રાંતિના મૂડીવાદી દ્રોહને છુપાવી રાખવાનો પડદો જ બની રહે છે, એ હકીકતને છુપાવી રાખવાનો પડદો જ

બની રહે છે કે મૂડીદાર વર્ગ ક્રાંતિથી "ભડકી રહ્યો" છે. એવા સંજોગોમાં ખરા ક્રાંતિકારી વર્ગે ચોક્કસ રૂપે સરમુખત્યારીનું જ સૂત્ર રજૂ કરવું જોઈએ.

માર્ક્સે એવી સરમુખત્યારીનાં કર્તવ્યો વિશે 'નોયે રાઇનિશે ત્સાઇતુંગ'માં લખેલું: "કાલગ્રસ્ત સરકારોના પ્રત્યાઘાતી પ્રયાસોની સામે રાષ્ટ્રીય સભાએ સરમુખત્યારીની રીતનાં કદમો ઉઠાવવાં જોઈતાં હતાં, અને એ રીતે લોકમતની તાકાત હાંસલ કરી લેવી જોઈતી હતી, એવી તાકાતની સામે ટકરાતી તમામ બંદૂકોના ભુક્કા ઊડી ગયા હોત... પરંતુ આ સભા તો જર્મન જનતાને પોતાને પક્ષે કરી લેવાને બદલે અથવા તેને પક્ષે ખેંચાઈ જવાને બદલે લોકોને કંટાળો જ આપી રહી છે.[60]" માર્ક્સના અભિપ્રાય મુજબ, રાષ્ટ્રીય સભાએ "જર્મનીમાં વાસ્તવિક હયાતી ધરાવતા શાસનમાંથી જનતાની સર્વોપરિતાના સિદ્ધાંતનો વિરોધ કરતું હોય એવું બધું ખતમ કરી નાખવું" જોઈતું હતું, અને પછી તેણે "ક્રાંતિ મારફત હાંસલ થયેલી સર્વોપરિતાને સઘળા હુમલાઓની સામે સલામત બનાવી દેવાના આશયે પોતાના પગ નીચેની આધારભૂમિને વધારે મજબૂત બનાવી લેવી જોઈતી હતી."[61]

એટલે, માર્ક્સે ૧૮૪૮માં ક્રાંતિકારી સરકાર અથવા સરમુખત્યારી માટે નિર્ધારિત કરેલાં કર્તવ્યોનો અર્થ અંતસ્તત્ત્વની દૃષ્ટિએ સૌપ્રથમ તો **લોકશાહીવાદી** ક્રાંતિનો હતો: પ્રતિક્રાંતિની સામે સંરક્ષણ અને જે કંઈ જનતાની સર્વોપરિતાનો વિરોધ કરતું હોય તે સર્વનો વાસ્તવિક ખાતમો. આ તો ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી જ છે, બીજું કશું જ નહિ.

આગળ: માર્ક્સના અભિપ્રાયમાં કયા વર્ગો માટે એ કર્તવ્ય (જનતાની સર્વોપરિતાના સિદ્ધાંતને કૃત્યોમાં પૂરેપૂરો અમલી બનાવવાનું અને પ્રતિક્રાંતિના હુમલાઓને મારી હઠાવવાનું) પાર પાડવાનું શક્ય અને જરૂરી હતું? માર્ક્સે "જનતા"નો ઉલ્લેખ કર્યો છે. પરંતુ આપણે જાણીએ છીએ કે "જનતા"ની એકતા અને જનતાની અંદર વર્ગસંઘર્ષની ગેરહાજરી વિશેના મૂડીવાદી ભ્રમોની સામે તેમણે હંમેશાં કટ્ટર લડત ચલાવી હતી. "જનતા" શબ્દનો ઉપયોગ કરવામાં માર્ક્સે વર્ગીય તફાવતોને ઢાંકી નહોતા દીધા પરંતુ ક્રાંતિને પરિસમાપ્તિની કક્ષાએ પહોંચાડવાનું સામર્થ્ય ધરાવતાં ચોક્કસ તત્ત્વોની એકતા સાધી હતી.

'નોયે રાઇનિશે ત્સાઇતુંગ'માં લખવામાં આવ્યું કે માર્ચની ૧૮મી તારીખે બર્લિનના સર્વહારાઓના વિજય પછી ક્રાંતિનાં પરિણામો દ્વિવિધ સાબિત થઈ ગયાં: એક તરફ તો જનતાના હાથમાં હથિયારો, સંમિલનનો અધિકાર, જનતાની સર્વોપરિતાની વાસ્તવિક સિદ્ધિ; બીજી તરફ, રાજશાહી અને કામ્પહાઉસેન-

હાન્ઝેમાન પ્રધાનમંડળ, અર્થાત્ મોટા મૂડીદાર વર્ગના પ્રતિનિધિઓની સરકાર, ચાલુ રહ્યાં. એમ, ક્રાંતિનાં પરિણામોની બે અલગ હારમાળાઓ હતી જે અનિવાર્ય રીતે અલગ અલગ દિશાઓમાં જ જવાની હતી. જનતાએ વિજય સિદ્ધ કરી લીધો, ચોક્કસ લોકશાહીવાદી સ્વરૂપની આઝાદીઓ હાંસલ કરી લીધી; પરંતુ તાત્કાલિક સત્તા તેના હાથમાં ન આવી, મૂડીદાર વર્ગના હાથમાં આવી ગઈ. ટૂંકામાં, ક્રાંતિ પરિસમાપ્તિની કક્ષાએ ન પહોંચી. જનતાએ મોટા મૂડીદારોના પ્રતિનિધિઓને પ્રધાનમંડળ સ્થાપવા દીધું, અને એ પ્રતિનિધિઓએ પુરાણા પ્રશિયન ઉમરાવ વર્ગ તથા નોકરશાહીને એકસંપીની દરખાસ્ત કરીને પોતાની મુરાદ જાહેર કરી દીધી. આર્નિમ, કાનિત્ઝ, અને શ્વેરિન પ્રધાનમંડળમાં સામેલ થઈ ગયા.

"**સદા ક્રાંતિવિરોધી ઉપલા મૂડીદાર વર્ગે જનતાની, એટલે કે કામદારો તથા લોકશાહીવાદી મૂડીદાર વર્ગની, બીકે પ્રત્યાઘાતીઓની સાથે રક્ષણાત્મક તથા આક્રમક એકસંપી સાધી લીધી.**"[62] (શબ્દો ઉપર ભાર અમે મૂક્યો છે.)

એ રીતે, કેવળ "બંધારણસભા ભરવાનો નિર્ણય" જ નહિ પરંતુ બંધારણસભા ભરવાનું વાસ્તવિક કદમ પણ ક્રાંતિના નિર્ણાયક વિજય માટે અપૂરતું છે! હથિયારબંધ સંઘર્ષમાં આંશિક વિજય (૧૮૪૮ના માર્ચની ૧૮મી તારીખે સિપાહીઓની ઉપર બર્લિનના કામદારોનો વિજય) પછીયે "અપૂર્ણ" ક્રાંતિ, "પરિસમાપ્તિની કક્ષાએ પહોંચાડવામાં ન આવી હોય એવી" ક્રાંતિ, શક્ય છે. તો પછી તેની પરિસમાપ્તિનો મદાર શાની ઉપર હોય છે? તેનો મદાર એ હકીકત ઉપર હોય છે કે તાત્કાલિક સત્તા કોના હાથમાં જાય છે—પેત્રુન્કેવિચો તથા રોદિચેવોના હાથમાં, એટલે કે કામ્પહાઉસેનો તથા હાન્ઝેમાનોના હાથમાં, જાય છે કે **જનતાના** હાથમાં, અર્થાત્ કામદારો તથા લોકશાહીવાદી મૂડીદાર વર્ગના હાથમાં, જાય છે? પહેલા સંજોગમાં સત્તા મૂડીદાર વર્ગના કબજામાં રહે અને સર્વહારા વર્ગને "ટીકાની આઝાદી" મળે, "ઉગ્ર ક્રાંતિકારી વિરોધની પાર્ટી બની રહેવાની" આઝાદી મળે. મૂડીદાર વર્ગ વિજય પછી તરત જ પ્રત્યાઘાતીઓની જોડે એકસંપી સાધી લે (રશિયામાં પણ, દાખલા તરીકે, જો સેંટ-પિટર્સબર્ગના કામદારોએ રસ્તાઓ પર સિપાહીઓ સાથેની ઝપાઝપીઓમાં કેવળ આંશિક વિજય જ હાંસલ કર્યો હોત અને સરકાર સ્થાપવાનું સર્વશ્રી પેત્રુન્કેવિચોની કંપની માટે છોડી દીધું હોત તો તેનું પરિણામ અનિવાર્ય રીતે એવું જ આવ્યું હોત). બીજા સંજોગમાં, ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી, અર્થાત્ ક્રાંતિનો સંપૂર્ણ વિજય, શક્ય બને.

હવે વધારે ચોકસાઈથી સમજી લેવાનું બાકી રહે છે કે લોકશાહીવાદી મૂડીદાર વર્ગ અને કામદારોને એકત્રિત રૂપમાં મોટા મૂડીદાર વર્ગથી સાવ ભિન્ન જનતા ગણાવવામાં "લોકશાહીવાદી મૂડીદાર વર્ગ"નો (demokratische Bürgerschaft) અર્થ માર્ક્સ વાસ્તવમાં કેવો કરતા હતા.

૧૮૪૮ના જુલાઈની ૨૯મી તારીખના 'નોયે રાઈનિશે ત્સાઇતુંગ'માં છપાયેલા લેખમાંથી નીચે ટાંકેલા અવતરણમાં એ સવાલનો સાફ જવાબ મળે છે: "...૧૮૪૮ની જર્મન ક્રાંતિ તો ૧૭૮૯ની ફ્રેંચ ક્રાંતિની કેવળ પરિહાસ નકલ જ છે.

"૧૭૮૯ના ઑગસ્ટની ચોથી તારીખે, બૅસ્ટીલ ઉપરના હલ્લા પછી ત્રણ અઠવાડિયે, ફ્રેંચ જનતાએ એક જ દિવસમાં સમગ્ર સામંતી દાસતાને ખતમ કરી નાખી.

"૧૮૪૮ના જુલાઈની ૧૧મી તારીખે, માર્ચની નાકાબંધીઓ પછી ચાર મહિને, જર્મન જનતાની ઉપર સામંતી દાસતાની આણ ફેલાઈ ગઈ. Teste Gierke cum Hansemanno.*

"૧૭૮૯ના ફ્રેંચ મૂડીદાર વર્ગે પોતાના સંગાથીઓને, કિસાનોને, એક પળ પણ પડતા નહોતા મૂકી દીધા. તેને ખબર હતી કે તેના શાસનનો આધાર ગ્રામવિસ્તારોમાં સામંતી પ્રથાની નાબૂદીમાં જ, મુક્ત જમીનમાલિક (grundbesitzenden) કિસાન વર્ગના સર્જનમાં જ, સમાયેલો છે.

"૧૮૪૮નો જર્મન મૂડીદાર વર્ગ જરાય અચકાયા વગર કિસાનોનો,

---

* "સાક્ષીઓ: મિસ્ટર ગીર્કેની સાથે મિસ્ટર હાન્ઝેમાન." હાન્ઝેમાન પ્રધાન અને મોટા મૂડીદાર વર્ગનો પ્રતિનિધિ હતો (એ પ્રકારના રશિયન નમૂનાઓ: ત્રુબેત્સ્કોય અથવા રોદિચેવ, અને તેમના જેવા માણસો); હાન્ઝેમાન પ્રધાનમંડળમાં ગીર્કે ખેતીવાડીનો પ્રધાન હતો, તેણે જાહેરાત મુજબ તો "વિના વળતર" "સામંતી દાસતાને નાબૂદ કરી નાખવાની" યોજના, "હિમંતભરી" યોજના, ઘડી કાઢી હતી, પરંતુ એ યોજના માત્ર નાના તથા બિનમહત્ત્વના પ્રકારની દાસતાને નાબૂદ કરી નાખવાની અને વધારે મહત્ત્વના પ્રકારની દાસતાને કાં તો જાળવી રાખવાની અથવા તેના ખાતમાનું વળતર ચૂકવવાની યોજના હતી. મિસ્ટર ગીર્કે રશિયન કાબ્લુકોવો, માનુઈલોવો, હેર્ત્ઝેનશ્તેઇનો, અને ખેડૂતના એવા જ મૂડીવાદી ઉદારમતવાદી મિત્રોને મળતો આવતો હતો. એ લોકો "કિસાન જમીનમાલિકીને વિસ્તારવા" તો માગે છે પરંતુ જમીનદારોને દુભાવવા તૈયાર નથી.

પોતાના તદ્દન સ્વાભાવિક સંગાથીઓનો, પોતાના સ્વજનોનો, જેના વગર પોતે ઉમરાવ વર્ગની સામે નાકૌવત બની રહે છે એ કિસાનોનો, દ્રોહ કરી રહ્યો છે.

"સામંતી અધિકારોની જાળવણી, (ભ્રમભર્યા) છુટકારા માટેની ચૂકવણીઓના બહાના હેઠળ તેમને બહાલી—૧૮૪૮ની જર્મન ક્રાંતિનો અંજામ એવો છે. પહાડ તો ખોદી નાખ્યો પણ તેમાંથી માત્ર ઉંદર જ નીકળ્યો."[63]

આ અવતરણ ખૂબ જ બોધપ્રદ છે અને આપણને ચાર મહત્ત્વનાં વિધાનો પૂરાં પાડે છે: ૧) અપૂર્ણ જર્મન ક્રાંતિ અને પરિપૂર્ણ ફ્રેંચ ક્રાંતિ વચ્ચેનો તફાવત એ છે કે જર્મન મૂડીદાર વર્ગે કેવળ સામાન્ય રૂપે લોકશાહીને જ નહિ પરંતુ વિશેષ રૂપે કિસાનપ્રજાને પણ દગો દીધો. ૨) કિસાનોના મુક્ત વર્ગનું સર્જન લોકશાહીવાદી ક્રાંતિની પરિસમાપ્તિનો આધાર છે. ૩) એવા વર્ગના સર્જનનો અર્થ સામંતી દાસતાની નાબૂદી છે, સામંતી પ્રથાની નાબૂદી છે, પરંતુ તેનો અર્થ સમાજવાદી ક્રાંતિ હજી નથી. ૪) કિસાનો મૂડીદાર વર્ગના, એટલે કે લોકશાહીવાદી મૂડીદાર વર્ગના, "તદ્દન સ્વાભાવિક" સંગાથીઓ છે, કિસાનો વગર મૂડીદાર વર્ગ પ્રત્યાઘાતની સામે "નાકૌવત" બની રહે છે.

નક્કર રાષ્ટ્રીય વિશિષ્ટતાઓ મુજબ જરૂરી ફેરફાર કરવામાં આવે અને સામંતી પ્રથાની જગ્યાએ ખેતગુલામીને મૂકી દેવામાં આવે તો આ વિધાનો ૧૯૦૫ના રશિયાને બરાબર લાગુ થાય એવાં છે. જરાય શંકા વગર કહી શકાય કે માર્ક્સે વર્ણવેલા જર્મનીના અનુભવનો આપણે લાભ લઈએ તો ક્રાંતિના નિર્ણાયક વિજય માટે સર્વહારા વર્ગ અને કિસાનપ્રજાની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારીના સૂત્ર સિવાય બીજું કોઈ સૂત્ર તારવી શકાય જ નહિ. એ વાતમાં શંકાને મુદ્દલ સ્થાન નથી જ કે ૧૮૪૮માં માર્ક્સે પ્રતિકાર કરતા પ્રત્યાઘાતીઓ તથા દગાખોર મૂડીદાર વર્ગની વિરુદ્ધ મૂકેલી "જનતા"નાં મુખ્ય ઘટકો સર્વહારા વર્ગ અને કિસાનપ્રજા જ છે. એ વાતમાં શંકાને મુદ્દલ સ્થાન નથી જ કે રશિયામાં પણ ઉદારમતવાદી મૂડીદાર વર્ગ અને 'ઓસ્વોબોઝદેનિયે' લીગના સજજનો કિસાનપ્રજાનો દ્રોહ કરી રહ્યા છે અને દ્રોહ કરશે જ, એટલે કે નકલી સુધારા પૂરતા જ સીમિત રહેશે, જમીનદારો અને કિસાનપ્રજા વચ્ચેની નિર્ણાયક લડાઈમાં જમીનદારોનો પક્ષ લેશે. એ સંઘર્ષમાં માત્ર સર્વહારા વર્ગ જ કિસાનપ્રજાને આખર સુધી ટેકો આપવા શક્તિમાન છે. છેલ્લે—એ વાતમાં શંકાને મુદ્દલ સ્થાન નથી જ કે રશિયામાં પણ કિસાનોના સંઘર્ષની સફળતા, અર્થાત્ સઘળી જમીન કિસાનોને સુપરત કરી દેવાની ઘટના, પરિપૂર્ણ લોકશાહીવાદી ક્રાંતિને

અંકિત કરશે, ક્રાંતિને પરિસમાપ્તિની કક્ષાએ પહોંચાડી દેતો સામાજિક આધાર બની રહેશે, પરંતુ તે સમાજવાદી ક્રાંતિ અથવા નિમ્ન-મૂડીવાદી વર્ગના વિચારકો, સમાજવાદી-ક્રાંતિકારીઓ, જેની વાતો કરતા રહે છે એવું "સમાજીકરણ" કોઈ રીતે નહિ જ હોય. કિસાન વિદ્રોહની સફળતાથી તો, લોકશાહીવાદી ક્રાંતિના વિજયથી તો, લોકશાહીવાદી પ્રજાસત્તાકના આધારે સમાજવાદના ખરા તથા નિર્ણાયક સંઘર્ષનો માર્ગ જ ખાલી મોકળો થશે. હાલ લોકશાહી માટેના સંઘર્ષમાં મૂડીદાર વર્ગ જે વિશ્વાસઘાતી, અસ્થિર ભૂમિકા ભજવી રહ્યો છે એવી જ ભૂમિકા સમાજવાદના સંઘર્ષમાં કિસાનપ્રજા મિલકતદાર વર્ગ તરીકે ભજવશે. આ વાત ભૂલી જવી એટલે સમાજવાદને ભૂલી જવો, સર્વહારા વર્ગનાં ખરાં હિતો તથા કર્તવ્યોમાં સંબંધમાં ખુદ પોતાની જોડે તેમ જ બીજા લોકોની જોડે છળ કરવો.

૧૮૪૮માં માર્ક્સે અપનાવેલા વિચારોની રજૂઆતમાં કશું બાકી ન રહી જાય એટલા માટે એ વખતના જર્મન સામાજિક-લોકશાહીવાદ (અથવા એ જમાનાની ભાષાનો ઉપયોગ કરીએ તો સર્વહારા વર્ગની કોમ્યુનિસ્ટ પાર્ટી) અને વર્તમાન સમયના રશિયન સામાજિક-લોકશાહીવાદ વચ્ચેના એક અગત્યના ફરકની નોંધ લેવાનું આવશ્યક છે. મેહરિંગ નીચે મુજબ જણાવે છે:

"'નોયે રાઈનિશે ત્સાઈતુંગ' રાજકારણના મેદાનમાં 'લોકશાહીના મુખપત્ર' તરીકે પ્રગટ થયું. તેનાં સઘળા લેખોમાં ઓતપ્રોત વલણ અંગે કશી ભૂલનો સંભવ નથી. પરંતુ સીધા અર્થમાં જોઈએ તો તે મૂડીદાર વર્ગનાં હિતોની વિરુદ્ધ સર્વહારા વર્ગનાં હિતોના સમર્થન કરતાં, આપખુદશાહી તથા સામંતી પ્રથાની વિરુદ્ધ મૂડીવાદી ક્રાંતિનાં હિતોનું સમર્થન, વધારે કરતું હતું. ક્રાંતિનાં વર્ષો દરમિયાન સ્વતંત્ર કામદાર વર્ગીય આંદોલન વિશે તેની કટારોમાં બહુ ઓછું જોવા મળશે, જોકે એક વાત કોઈએ ભૂલવી ન જોઈએ કે તેની સાથે સાથે જ કોલોન કામદાર સંઘનું[64] એક ખાસ મુખપત્ર પણ મોલ તથા શાપ્પેરના તંત્રીપણા હેઠળ અઠવાડિયામાં બે વાર પ્રગટ થતું હતું. ગમે તેમ પણ વર્તમાન સમયના વાચકને ખ્યાલ આવશે જ કે 'નોયે રાઈનિશે ત્સાઈતુંગ'માં એ જમાનાના જર્મન કામદાર વર્ગીય આંદોલન ઉપર સાવ ઓછું ધ્યાન આપવામાં આવતું હતું, જોકે 'તેનાં સંચાલકોમાં સૌથી કાબેલ માણસ સ્ટેફાન બોર્ન પૅરિસ તથા બ્રસેલ્સમાં માર્ક્સ તથા એંગેલ્સનો શિષ્ય હતો અને ૧૮૪૮માં બર્લિન ખાતે અખબારનો સંવાદદાતા હતો. બોર્ન પોતાનાં 'સંસ્મરણો'માં જણાવે છે કે કામદારોની અંદર મારી ચળવળ પ્રવૃત્તિ અંગે નામંજૂરીનો એક શબ્દ પણ માર્ક્સ તથા એંગેલ્સે કદી

કહ્યો નહોતો. પરંતુ ઍંગેલ્સના ત્યાર બાદનાં નિવેદનો પૂરો સંભવ બતાવે છે કે તેમને કંઈ નહિ તો એ ચળવળની રીતો અંગે અસંતોષ હતો. તેમનો અસંતોષ એટલા પૂરતો વાજબી હતો કે એ વખતે જર્મનીના મોટા ભાગમાં સર્વહારા વર્ગની હજુ તદ્દન અવિકસિત વર્ગજાગૃતિના સંબંધમાં બોર્નને ઘણી છૂટછાટો, 'કોમ્યુનિસ્ટ જાહેરનામા'ની દૃષ્ટિએ ટીકાની કસોટીને પાર ન કરી શકે એવી છૂટછાટો, મૂકવી પડતી હતી. તેમનો અસંતોષ એટલા પૂરતો ગેરવાજબી હતો કે બોર્ને એવા સંજોગોમાં પણ પોતાની ચળવળ પ્રવૃત્તિનું પ્રમાણમાં ઊંચું ધોરણ જાળવી રાખ્યુ હતું... ઐતિહાસિક તથા રાજકીય દૃષ્ટિએ માર્ક્સ અને ઍંગેલ્સના એવા વિચારો નિ:શંક ખરા હતા કે કામદાર વર્ગનું મુખ્ય હિત મૂડીવાદી ક્રાંતિને બને એટલી આગળ ધપાવવામાં સમાયેલું છે... તેમ છતાં, કામદાર વર્ગીય આંદોલનની પ્રાથમિક સહજવૃત્તિ અત્યંત તેજસ્વી ચિંતકોની વિભાવનાઓને પણ કેવી રીતે સુધારી લઈ શકે છે તેની અદ્‌ભુત સાબિતી એ હકીકતમાં સાંપડે છે કે તેમણે ૧૮૪૯ના એપ્રિલમાં વિશિષ્ટ કામદાર સંગઠનની તરફેણમાં જાહેરાત કરી અને પૂર્વ એલ્બેના (પૂર્વ પ્રશિયાના) સર્વહારાઓ તરફથી આયોજાઈ રહેલી ખાસ કામદાર કૉંગ્રેસમાં ભાગ લેવાનું નક્કી કર્યું."

એ રીતે, માર્ક્સ અને ઍંગેલ્સે છેક ૧૮૪૯ના એપ્રિલમાં, ક્રાંતિકારી અખબાર લગભગ એક વરસથી પ્રગટ થતું રહેલું ('નોયે રાઇનિશે ત્સાઇતુંગ'નું પ્રકાશન ૧૮૪૮ના જૂનની પહેલી તારીખે શરૂ થયું હતું) ત્યાર પછી, વિશિષ્ટ કામદાર સંગઠનની તરફેણમાં જાહેરાત કરી હતી! ત્યાં સુધી તો તેઓ સ્વતંત્ર કામદાર પાર્ટી જોડે કોઈ જાતના સંબંધો વડે ન સંકળાયેલું ખાલી "લોકશાહીનું મુખપત્ર" જ ચલાવતા રહ્યા હતા. આપણા વર્તમાન સમયના દૃષ્ટિબિંદુએ જોતાં કદાચ ભયાનક અને અસંભવિત લાગે એવી એ હકીકત, એ દિવસોની જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટી અને આજની રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી વચ્ચેનો જબ્બર તફાવત સાફ બતાવી આપે છે. એ હકીકત બતાવી આપે છે કે આંદોલનનાં સર્વહારા વર્ગીય લક્ષણો, તેની ભીતરનો સર્વહારા વર્ગીય પ્રવાહ, જર્મન લોકશાહીવાદી ક્રાંતિમાં કેટલા ઓછા પ્રમાણમાં મોજૂદ હતાં (૧૮૪૮માં આર્થિક તેમ જ રાજકીય દૃષ્ટિએ જર્મનીની પછાત દશાને લીધે, તેની રાજ્ય તરીકેની એકતા ન હોવાને લીધે). એ ગાળા દરમિયાન અને ત્યાર પછી થોડાક સમયે માર્ક્સે સ્વતંત્ર સર્વહારા વર્ગીય પાર્ટી સંગઠિત કરવાની આવશ્યકતા વિશે ફરી ફરીને કરેલી જાહેરાતોની મુલવણીમાં આ બાબત ભુલાવી ન જોઈએ. માર્ક્સે એવો અમલી નિષ્કર્ષ કેવળ લોકશાહીવાદી

ક્રાંતિના અનુભવના પરિણામે જ, લગભગ એક વરસ પછી, તારવ્યો હતો — એ વખતે જર્મનીમાં પૂરું વાતવરણ એટલું કૂપમંડૂકતાનું, એટલું નિમ્ન-મૂડીવાદી હતું. આપણે માટે તો આ નિષ્કર્ષ આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદના અરધી સદીના સુખ્યાત અને સંગીન અનુભવની સિદ્ધિ સમો છે — આપણે રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીનું સંગઠન જેના આધારે શરૂ કર્યું હતું તે સિદ્ધિ સમો છે. આપણી બાબતમાં તો, દાખલા તરીકે, ક્રાંતિકારી સર્વહારા વર્ગીય અખબારો સર્વહારા વર્ગની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની બહાર કાયમ રહેવાનો, અથવા એક પળ માટે પણ ખાલી "લોકશાહીનાં મુખપત્રો" તરીકે પ્રગટ થવાનો, સવાલ ઊભો થઈ શકે જ નહિ.

પરંતુ માર્ક્સ અને સ્ટેફાન બોર્ન વચ્ચે માંડ છતો થવા લાગેલો વિરોધાત્મક ભેદ આપણી બાબતમાં એવા રૂપમાં હયાત છે કે જે આપણી ક્રાંતિના લોકશાહીવાદી ઝરણાની અંદર સર્વહારા વર્ગીય પ્રવાહની વધારે જોરદાર અભિવ્યક્તિને કારણે અધિક વિકસિત છે. સ્ટેફાન બોર્નની ચળવળ પ્રવૃત્તિ અંગે માર્ક્સ અને એંગેલ્સના અસંતોષનો ઉલ્લેખ કરતી વેળા મેહરિંગે પોતાના વિચારો વ્યકત કરવામાં નરમાશ તેમ જ ટાળવાની વૃત્તિ વધારે પડતી બતાવી છે. ૧૮૮૫માં એંગેલ્સે બોર્ન વિશે આ મુજબ લખેલું (૧૮૮૫માં ઝુરિખમાં પ્રકાશિત *Enthüllungen über den Kommunistenprozeß zu Köln**ની પ્રસ્તાવનામાં):

'કોમ્યુનિસ્ટ લીગ'ના[65] સભ્યો દરેક ઠેકાણે ઉગ્ર લોકશાહીવાદી આંદોલનને મોખરે રહ્યા હતા, અને એ રીતે તેમણે પુરવાર કરી દીધું હતું કે લીગ ક્રાંતિકારી પ્રવૃત્તિની ઉત્કૃષ્ટ શાળા હતી. "બ્રસેલ્સ તથા પૅરિસમાં લીગના સક્રિય સભ્ય તરીકે કાર્ય કરી ચૂકેલા કંપોઝીટર સ્ટેફાન બોર્ને બર્લિનમાં 'કામદાર બિરાદરી' (*Arbeiter verbrüderung*) સ્થાપી જે સારી પેઠે ફેલાઈ ગઈ અને ૧૮૫૦ સુધી હયાત રહી. બોર્ન બહુ પ્રતિભાવાન યુવક હતો પરંતુ તેને રાજકીય આગેવાન બની જવાની વધારે પડતી ઉતાવળ હતી. ટોળાં ભેગાં કરી દેવાના ઈરાદે તે સમાજના બેહદ પચરંગી ઉતાર (Kreti und Plethi) જેવા માણસો જોડે "હળમળ" કરતો રહેતો. પરસ્પર ટકરાતી વૃત્તિઓની એકતા સાધી શકે, અંધારામાં પ્રકાશ પાથરી શકે, એવો આદમી તે મુદ્દલ નહોતો જ. એટલે તેની બિરાદરીનાં

*'કોલોન સામ્યવાદી મુકદ્દમા વિશે બહાર આવેલી વાતો', ઝુરિખ, ૧૮૮૫. — સં.

સત્તાવાર પ્રકાશનોમાં 'કોમ્યુનિસ્ટ જાહેરનામા'ના વિચારોની સાથે ગિલ્ડની યાદો, ગિલ્ડની આકાંક્ષાઓ, લૂઈ બ્લાં તથા પ્રુધોંના વિચારોના અંશો, સંરક્ષણવાદ, વગેરેને ભેળવી દઈને તૈયાર કરેલો ખીચડો પેશ કરવામાં આવતો હતો; ટૂંકામાં, તેઓ સૌને રાજી રાખવા માગતા હતા (Allen alles sein). **ખાસ કરીને હડતાલો, ટ્રેડ યુનિયનો, અને ઉત્પાદક સહકારી મંડળો ચાલુ કરી દેવામાં આવ્યાં અને સાવ ભૂલી જવામાં આવ્યું કે સૌપ્રથમ તો સવાલ** જે ક્ષેત્રમાં એવી બાબતો કાયમી આધારે સિદ્ધ કરી શકાય **તેને રાજકીય વિજયો મારફત પહેલાં હાંસલ કરી લેવાનો છે.** (શબ્દો ઉપર ભાર મેં મૂક્યો છે.) પછી જ્યારે પ્રત્યાઘાતના વિજયોના પરિણામે બિરાદરીના આગેવાનો ક્રાંતિકારી સંઘર્ષમાં સીધો ભાગ લેવાની આવશ્યકતા સમજી ગયા ત્યારે, તેમણે પોતાની ફરતે ભેગા કરી રાખેલા બેસમજ સમુદાયે, સ્વાભાવિક રીતે જ તેમને પડતા મૂકી દીધા. બોર્ને ૧૮૪૯ના મે મહિનામાં ડ્રેસ્ડનના વિદ્રોહમાં ભાગ લીધો અને સારા નસીબે તે છટકી ગયો. પરંતુ સર્વહારા વર્ગના મહાન આંદોલનની વિરોધદર્શી તુલનામાં કામદાર બિરાદરી તો કેવળ અલગ લીગ જ હતી, તે મોટે ભાગે તો માત્ર કાગળ ઉપર જ અસ્તિત્વમાં હતી, અને તેણે એવી ગૌણ ભૂમિકા ભજવી હતી કે પ્રત્યાઘાતે તેને દબાવી દેવાનું છેક ૧૮૫૦ સુધી જરૂરી ન ગણ્યું અને તેની બચી ગયેલી શાખાઓને તો કેટલાંય વર્ષો પછી જ દબાવી દીધી. બોર્ન—તેનું ખરું નામ બુટ્ટેરમીલ્ખ* હતું—રાજકીય આગેવાન નહિ પરંતુ સ્વિટ્ઝરલૅંડમાં નીચલી કક્ષાનો પ્રોફેસર બની ગયો, અને હવે ગિલ્ડની ભાષામાં માર્ક્સનો અનુવાદ નથી કરતો પરંતુ વિનમ્ર રેનાનનું ભાષાંતર મધુર જર્મન ભાષામાં કરે છે."[67]

---

* એંગેલ્સનું ભાષાંતર કરતી વેળા મેં પહેલી આવૃત્તિમાં બુટ્ટેરમીલ્ખ શબ્દને વિશેષ નામ નહિ પરંતુ સામાન્ય નામ ગણવાની ભૂલ કરી હતી. એવી ભૂલથી મેન્શેવિકો સ્વાભાવિક રીતે જ ખૂબ મોજમાં આવી ગયા હતા. કોલ્ત્સોવે લખ્યું કે મેં "એંગેલ્સને વધારે ગહન" બનાવી દીધા છે ('બે વર્ષો' નામે લેખસંગ્રહમાં પુનર્મુદ્રિત), અને પ્લેખાનોવે તો એ ભૂલને હાલના સમયે પણ 'તોવારિશ્ચ'માં[66] યાદ કરી છે—ટૂંકામાં, જર્મનીમાં ૧૮૪૮ના **કામદાર વર્ગીય આંદોલનમાંની બે વૃત્તિઓના**, બોર્ન વૃત્તિ (આપણા "અર્થવાદીઓ"ને મળતી આવતી) અને માર્ક્સવાદી વૃત્તિના, સવાલને ટાળવાનું સરસ બહાનું એ ભૂલે પૂરું પાડ્યું. વિરોધીની ભૂલનો—એ ભૂલ ભલે બોર્નના નામના સંબંધમાં જ હોય તોયે—ફાયદો ઉઠાવવાનું તો સ્વાભાવિક કરતાંયે વધારે છે. પરંતુ ભાષાંતરમાં ભૂલસુધારનો

લોકશાહીવાદી ક્રાંતિમાં સામાજિક-લોકશાહીવાદની બે કાર્યનીતિઓની મુલવણી એંગેલ્સે એવી રીતે કરી હતી!

આપણા નવીન-'ઈસ્ક્રા'પંથીઓ પણ "અર્થવાદ" તરફ ઢળી રહ્યા છે, અને એવા ગેરવાજબી જુસ્સાથી કે રાજશાહી મૂડીદાર વર્ગ તેમને "પ્રકાશ પારખવા" બદલ બિરદાવી રહ્યો છે. તેઓ પણ પોતાની ફરતે પચરંગી ટોળું ભેગું કરી રહ્યા છે, "અર્થવાદીઓ"ની ખુશામત કરી રહ્યા છે, વાણીવિલાસમાં "પહેલકદમી", "લોકશાહીવાદ", "સ્વાયત્તતા", વગેરે સૂત્રો પોકારીને બેસમજ સમુદાયોને પોતાની તરફ ખેંચી રહ્યા છે, તેમનાં કામદાર મંડળો પણ ઘણી વાર ખ્લેસ્તાકોવ[68] પ્રકારના નવીન 'ઈસ્ક્રા'નાં પાનાંઓ ઉપર જ હયાત હોય છે. તેમનાં સૂત્રો અને ઠરાવો "સર્વહારા વર્ગના મહાન રાજકીય આંદોલનનાં" કર્તવ્યોને સમજવાની એવી જ નિષ્ફળતા જાહેર કરે છે.

૧૯૦૫ના જૂન-જુલાઈમાં લિખિત
પહેલી વાર પુસ્તિકા તરીકે
જિનિવામાં ૧૯૦૫ના જુલાઈમાં
પ્રકાશિત

---

ઉપયોગ બે કાર્યનીતિઓના સવાલના સારતત્ત્વથી છટકી જવા માટે કરવો એ તો ખરા મુદ્દાને ટાળવા બરાબર જ છે. (૧૯૦૭ની આવૃત્તિમાં લેખકની નોંધ. —સં.)

## ટિપ્પણીઓ

1 'લોકશાહીવાદી ક્રાંતિમાં સામાજિક-લોકશાહીવાદની બે કાર્યનીતિઓ' નામની આ કૃતિ લેનિને ૧૯૦૫ના જૂન-જુલાઈ દરમિયાન જિનિવામાં લખી હતી. તેનું પ્રકાશન રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની કેંદ્રીય સમિતિએ ૧૯૦૫ના જુલાઈના અંતમાં જિનિવામાં કર્યું હતું. એ જ વર્ષ દરમિયાન તે રશિયામાં બે વાર પ્રકાશિત થઈ હતી—એક વાર રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી તરફથી, અને બીજી વાર દસ હજાર નકલોની આવૃત્તિમાં પાર્ટીની મોસ્કો સમિતિ તરફથી. પુસ્તકની નકલો ગેરકાનૂની રીતે આખા દેશમાં, અને ખાસ કરીને સેંટ-પિટર્સબર્ગ, મોસ્કો, કઝાન, તિફલિસ, તથા બાકુમાં, વહેંચવામાં આવી હતી. સેંટ-પિટર્સબર્ગ પ્રેસ ડિપાર્ટમેન્ટ તરફથી ૧૯૦૭ના ફેબ્રુઆરીની ૧૯મી તારીખે તેની ઉપર પ્રતિબંધ લગાવી દેવામાં આવ્યો હતો, અને સેંટ-પિટર્સબર્ગ અદાલતે એ જ વર્ષના ડિસેંબરની ૨૨મી તારીખે તેની નકલો નષ્ટ કરી નાખવાનો હુકમ આપ્યો હતો.

ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી 'લોકશાહીવાદી ક્રાંતિમાં સામાજિક-લોકશાહીવાદની બે કાર્યનીતિઓ'ની નકલો વ્યાપક રૂપે વહેંચવામાં આવી હતી.—પૃ૦ ૫

2 **પ્રિન્સ પોત્યોમકિન** નામે જંગજહાજમાં ૧૯૦૫ના જૂનની ૧૪મી (૨૭મી) તારીખે વિદ્રોહ થયો હતો. વિદ્રોહી જહાજને ઓદેસ્સા લઈ જવામાં આવ્યું. ત્યાં હડતાલ ચાલી રહી હતી. પરંતુ ઓદેસ્સામાં કામદારો અને ખલાસીઓની સંયુક્ત કામગીરી માટે ઉપસ્થિત સાનુકૂળ સંજોગોનો ઉપયોગ ન કરવામાં આવ્યો. ઓદેસ્સાનું બોલ્શેવિક સંગઠન સંખ્યાબંધ ધરપકડોને લીધે નબળું બની ગયેલું હતું, અને તેમાં એકતા નહોતી. મેન્શેવિકો હથિયારબંધ વિદ્રોહનો

વિરોધ કરતા હતા અને તેમણે કામદારો તથા ખલાસીઓને ઉગ્ર પગલાં ન લેવા દીધાં. ઝારશાહી સરકારે 'પોત્યોમકિન'ના વિદ્રોહને કચડી નાખવા માટે કાળા સમુદ્રનો આખો કાફલો મોકલ્યો, પરંતુ નૌસૈનિકોએ વિદ્રોહીઓની ઉપર તોપમારો કરવાનો ઇનકાર કરી દીધો એટલે કાફલાને પાછો ખેંચી લેવામાં આવ્યો.

સાગરની સપાટી ઉપર અગિયાર દિવસ ગાળ્યા પછી ખોરાક અને કોલસાના જથ્થા ખૂટી જવા લાગ્યા એટલે વિદ્રોહીઓને રુમાનિયા જઈને ત્યાંના સત્તાધારીઓને શરણે થઈ જવું પડયું.

'પોત્યોમકિન'નો વિદ્રોહ નિષ્ફળ ગયો, પરંતુ એ મોટા જંગજહાજના નૌસૈનિકોના વિદ્રોહે ઝારશાહી સામેના સંઘર્ષમાં મહત્ત્વનું કદમ અંકિત કર્યું. — પૃ૦ ૫

[3] **પ્રોલેતારી** (સર્વહારા) — ગેરકાયદેસર બોલ્શેવિક અઠવાડિક, રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીનું સત્તાવાર મુખપત્ર. તેની સ્થાપના પાર્ટીની ત્રીજી કૉંગ્રેસના ઠરાવ અનુસાર કરવામાં આવી હતી.

'પ્રોલેતારી'નું પ્રકાશન જિનિવામાં ૧૯૦૫ના મે માસની ૧૪મી (૨૭મી) તારીખથી નવેંબરની ૧૨મી (૨૫મી) તારીખ સુધી થયું હતું. તેના બધા મળીને છવ્વીસ અંક પ્રગટ થયા હતા. — પૃ૦ ૫

[4] **નરોદવાદ** — ઓગણીસમી સદીના સાતમા તથા આઠમા દાયકા દરમિયાન રશિયન ક્રાંતિકારી આંદોલનનું એક નિમ્ન-મૂડીવાદી આંદોલન. નરોદવાદીઓનું ધોરણ એવું હતું કે રશિયામાં મૂડીવાદ તો આકસ્મિક પરિઘટના છે એટલે દેશમાં સર્વહારા વર્ગનો વિકાસ નહિ થાય. તેઓ કિસાનપ્રજાને મુખ્ય ક્રાંતિકારી પરિબળ ગણતા હતા, અને સમાજવાદના વિકાસ માટે ગ્રામ સમાજને આધાર માનતા હતા.

નરોદવાદી સમાજવાદ વૈજ્ઞાનિક સમાજવાદથી સાવ ભિન્ન હતો અને વસ્તુગત સામાજિક વિકાસ ઉપર આધારિત નહોતો.

ઓગણીસમી સદીના નવમા અને છેલ્લા દાયકામાં નરોદવાદીઓએ ઝારશાહી તરફ સમાધાનની કાર્યનીતિ અપનાવી હતી, કુલકોનાં હિતોનું સમર્થન કર્યું હતું, અને માર્ક્સવાદની ઉપર ઝનૂની પ્રહારો કર્યા હતા. — પૃ૦ ૫

5 **સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટી** — રશિયામાં ૧૯૦૧ના અંતમાં અને ૧૯૦૨ના આરંભમાં જુદાં જુદાં નરોદવાદી જૂથો તથા વર્તુળોના જોડાણના પરિણામે અસ્તિત્વમાં આવેલી નિમ્ન-મૂડીવાદી પાર્ટી. સમાજવાદી-ક્રાંતિકારીઓ સર્વહારા અને નાના માલિક વચ્ચે કશા વર્ગીય ભેદો જોઈ શકતા નહોતા, કિસાનપ્રજાની અંદર વર્ગીય સ્તરો તથા આંતરવિરોધોની અવગણના કરતા હતા, અને ક્રાંતિમાં સર્વહારા વર્ગની માર્ગદર્શક ભૂમિકાને નકારતા હતા. તેમના ધોરણમાં નરોદવાદ અને સુધારણાવાદના વિચારોનો સારસંગ્રહલક્ષી ખીચડો હતો. સમાજવાદી-ક્રાંતિકારીઓ આપખુદશાહી સામેના સંઘર્ષમાં મુખ્ય રીત તરીકે વ્યક્તિગત ત્રાસની કાર્યનીતિની હિમાયત કરતા હતા, જે ક્રાંતિકારી આંદોલનને બેહદ હાનિકારક હતી.

સમાજવાદી-ક્રાંતિકારીઓના જમીન સંબંધી કાર્યક્રમમાં જમીનની ખાનગી માલિકીની નાબૂદીનું સમર્થન કરવામાં આવ્યું હતું. તેમના ધોરણ મુજબ બધી જમીન સમતાવાદી સાંથના આધારે ગ્રામ સમાજને સુપરત કરી દેવાની હતી, અને સહકારી સંસ્થાઓનો વિકાસ સાધવાનો હતો. સમાજવાદી-ક્રાંતિકારીઓ પોતાના કાર્યક્રમને "જમીનના સમાજીકરણ"નો કાર્યક્રમ ગણાવતા હતા, પરંતુ તેમાં સમાજવાદી કહી શકાય એવું કશું હતું જ નહિ કારણ કે, લેનિને નિર્દેશ કરેલો તે મુજબ, કેવળ જમીનની ખાનગી માલિકીની નાબૂદીથી મૂડીના વર્ચસ્વને ખતમ ન કરી શકાય અને મહેનતકશ કિસાનોને શોષણથી તથા કંગાલિયતથી છુટકારો ન અપાવી શકાય. પરંતુ સાથે સાથે જ, જમીનની સમતાવાદી સાંથની માંગ સમાજવાદી સ્વરૂપની ન હોવા છતાં જમીનદારીની વિરુદ્ધ અંકિત હોઈને પ્રગતિશીલ, ક્રાંતિકારી-લોકશાહીવાદી મહત્ત્વ ધરાવતી હતી.

૧૯૧૭ના નવેંબરના અંતમાં તેમણે સોવિયેતોની વિરુદ્ધ સંઘર્ષ શરૂ કરી દીધો હતો. — પૃ૰ ૬

6 **ઓસ્વોબોઝદેનિયે** (મુક્તિ) — ૧૯૦૨ના જૂનથી ૧૯૦૫ના ઑક્ટોબર સુધી સ્રૂવેના તંત્રીપણા હેઠળ પરદેશમાં પ્રકાશિત રશિયન ઉદારવાદી મૂડીદાર વર્ગનું પખવાડિક મુખપત્ર. ૧૯૦૩માં એ સામયિક ફરતે 'ઓસ્વોબોઝદેનિયે જૂથ'નો વિકાસ થયો, તેણે ૧૯૦૪ના જાન્યુઆરીમાં ચોક્કસ આકાર ધારણ કરી લીધો, અને તેનું અસ્તિત્વ ૧૯૦૫ના ઑક્ટોબર સુધી કાયમ રહ્યું. આગળ જતાં 'ઓસ્વોબોઝદેનિયે જૂથ' બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીનો — રશિયામાં ઉદારમતવાદી-રાજશાહીવાદી મૂડીવાદની મુખ્ય પાર્ટીનો — કેંદ્રભાગ બની રહ્યું. — પૃ૰ ૭

[7] **અર્થવાદ** — ઓગણીસમી સદીના અંતમાં અને વીસમી સદીના આરંભમાં રશિયન સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાંનું એક તકવાદી વહેણ, આંતરરાષ્ટ્રીય તકવાદનું રશિયન રૂપ. "અર્થવાદીઓએ" કામદાર વર્ગના કર્તવ્યને રોજીમાં વધારા અને કામના બહેતર સંજોગો માટેના સંઘર્ષ પૂરતું જ સીમિત રાખ્યું હતું, અને ભારપૂર્વક જાહેર કર્યું હતું કે રાજકીય સંઘર્ષ ચલાવવાનું કામ તો ઉદારવાદી મૂડીવાદીઓનું છે. તેમણે કામદાર વર્ગની પાર્ટીની આગેવાનીની ભૂમિકાને નકારી કાઢી. તેમણે કામદાર વર્ગના સ્વતઃસ્ફુર્ત આંદોલનને જાણે દૈવિક સ્થાને પ્રસ્થાપિત કરી દીધું, અને કામદાર વર્ગીય આંદોલનમાં બહારથી સમાજવાદી જાગૃતિ પ્રેરવાના માર્ક્સવાદી પાર્ટીના કર્તવ્યનો ઈનકાર કરીને મૂડીવાદી વિચારસરણીનો માર્ગ મોકળો કરી દીધો. "અર્થવાદીઓએ" છૂટાંછવાયાં બિનઅનુભવી જૂથોનું સમર્થન કરીને સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં અવ્યવસ્થા તથા અસ્થિરતાને પોષણ આપ્યું. — પૃ૦ ૭

[8] **નવીન-'ઈસ્ક્રા'પંથીઓ** — મેન્શેવિકો, નવીન 'ઈસ્ક્રા'ના અનુયાયીઓ.

**ઈસ્ક્રા** (તણખો) — ૧૯૦૦ના ડિસેંબરમાં વ્લા. ઇ. લેનિને પરદેશમાં સ્થાપેલું પ્રથમ અખિલ રશિયન માર્ક્સવાદી અખબાર. તેને ગુપ્ત રીતે રશિયા મોકલવામાં આવતું હતું. 'ઈસ્ક્રા'એ રશિયન સામાજિક-લોકશાહીવાદીઓની વૈચારિક એકતા સાધી અને સ્થાનિક સંગઠનોને ક્રાંતિકારી માર્ક્સવાદી પાર્ટીમાં, રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીમાં સાંકળી લેવાનો માર્ગ તૈયાર કર્યો.

રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી ૧૯૦૩માં બીજી કૉંગ્રેસમાં બૉલ્શેવિકો તથા મેન્શેવિકોમાં વિભાજિત થઈ ગઈ ત્યારે 'ઈસ્ક્રા' મેન્શેવિકોના હાથમાં ચાલ્યું ગયું, અને બાવનમા અંકથી તેને પુરાણા 'ઈસ્ક્રા'થી અલગ તારવવા માટે નવીન 'ઈસ્ક્રા' કહેવામાં આવતું હતું. — પૃ૦ ૭

[9] **આકીમોવપંથ** — ઉગ્ર તકવાદી અને "અર્થવાદ"ના એક મુખ્ય પ્રતિનિધિ, આકીમોવનું (માખ્નોપંથી) નામ ધરાવતું વહેણ. — પૃ૦ ૭

[10] **મેન્શેવિકો** — રશિયન સામાજિક-લોકશાહીવાદીઓની અંદર તકવાદી વહેણના અનુયાયીઓ.

રશિયન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની ૧૯૦૩ના ઑગસ્ટમાં ભરાયેલી

બીજી કૉંગ્રેસમાં પાર્ટીનાં કેંદ્રીય ઘટકોની ચૂંટણી દરમિયાન તેઓ લઘુમતીમાં (લઘુમતી માટેનો રશિયન ભાષાનો શબ્દ છે: મેન્શિન્સ્ત્વો) રહી ગયા ત્યારથી તેઓ મેન્શેવિકો નામે ઓળખાવા લાગ્યા; અને લેનિનની આગેવાની હેઠળના ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓને બહુમતી (રશિયન ભાષામાં: બોલ્શિન્સ્ત્વો) મળતાં તેઓ બોલ્શેવિકો કહેવાયા.

૧૯૦૫-૧૯૦૭ની ક્રાંતિ દરમિયાન મેન્શેવિકોએ ક્રાંતિમાં સર્વહારા વર્ગની આગેવાનીનો અને કામદાર વર્ગ તથા કિસાનપ્રજા વચ્ચેની એકસંપીનો વિરોધ કર્યો. ક્રાંતિના પરાજ્ય પછી ૧૯૦૭-૧૯૧૦ના પ્રત્યાઘાતના પ્રભુત્વના કાળ દરમિયાન મેન્શેવિકોએ સર્વહારા વર્ગની ગેરકાનૂની ક્રાંતિકારી પાર્ટીને વિસર્જિત કરી નાખવાની કોશિશ કરી. તેઓ ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી કામચલાઉ સરકારમાં દાખલ થઈ ગયા, એ સરકારની સામ્રાજ્યવાદી નીતિનું તેમણે સમર્થન કર્યું અને સમાજવાદી ક્રાંતિના વધતા જતા જુવાળની સામે તેઓ લડયા.

ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના વિજ્ય પછી મેન્શેવિકોએ સોવિયેત જનતાની વિરુદ્ધ પ્રતિક્રાંતિકારી મૂડીદાર વર્ગ તથા જમીનદારોના હથિયારબંધ સંઘર્ષમાં ભાગ લીધો.—પૃ૦ ૮

11 **બુલીગિન કમિશન**—તેની સ્થાપના ૧૯૦૫ના ફેબ્રુઆરીમાં શાહી ફરમાન મુજબ ગૃહપ્રધાન બુલીગિનની અધ્યક્ષતા હેઠળ કરવામાં આવી હતી. તેણે સલાહકારી સત્તા ધરાવતી રાજ્ય દૂમાની સ્થાપના સંબંધી કાનૂનનો ખરડો તૈયાર કર્યો હતો અને દૂમાની ચૂંટણીના નિયમો ઘડી કાઢ્યા હતા. કાનૂનના ખરડાની તેમ જ નિયમોની જાહેરાત ૧૯૦૫ના ઑગસ્ટની છઠ્ઠી (ઓગણીસમી) તારીખના ઝારના ઘોષણાપત્રની સાથે કરવામાં આવી હતી. ચૂંટણી સંબંધી અધિકારો માત્ર જમીનદારો, મૂડીદારો, તથા નાની સંખ્યામાં ધનવાન ખેડૂતોને જ આપવામાં આવ્યા હતા.

બોલ્શેવિકોએ બુલીગિન દૂમાનો સક્રિય બહિષ્કાર જાહેર કર્યો, અને જોર પકડતી ક્રાંતિ તેમ જ ૧૯૦૫ના ઑક્ટોબરની અખિલ રશિયન રાજકીય હડતાલના પ્રભાવને લીધે સરકારનો દૂમા ભરવાનો પ્રયાસ નિષ્ફળ ગયો.—પૃ૦ ૧૦

12 **બંધારણીય-લોકશાહીવાદી પાર્ટી** (કેડેટ)—રશિયામાં ઉદારમતવાદી-રાજશાહીવાદી મૂડીદાર વર્ગની મુખ્ય પાર્ટી. તેની સ્થાપના ૧૯૦૫ના ઑક્ટોબરમાં થઈ

હતી અને તેમાં મૂડીદારો, જમીનદારો, તથા મૂડીવાદી બુદ્ધિજીવીઓના પ્રતિનિધિઓ સામેલ હતા. કેડેટોએ ઝારશાહીની સાથે સમજણ કરી લેવાની કોશિશ કરી હતી, બંધારણીય રાજશાહીનું સમર્થન કર્યું હતું, જમીનદારોની જાયદાદ સલામત રાખવાની હિમાયત કરી હતી, અને પ્રજાસત્તાકની માંગનો વિરોધ કર્યો હતો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેમણે ઝારશાહી સરકારની ધાડપાડુ વિદેશનીતિને સક્રિય ટેકો આપ્યો હતો. મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી કેડેટોએ તમામ હથિયારબંધ પ્રતિક્રાંતિકારી કદમોમાં અને દખલબાજોની જેહાદોમાં ભાગ લીધો હતો.—પૃ૦ ૧૦

13 **મિલ્યેરાંપંથ**—એ તકવાદી પ્રવૃત્તિ ફ્રાંસના સમાજવાદી-સુધારાવાદી મિલ્યેરાંના નામે પ્રસિદ્ધિ પામી. ૧૮૯૯માં ફ્રાંસની પ્રત્યાઘાતી મૂડીવાદી સરકારમાં મિલ્યેરાં સામેલ થઈ ગયો અને એ સરકારની લોકવિરોધી નીતિનું તેણે સમર્થન કર્યું.

મૂડીવાદી પ્રધાનમંડળમાં તેની સામેલગીરીથી તકવાદી સામાજિક-લોકશાહીવાદી આગેવાનોની વર્ગ-સહયોગની નીતિ, ક્રાંતિકારી સંઘર્ષનો તેમણે કરેલો પરિત્યાગ, અને મહેનતકશ જનતાનો તેમણે કરેલો દ્રોહ સાફ જાહેર થઈ ગયાં.—પૃ૦ ૧૯

14 **પૅરિસ કોમ્યુન**—પૅરિસમાં સર્વહારા ક્રાંતિ દરમિયાન કામદાર વર્ગ દ્વારા સ્થાપવામાં આવેલી ક્રાંતિકારી સરકાર અને સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપવાનો પ્રથમ પ્રયાસ. કોમ્યુન ૭૨ દિવસ સુધી કાયમ રહ્યું (૧૮૭૧ના માર્ચની ૧૮મી તારીખથી મેની ૨૮મી તારીખ સુધી).—પૃ૦ ૨૦

15 **નવમી જાન્યુઆરી**—ઝારને અરજી પેશ કરવા માટે વિન્ટર પેલેસ તરફ જઈ રહેલા સેંટ-પિટર્સબર્ગના કામદારોના શાંતિમય સરઘસ ઉપર તે દિવસે ઝારના હુકમ મુજબ ગોળીઓ વરસાવી દેવામાં આવી હતી. બિનહથિયાર કામદારોની નિર્દય કતલના જવાબમાં આખા રશિયામાં 'ઝારશાહી મુર્દાબાદ!'ના સૂત્ર હેઠળ વ્યાપક રાજકીય હડતાલો તથા દેખાવોનો જુવાળ ફેલાઈ ગયો.

નવમી જાન્યુઆરીની ઘટનાઓથી ૧૯૦૫-૭ની ક્રાંતિ શરૂ થઈ ગઈ.—પૃ૦ ૨૧

16 **ફ્રૅંકફોર્ટ પાર્લમેન્ટ**—૧૮૪૮ના માર્ચની ક્રાંતિ પછી ભરવામાં આવેલી અખિલ જર્મન પરિષદ. આપખુદશાહીની સામે તથા જર્મનીના ખંડનની વિરુદ્ધ

નિર્ણાયક સંઘર્ષ માટે લોકસમુદાયોનું સંગઠન સાધવાને બદલે પરિષદે શાહી બંધારણની ચર્ચાવિચારણામાં સમય વેડફી નાખ્યો હતો.—પૃ૦ ૨૩

17 **'નોયે રાઈનિશે ત્સાઈતુંગ'**—૧૮૪૮ની પહેલી જૂનથી ૧૮૪૯ની ઓગણીસમી મે સુધી ક્લોનમાં કાર્લ માર્ક્સના તંત્રીપણા હેઠળ પ્રકાશિત દૈનિક.—પૃ૦ ૨૩

18 **સોત્સિઆલ-દેમોક્રાત** (સામાજિક-લોકશાહીવાદી)—૧૯૦૫ના એપ્રિલ અને નવેંબર દરમિયાન તિફલિસમાં પ્રકાશિત જ્યોર્જિયન ભાષાનું મેન્શેવિક અખબાર. ૧૯૦૫ના એપ્રિલની ૭મી (૨૦મી) તારીખે 'સોત્સિઆલ-દેમોક્રાત'ના પહેલા અંકમાં પ્રગટ થયેલો 'ઝેમ્સ્કી સોબોર અને આપણી કાર્યનીતિ' નામે લેખ જોર્દાનિયાએ લખેલો હતો—પૃ૦ ૨૫

19 **યમદૂતો**—ક્રાંતિકારી આંદોલનની સામે લડવા માટે ઝારશાહી પોલીસે રચેલી રાજશાહીવાદી ટોળકીઓ. તેઓ ક્રાંતિકારીઓની હત્યા કરતા, પ્રગતિશીલ બુદ્ધિજીવીઓની ઉપર હુમલા કરતા, અને યહૂદીઓની કતલ ચલાવતા.—પૃ૦ ૨૬

20 **"શીપોવ છાપનું" બંધારણ**—'ઝેમ્સ્ત્વો'ની મવાળ પાંખના નરમપંથી ઉદારમતવાદી આગેવાન શીપોવે ઘડી કાઢેલા રાજ્યતંત્ર સંબંધી ખરડાને લેનિને આપેલું નામ. શીપોવે ક્રાંતિના જુવાળને અવરોધવાના તથા ઝારશાહી સરકાર પાસેથી 'ઝેમ્સ્ત્વો'ની તરફેણમાં અમુક છૂટછાટો હાંસલ કરવાના આશયે ઝારના આધિપત્ય હેઠળ સલાહકારી પ્રતિનિધિ સંસ્થા સ્થાપવાની દરખાસ્ત કરી હતી. નરમપંથી ઉદારમતવાદીઓ એવો સોદો કરીને લોકસમુદાયોને દગો દેવા, રાજશાહીને સલામત રાખવા, અને સાથે સાથે પોતાને માટે અમુક રાજકીય અધિકારો હાંસલ કરી લેવા માગતા હતા.—પૃ૦ ૨૭

21 **કાનૂની માર્ક્સવાદ**—"કાનૂની માર્ક્સવાદીઓ" મૂડીવાદી બુદ્ધિજીવીઓ હતા અને પોતાના વિચારો કાનૂની, અર્થાત્ ઝારશાહી સેન્સરશિપની પરવાનગીથી બહાર પડતાં, અખબારો તથા સામયિકોમાં માર્ક્સવાદના વાવટા હેઠળ પ્રકાશિત કરતા. તેમણે માર્ક્સવાદને તેમ જ કામદાર વર્ગીય આંદોલનને મૂડીવાદી વર્ગની જરૂરિયાતો મુજબ વાળવાની કોશિશ કરી.—પૃ૦ ૩૦

22 **રૂસ્સ્કાયા સ્તારિના** (રશિયન પુરાવિદ)—૧૮૭૦થી ૧૯૧૮ સુધી સેંટ-પિટર્સબર્ગમાં પ્રકાશિત ઇતિહાસ માસિક.—પૃ૦ ૩૩

23 **રુસ્સ્કીયે વેદોમોસ્તી** (રૂસી પત્રિકા)—૧૮૬૩થી મોસ્કોમાં પ્રકાશિત થતું અખબાર. તેમાં નરમપંથી ઉદારવાદી બુદ્ધિજીવીઓના વિચારો પ્રગટ થતા હતા. ૧૯૦૫માં તે મવાળપંથી બંધારણીય-લોકશાહીવાદીઓનું મુખપત્ર બની ગયું. ૧૯૧૮માં બીજાં પ્રતિક્રાંતિકારી અખબારોની સાથે તેનું પ્રકાશન પણ બંધ થઈ ગયું.—પૃ૦ ૪૨

24 **સીન ઓતેચેસ્ત્વા** (પિતૃભૂમિ પુત્ર)—૧૮૫૬થી ૧૯૦૦ સુધી અને ૧૯૦૪ની ૧૮મી નવેંબરથી (પહેલી ડિસેંબરથી) ૧૯૦૫ની બીજી (૧૫મી) ડિસેંબર સુધી સેંટ-પિટર્સબર્ગમાં પ્રકાશિત ઉદારમતવાદી દૈનિક. તેના લેખકો 'ઓસ્વોબોઝદેનિયે' વહેણનું તેમ જ નરોદવાદની વિવિધ છાયાઓનું પ્રતિનિધિત્વ કરતા હતા. ૧૯૦૫ની ૧૫મી (૨૮મી) નવેંબર પછી તે સમાજવાદી-ક્રાંતિકારીઓનું મુખપત્ર બની ગયું.—પૃ૦ ૪૨

25 **નાશા ઝીઝ્ન** (આપણું જીવન)—૧૯૦૪ની છઠ્ઠી (૧૯મી) નવેંબરથી ૧૯૦૬ની ૧૧મી (૨૪મી) જુલાઈ દરમિયાન સેંટ-પિટર્સબર્ગમાં સમયાંતરે પ્રગટ થતું રહેલું ઉદારમતવાદી દૈનિક.—પૃ૦ ૪૨

26 **નાશી દ્‌ની** (આપણા દિન)—૧૯૦૪ની ૧૮મી (૩૧મી) ડિસેંબરથી ૧૯૦૫ની પાંચમી (૧૮મી) ફેબ્રુઆરી સુધી સેંટ-પિટર્સબર્ગમાં પ્રકાશિત ઉદારવાદી દૈનિક. ૧૯૦૫ની ૭મી (૨૦મી) ડિસેંબરે પ્રકાશન ફરી શરૂ થયેલું પરંતુ માત્ર બે જ અંક પ્રગટ થયા હતા.—પૃ૦ ૪૨

27 **ઝેમ્સ્ત્વો**—૧૮૬૪માં ઝારશાહી રશિયાના કેંદ્રીય ગુબેર્નિયાઓમાં સ્થાનિક સ્વશાસન સંસ્થાઓને આપવામાં આવેલું નામ. 'ઝેમ્સ્ત્વો'ના એકદમ મર્યાદિત અધિકારો કેવળ સ્થાનિક આર્થિક સમસ્યાઓને જ આવરી શકતા હતા. 'ઝેમ્સ્ત્વો'પંથીઓમાં બુદ્ધિજીવીઓ તથા ઉદારમતાવાદી જમીનદારોના પ્રતિનિધિઓ સામેલ હતા જે ઝારશાહીનો વિરોધ કરતા હતા. તેમ છતાં તેઓ ક્રાંતિના ભાવિ વિકાસથી ડરતા હતા. તેમણે ઝારની ૧૯૦૫ના ઑક્ટોબરની ૧૧મી તારીખની ઘોષણાને "બંધારણીય યુગ"ના આરંભ તરીકે આવકારી. વાસ્તવમાં એ ઘોષણાનો ઉદ્દેશ તો ખોટા વાયદાઓ કરીને જનતાને ક્રાંતિકારી સંઘર્ષથી અળગી કરી દેવાનો જ હતો.—પૃ૦ ૪૩

28 **ખોખામાં ભરાઈ રહેતો આદમી**—બધી નવી રીતો કે પહેલકદમીથી ડરતા

સંકુચિત માનસના કૂપમંડૂકનું પ્રકારસૂચન કરતી આન્તોન ચેખોવની એ જ નામની નવલિકાનું મુખ્ય પાત્ર.—પૃ૦ ૪૩

29 **ઝિરોંદપંથીઓ** અને **જેકોબિનો**—અઢારમી સદીના અંતની મૂડીવાદી ક્રાંતિ દરમિયાન ફ્રેંચ મૂડીદાર વર્ગનાં બે રાજકીય જૂથો... **ઝિરોંદપંથીઓ** નરમ વલણ ધરાવતા મૂડીદારોનાં હિતો વ્યક્ત કરતા હતા અને ક્રાંતિ તથા પ્રતિક્રાંતિ વચ્ચે ડગુમગુ રહેતા હતા. તેમની નીતિ રાજ્ય સત્તાની જોડે સોદાબાજી કરવાની હતી. **જેકોબિનો** મૂડીદારોના વધારે કટ્ટર પ્રતિનિધિઓ હતા, ક્રાંતિકારી લોકશાહીવાદીઓ હતા. તેઓ આપખુદશાહી અને સામંતશાહીને ખતમ કરી નાખવા માગતા હતા. તેઓ ૧૭૯૩ના ૩૧ મે-૨ જૂનના પ્રજાકીય વિદ્રોહને મોખરે રહ્યા હતા. એ વિદ્રોહના પરિણામે ઝિરોંદપંથીઓના શાસનને ઉથલાવી પાડવામાં આવ્યું હતું અને જેકોબિન સરમુખત્યારી સ્થાપવામાં આવી હતી.—પૃ૦ ૫૦

30 આ નિર્દેશ ૧૯૦૫ની છઠ્ઠી (૧૯મી) જૂનના દિવસે ઝેમ્સ્ત્વોના પ્રતિનિધિમંડળ સાથે નિકોલાઈ બીજાની મંત્રણાઓ પ્રત્યે છે. એ પ્રતિનિધિમંડળે ઝારની પરવાનગીના આધારે "સુધારિત શાસન વ્યવસ્થા" સ્થાપવાના આશયે જનતાના પ્રતિનિધિઓની પરિષદ આયોજવાની અરજી ઝારને પેશ કરી હતી. તેમાં સાર્વજનીન, સીધા, અને ગુપ્ત મતદાન ઉપર આધારિત ચૂંટણીના અધિકારોની માંગ પણ સામેલ નહોતી અને મુક્ત ચૂંટણીની ગૅરંટીની માંગ પણ સામેલ નહોતી.—પૃ૦ ૫૦

31 **'વ્પેર્યોદ' સમર્થકો**, **'કૉંગ્રેસ' જૂથ**, **'પ્રોલેતારી' સમર્થકો**—બોલ્શેવિકો, પાર્ટીની ત્રીજી કૉંગ્રેસ ભરનારાઓ અને 'વ્પેર્યોદ' તથા 'પ્રોલેતારી' અખબારો પ્રગટ કરનારાઓ.—પૃ૦ ૫૦

32 આ નિર્દેશ ઉદારમતવાદીઓ પ્રત્યેના વલણના સંબંધમાં સ્તારોવેરે (મેન્શેવિક પોત્રેસોવનું ઉપનામ) રજૂ કરેલા ઠરાવ પ્રત્યે છે. એ ઠરાવ રશિયન સામાજિક-લાકશાહીવાદી કામદાર પાર્ટીની બીજી કૉંગ્રેસમાં અપનાવવામાં આવ્યો હતો.—પૃ૦ ૫૨

33 આ નિર્દેશ ૧૯૦૫ના મે માસની ૧૪-૧૫ (૨૭-૨૮) તારીખે **ત્સુસીમા** ટાપુ નજીક થયેલી સમુદ્રી લડાઈ પ્રત્યે છે. તેમાં ઝારના કાફલાની હાર થઈ હતી.—પૃ૦ ૫૩

34 અહીંયાં લેનિનો નિર્દેશ એવા તકવાદીઓ પ્રત્યે છે કે જે સંસદીય પદ્ધતિને સર્વશક્તિમાન અને સંસદીય પ્રવૃત્તિઓને રાજકીય સંઘર્ષનું એકમાત્ર રૂપ ગણતા હતા. — પૃ૦ ૫૭

35 ૧૮૯૫ની બીજી ઑક્ટોબરથી બારમી ઑક્ટોબર સુધી ભરાયેલી જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની બ્રેસ્લાઉ કૉંગ્રેસમાં જમીન સંબંધી કાર્યક્રમના ખરડાની ચર્ચાઓ દરમિયાન મતભેદો જાહેર થયા હતા. ખરડામાં સંખ્યાબંધ ગંભીર ગલતીઓ હતી, જેમાંની એક સર્વહારા વર્ગીય પાર્ટીને "પ્રજાકીય" પાર્ટીમાં પલટાવી નાખવાની વૃત્તિની હતી. બેબેલ અને લીબ્કનેખ્તે તકવાદીઓની સાથે ભળી જઈને ખરડાને ટેકો આપ્યો હતો, પરંતુ કાઉત્સ્કી, ક્લારા ઝેતકિન, તથા અન્ય સામાજિક-લોકશાહીવાદીઓએ તેની સખત ટીકા કરી હતી. કૉંગ્રેસે ભારે બહુમતીથી (૧૫૮ની સામે ૬૩) ખરડાને નકારી કાઢયો હતો. — પૃ૦ ૫૯

36 **રાબોચેયે દેલો** (કામદારોનું ધ્યેય) — 'વિદેશોમાં સ્થિત રશિયન સામાજિક-લોકશાહીવાદી સંઘ'નું મુખપત્ર. તે ૧૮૯૯ના એપ્રિલથી ૧૯૦૨ના ફેબ્રુઆરી સુધી જિનિવામાં પ્રગટ થતું રહ્યું હતું. એ સામયિકમાં બર્નસ્ટાઇનના માર્ક્સવાદની "ટીકાની આઝાદી"ના સૂત્રનું સમર્થન કરવામાં આવ્યું હતું. તેણે સર્વહારા વર્ગના રાજકીય સંઘર્ષને તેના આર્થિક સંઘર્ષથી ગૌણ સ્થાને રાખવાના તકવાદી વિચારનો પ્રચાર કર્યો હતો, કામદાર વર્ગના સ્વતઃસ્ફૂર્ત આંદોલનને જાણે તાવીજ જેવું ગણી લીધું હતું, અને પાર્ટીની આગેવાનીની ભૂમિકાને નકારી કાઢી હતી. — પૃ૦ ૬૦

37 આ નિર્દેશ લેનિનવાદી 'ઈસ્ક્રા'ની યોજના ઉપર નાદેઝદિનના અખબારી હુમલા પ્રત્યે છે (ઝેલેન્સ્કીનું ઉપનામ નાદેઝદિન હતું). એ હુમલાની ટીકા લેનિને છેક ૧૯૦૨માં 'શું કરીએ?' નામની કૃતિમાં કરી હતી. — પૃ૦ ૬૫

38 **ફ્રૅંકફુર્ટેર ત્સાઈતુંગ** — ફ્રૅંકફોર્ટ-ઓન-મેઇનમાં ૧૮૫૬થી પ્રકાશિત દૈનિક, જર્મન સટ્ટાખોરોનું મુખપત્ર. — પૃ૦ ૬૮

39 **બર્નસ્ટાઇનપંથીઓ** — જર્મન અને આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદમાં એક માર્ક્સવાદવિરોધી પ્રવૃત્તિના અનુયાયીઓ. એ પ્રવૃત્તિ ઓગણીસમી સદીના અંતમાં અસ્તિત્વમાં આવી હતી અને તેનું નામ જર્મન સામાજિક-લોકશાહીવાદી એડવર્ડ બર્નસ્ટાઇન જોડે સંબદ્ધ હતું. — પૃ૦ ૭૧

40 **જોરેસપંથીઓ** — ફ્રેંચ સમાજવાદી આંદોલનની સુધારણાવાદી પાંખના આગેવાન ફ્રેંચ સમાજવાદી જાં જોરેસના અનુયાયીઓ. "ટીકાની આઝાદી"ના સૂત્રની આડશ લઈને જોરેસપંથીઓ માર્ક્સવાદનાં બુનિયાદી વિધાનોમાં સુધારણા કરતા હતા, મૂડીદાર વર્ગની સાથે સર્વહારા વર્ગના વર્ગીય સહકારનો ઉપદેશ કરતા હતા. ૧૯૦૨માં જોરેસપંથીઓએ સુધારણાવાદી ધોરણના આધારે ફ્રેંચ સમાજવાદી પાર્ટીની સ્થાપના કરી હતી. — પૃ૦ ૭૪

41 અહીંયાં નિર્દેશ બોલ્શેવિક અખબાર 'વ્પેર્યોદ'ના ૧૩મા અને ૧૪મા અંકોમાં પ્રકાશિત લેનિનના બે લેખો પ્રત્યે છે: 'સામાજિક-લોકશાહીવાદ અને કામચલાઉ ક્રાંતિકારી સરકાર' અને 'સર્વહારા વર્ગ તથા કિસાનોની ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી'. — પૃ૦ ૭૪

42 અહીંયાં લેનિનનો નિર્દેશ લંડનના બ્લાંકીપંથી જૂથે ૧૮૭૪માં પ્રગટ કરેલા કાર્યક્રમ પ્રત્યે છે. તેઓ પૅરિસ કોમ્યુનના ભૂતપૂર્વ સભ્યો હતા.

**બ્લાંકીપંથીઓ** — ફ્રાંસના સમાજવાદી આંદોલનમાં નામાંકિત ક્રાંતિપંથી અને તરંગી સામ્યવાદના પ્રતિનિધિ લુઈ ઑગ્યુસ્ત બ્લાંકીની (૧૮૦૫ - ૮૧) આગેવાની ધરાવતા વહેણના અનુયાયીઓ.

લેનિને લખેલું તે મુજબ, બ્લાંકીપંથીઓ અપેક્ષા રાખતા હતા કે "માનવજાતિને રોજી ગુલામીથી છુટકારો સર્વહારા વર્ગીય સંઘર્ષ મારફત નહિ પરંતુ નાનકડી લઘુસંખ્યાના બુદ્ધિજીવીઓએ ઘડી કાઢેલા કાવતરા મારફત મળશે". તેમણે વિદ્રોહના વિજય માટે આવશ્યક નક્કર પરિસ્થિતિને જરાય લક્ષમાં રાખી જ નહોતી, અને ક્રાંતિકારી પાર્ટીનું સ્થાન ગણતર કાવતરાબાજોની પ્રવૃત્તિને આપી દઈને લોકસમુદાયો જોડેના સંપર્કો પ્રત્યે તુચ્છકાર જાહેર કર્યો હતો. — પૃ૦ ૭૬

43 **જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો એર્ફુર્ત કાર્યક્રમ** ૧૮૯૧ના ઑક્ટોબરમાં એર્ફુર્ત ખાતે ભરવામાં આવેલી કૉંગ્રેસમાં અપનાવવામાં આવ્યો હતો. કાર્યક્રમમાં બુનિયાદી સ્થાને એવું માર્ક્સવાદી વિધાન હતું કે ઉત્પાદનની મૂડીવાદી રીત ચોક્કસ ખતમ થઈ જશે જ અને તેનું સ્થાન ઉત્પાદનની સમાજવાદી રીત અનિવાર્ય રીતે લઈ લેશે જ. તેમાં કામદાર વર્ગ તરફથી રાજકીય સંઘર્ષ ચલાવવાની આવશ્યકતાનો ભારપૂર્વક ઉલ્લેખ કરવામાં આવ્યો હતો, અને એ સંઘર્ષમાં પાર્ટીની આગેવાનીની ભૂમિકા નિર્ધારિત કરવામાં

આવી હતી. પરંતુ એ કાર્યક્રમ તકવાદની તરફેણમાં ગંભીર છૂટછાટોથી મુક્ત નહોતો. એંગેલ્સે તેની વિગતવાર ટીકા કરી હતી ('સામાજિક-લોકશાહીવાદી કાર્યક્રમના ખરડાની ટીકામાં પ્રદાન, ૧૮૯૧'). પરંતુ જર્મન સામાજિક-લોકશાહીવાદી આગેવાનોએ એંગેલ્સની ટીકાને પાર્ટીના સાધારણ સભ્યોથી છુપાવી રાખી, અને તેની અવગણના કરીને કાર્યક્રમનું આખરી રૂપ ઘડી કાઢ્યું. સર્વહારા વર્ગની સરમુખત્યારીના સવાલને ટાળવાની વૃત્તિને લેનિને એ કાર્યક્રમની મુખ્ય ખામી તરીકે તેમ જ તકવાદની તરફેણમાં મૂકવામાં આવેલી કાયરતાભરી છૂટ તરીકે ગણાવી હતી.—પૃ૦ ૮૨

44 **બાકૂનિનપંથીઓ**—અરાજકતાવાદી સિદ્ધાંતકાર અને માર્ક્સવાદ તેમ જ વૈજ્ઞાનિક સમાજવાદના વિરોધી બાકૂનિનના અનુયાયીઓ. બાકૂનિન સર્વહારા વર્ગની સરમુખત્યારી સમેત કોઈ પણ રૂપના રાજ્યને નકારી કાઢતો હતો, અને સર્વહારા વર્ગના ઐતિહાસિક કર્તવ્યને સમજી નહોતો શકતો. બાકૂનિનપંથીઓ માનતા કે "અસાધારણ" વ્યક્તિઓના બનેલા ગુપ્ત ક્રાંતિકારી મંડળે વિદ્રોહોનું આયોજન કરવું જોઈએ અને તેની આગેવાની કરવી જોઈએ. તેમનું ધોરણ એવું હતું કે રશિયાની કિસાનપ્રજા તત્કાળ વિદ્રોહ કરવા તૈયાર થઈ ગઈ છે. કાવતરાં, ત્રાસ, અને ઉતાવળિયા બળવાઓની તેમની દુસ્સાહસી કાર્યનીતિ વિદ્રોહ સંબંધી માર્ક્સવાદી સિદ્ધાંતની વિરુદ્ધ હતી. માર્ક્સ અને એંગેલ્સે બાકૂનિનપંથીઓના સિદ્ધાંત અને તેમની કાર્યનીતિની સખત ટીકા કરી હતી.—પૃ૦ ૯૦

45 'પ્રોલેતારી'ના ત્રીજા અંકમાં લેનિનનો 'કામચલાઉ ક્રાંતિકારી સરકાર વિશે' નામે લેખ (બીજો લેખ) પ્રગટ થયો હતો. તેમાં તેમણે એંગેલ્સનો 'બાકૂનિનપંથીઓનાં કૃત્યો—૧૮૭૩ના ઉનાળામાં સ્પેનમાં થયેલા વિદ્રોહ અંગે ટિપ્પણીઓ' નામે લેખ ટાંક્યો હતો. લેનિને ઉલ્લેખેલા બાકૂનિનપંથી ઠરાવની એંગેલ્સે એ લેખમાં ટીકા કરી હતી.—પૃ૦ ૯૦

46 ક્રેડો ('Credó') નામ "અર્થવાદીઓ"ના એક જૂથે ૧૮૯૯માં પ્રગટ કરેલા જાહેરનામાને આપવામાં આવ્યું હતું. એ જાહેરનામામાં રશિયન "અર્થવાદ"નો તકવાદ તદ્દન સાફ રીતે વ્યક્ત થયો હતો. લેનિને 'ક્રેડો'નો જવાબ આકરો વિરોધ કરીને આપ્યો અને તેમાં "અર્થવાદીઓ"ના વિચારોનું ખંડન કર્યું ('રશિયન સામાજિક-લોકશાહીવાદીઓ તરફથી વિરોધ').—પૃ૦ ૯૨

47 **રાબોચાયા મીસ્લ** (કામદાર ચિંતન)—રશિયામાં ૧૮૯૭ના ઑક્ટોબરથી ૧૯૦૨ના ડિસેંબર સુધી "અર્થવાદીઓ"ના એક જૂથ તરફથી પ્રકાશિત અખબાર.—પૃ૦ ૯૨

48 અહીંયાં નિર્દેશ માર્ક્સે 'હેગેલની કાનૂન સંબંધી ફિલસૂફીની ટીકા' નામની પોતાની કૃતિમાં કરેલા કથન પ્રત્યે છે.—પૃ૦ ૯૩

49 **લુમાનિતે** (માનવજાતિ)—૧૯૦૪માં જાં જોરેસે ફ્રેંચ સમાજવાદી પાર્ટીના મુખપત્ર તરીકે શરૂ કરેલું દૈનિક. તૂર્સ કૉંગ્રેસમાં (ડિસેંબર ૧૯૨૦) સમાજવાદી પાર્ટીમાં ફૂટ પડી અને ફ્રાંસની કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપના થઈ ત્યાર પછી તરત જ અખબાર કોમ્યુનિસ્ટ પાર્ટીનું મુખપત્ર બની ગયું.—પૃ૦ ૯૫

50 અહીંયાં ૧૯૦૪-૦૫ના રશિયા-જાપાન યુદ્ધનો ઉલ્લેખ છે.—પૃ ૦૯૬

51 **વર્લેન, લુઈ-યુજિન** (૧૮૩૯-૭૧)—ફ્રેંચ કામદાર આંદોલન અને પ્રથમ ઈન્ટરનેશનલનો આગેવાન, ૧૮૭૧માં પૅરિસ કોમ્યુનની સમિતિનો સભ્ય.—પૃ૦ ૧૦૫

52 અહીંયાં નિર્દેશ ૧૯૦૫માં જિનિવાની મેન્શેવિક કૉંગ્રેસમાં અપનાવવામાં આવેલા "સંગઠન નિયમો" પ્રત્યે છે.—પૃ૦ ૧૦૭

53 **બ્રેન્તાનો, લુજો** (૧૮૪૪—૧૯૩૧)—જર્મન અર્થશાસ્ત્રી. તેણે મૂડીવાદી સુધારાવાદી સિદ્ધાંત ઘડી કાઢયો હતો, માર્ક્સવાદની મૂડીવાદી વિકૃતિ કરી હતી. બ્રેન્તાનોએ મૂડીવાદી સમાજમાં "સામાજિક શાંતિ"ની હિમાયત કરી હતી અને જાહેર કર્યું હતું કે મૂડીવાદના સામાજિક આંતરવિરોધોનો ઉકેલ વર્ગસંઘર્ષ વગર શક્ય છે, અને સુધારાવાદી ટ્રેડ યુનિયનોના સંગઠન તથા કારખાનાં સંબંધી કાનૂનો મારફત શ્રમનો સવાલ ઉકેલી શકાય એમ છે તેમ જ કામદારો તથા મૂડીદારોનાં હિતોનો સુમેળ સાધી શકાય એમ છે.—પૃ૦ ૧૧૮

54 **હિર્શ-ડૂંકેર યુનિયનો**—મૂડીવાદી પ્રગતિપંથી પાર્ટીના કાર્યકરો હિર્શ તથા ડૂંકેરે જર્મનીમાં ૧૮૬૮માં સ્થાપેલાં સુધારાવાદી ટ્રેડ યુનિયનો. હિર્શ-ડૂંકેર યુનિયનોના સંગઠકો "વર્ગીય હિતોના સુમેળ"ની હિમાયત કરતા હતા, યુનિયનોમાં

કામદારોની જોડાજોડ મૂડીદારોને પણ દાખલ કરી શકાય એમ માનતા હતા, અને હડતાલ સંઘર્ષની આવશ્યકતાને નકારતા હતા. — પૃ૦ ૧૧૮

55 **રાસ્સ્વેત** (ઉષા) — કાયદેસર ઉદારમતવાદી દૈનિક, પિટર્સબર્ગમાં ૧૯૦૫ના માર્ચની ૧ (૧૪) તારીખથી નવેંબરની ૧૯ (ડિસેંબરની ૧૨) તારીખ સુધી પ્રકાશિત. — પૃ૦ ૧૧૮

56 **ઝાર્યા** — 'ઈસ્ક્રા'ના તંત્રીમંડળ દ્વારા ૧૯૦૧-૧૯૦૨ દરમિયાન સ્ટુટગાર્ટમાં પ્રકાશિત કાયદેસર માર્ક્સવાદી વૈજ્ઞાનિક તથા રાજનૈતિક સામયિક. બધા મળીને તેના ચાર અંક (ત્રણ પ્રકાશનોમાં) છપાયા હતા. — પૃ૦ ૧૨૪

57 **મોસ્કોવ્સ્કીયે વેદોમોસ્તી** (મોસ્કો તવારીખ) — ૧૭૫૬માં સ્થાપવામાં આવેલું જૂનામાં જૂનું રશિયન અખબાર. ઓગણીસમી સદીના સાતમા દાયકાથી તે જમીનદારો અને પાદરીઓના અત્યંત પ્રત્યાઘાતી રાજશાહીવાદી વિભાગોના વિચારો રજૂ કરતું હતું. ૧૯૦૫માં તે યમદૂતોનું અગ્રિમ મુખપત્ર બની ગયું. ૧૯૧૭ની ઑક્ટોબર ક્રાંતિ પછી તેને બંધ કરાવી દેવામાં આવ્યું. — પૃ૦ ૧૨૭

58 કાર્લ માર્ક્સ, 'કટોકટી અને પ્રતિક્રાંતિ'. — પૃ૦ ૧૩૦

59 'ફ્રૅંકફોર્ટમાં ઉગ્ર-લોકશાહીવાદી પાર્ટી અને ફ્રૅંકફોર્ટના ઉદ્દામપંથીઓનો કાર્યક્રમ'. — પૃ૦ ૧૩૧

60 'ફ્રૅંકફોર્ટમાં ઉગ્ર-લોકશાહીવાદી પાર્ટી અને ફ્રૅંકફોર્ટના ઉદ્દામપંથીઓનો કાર્યક્રમ'. — પૃ૦ ૧૩૨

61 લેનિન ઍંગેલ્સની 'ફ્રૅંકફોર્ટ સભા' નામની કૃતિમાંથી અવતરણ ટાંકે છે. — પૃ૦ ૧૩૨

62 ઍંગેલ્સ, 'ક્રાંતિના સંબંધમાં બર્લિન વાદવિવાદ'. — પૃ૦ ૧૩૩

63 કાર્લ માર્ક્સ, 'સામંતી વેઠના ખાતમા સંબંધી કાનૂનનો ખરડો'. — પૃ૦ ૧૩૫

64 **કોલોન કામદાર સંઘના મુખપત્રનું** મૂળ નામ *Zeitung des Arbeiter-Vereins zu Köln* હતું, અને તેનું ઉપશીર્ષક *Freiheit, Brüderlichkeit, Arbeit* (આઝાદી, ભાઈચારો, મહેનત) હતું. અખબાર ૧૮૪૮ના

એપ્રિલથી ઑક્ટોબર સુધી સામ્યવાદી સંઘના સભ્યોના તંત્રીપણા હેઠળ પ્રગટ થયું હતું. શરૂઆતમાં ૧૮૪૮ના જૂન સુધી તંત્રીપદ ગોતશાલ્કને હસ્તક અને ત્યાર બાદ મોલને હસ્તક. બધા મળીને ચાળીસ અંક પ્રકાશિત થયા હતા. પછી ૧૮૪૮ના ઑક્ટોબરથી ૧૮૪૯ના જૂન દરમિયાન તે *Freiheit, Brüderlichkeit, Arbeit* નામે પ્રગટ થયું હતું અને તેના બીજા ૩૨ અંક બહાર પડયા હતા.—પૃ૦ ૧૩૬

65 **કોમ્યુનિસ્ટ લીગ**—ક્રાંતિકારી સર્વહારા વર્ગનું પ્રથમ ક્રાંતિકારી સંગઠન. તેની સ્થાપના ૧૮૪૭ના ઉનાળામાં લંડનમાં થઈ હતી. લીગના સંગઠન અને માર્ગદર્શનની કામગીરી કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સે કરી હતી, અને લીગની સૂચના મુજબ તેનો કાર્યક્રમ—'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું'—પણ તેમણે ઘડી કાઢયો હતો. લીગનાં લક્ષ્યો હતાં—મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવો, વર્ગ વિરોધો ઉપર આધારિત પુરાણા મૂડીવાદી સમાજને નાબૂદ કરી નાખવો, અને વર્ગો કે ખાનગી મિલકત વગરના નવા સમાજની સ્થાપના કરવી. લીગ ૧૮૫૨ સુધી અસ્તિત્વમાં રહી હતી, અને તેના મોખરાના સભ્યોએ આગળ જતાં પ્રથમ ઇન્ટરનેશનલમાં આગેવાનીની ભૂમિકા ભજવી હતી.—પૃ૦ ૧૩૮

66 "અહીંયાં નિર્દેશ પ્લેખાનોવના 'શું એ શક્ય છે?' નામક લેખ ('તોવારિશ્ચ', અંક ૩૮૧માં પ્રકાશિત) પ્રત્યે છે.

**'તોવારિશ્ચ'** (સાથી)—૧૯૦૬ના માર્ચથી ૧૯૦૭ની ૩૦મી ડિસેંબર (૧૯૦૮ની ૧૨મી જાન્યુઆરી) સુધી સેંટ-પિટર્સબર્ગમાં પ્રકાશિત દૈનિક.

તે સત્તાવાર રીતે તો કોઈ ખાસ પાર્ટીનું મુખપત્ર નહોતું, પરંતુ વાસ્તવમાં ઉદ્દામ બંધારણીય-લોકશાહીવાદીઓનું મુખપત્ર હતું અને તેમાં મેન્શેવિકોના લેખો પ્રગટ થતા હતા.—પૃ૦ ૧૩૯

67 જુઓ કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ, ચૂંટેલી કૃતિઓ, મોસ્કો, ૧૯૬૨, ગ્રંથ ૧, પૃષ્ઠ ૨૧૭.—પૃ૦ ૧૩૯

68 **ખ્લેસ્તાકોવ**—ગોગોલના હાસ્ય-નાટક 'ઇન્સ્પેક્ટર જનરલ'નું મુખ્ય પાત્ર, નિરંકુશ બડાઈખોર અને લબાડ.—પૃ૦ ૧૪૦

## નામ-નિર્દેશિકા

### આ


આકીમોવ (મોખ્નોવેત્સ), વ્લાદીમિર પેત્રોવિચ — (૧૮૭૨-૧૯૨૧) — સામાજિક-લોકશાહીવાદી, મેન્શેવિક, અર્થવાદનો જાણીતો પ્રતિનિધિ, અત્યંત તકવાદીઓમાંનો એક. — પૃ૦ ૭, ૧૧૬-૭, ૧૪૪

આર્નિમ-સૂકોવ, હાઈનરિખ આલેક્સાન્દર — (૧૭૯૮-૧૮૬૧) — પ્રશિયન મુત્સદ્દી, જર્મનીમાં પ્રશિયન રાજશાહીની સર્વોપરિતાનો હિમાયતી, ૧૮૪૮ના માર્ચ-જૂનમાં કામ્પહાઉસેન સરકારમાં વિદેશ પ્રધાન. — પૃ૦ ૧૩૩


### એ


એંગેલ્સ, ફ્રેડરિક — Engels, Friedrich (૧૮૨૦-૧૮૯૫) — વૈજ્ઞાનિક સામ્યવાદના એક સંસ્થાપક, આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગના નેતા અને ગુરુ, કાર્લ માર્ક્સના મિત્ર અને સહયોગી. — પૃ૦ ૭૬, ૮૨, ૮૩, ૧૨૦, ૧૨૧, ૧૩૬, ૧૩૭, ૧૩૮, ૧૩૯, ૧૫૨, ૧૫૪, ૧૫૫


### ક


કાઉત્સ્કી, કાર્લ — Kautsky, Karl (૧૮૫૪-૧૯૩૮) — જર્મન સામાજિક-લોકશાહીવાદી પ્રવૃત્તિના અને બીજી ઈન્ટરનેશનલના નેતાઓમાંનો એક; શરૂઆતમાં તે માર્ક્સવાદી હતો પણ આગળ જતાં માર્ક્સવાદ છોડીને ભાગેડુ બની ગયો; તકવાદના અધિકતમ ભયજનક અને હાનિકારક પ્રકાર મધ્યમપંથનો વૈચારિક નેતા. તે જર્મન સામાજિક-લોકશાહીવાદના સૈદ્ધાંતિક સામયિક 'નોયે ત્સાઈત'નો સંપાદક હતો. — પૃ૦ ૫૯, ૧૦૫, ૧૫૦

કાનિત્ઝ, ઓગુસ્ટ — (૧૭૮૩-૧૮૫૨) — પ્રશિયન જનરલ, ૧૮૪૮ના મે-જૂન દરમિયાન કામ્પહાઉસેન સરકારમાં યુદ્ધ પ્રધાન. — પૃ૦ ૧૩૩

**કાબ્લુકોવ, નિકોલાઈ આલેક્સેયેવિચ** — (૧૮૪૯-૧૯૧૯) — રશિયન અર્થશાસ્ત્રી તથા આંકડાશાસ્ત્રી, ઉદારમતવાદી નરોદવાદનો સમર્થક, મોસ્કો યુનિવર્સિટીનો પ્રોફેસર, વર્ગસંઘર્ષના મહત્ત્વ તથા ભૂમિકાની બાબતમાં માર્ક્સવાદનો વિરોધી, વર્ગ સુમેળનો હિમાયતી. — પૃ૦ ૧૩૪

**કામ્પહાઉસેન, લુડોલ્ફ** — (૧૮૦૩-૧૮૯૦) — પ્રશિયન રાજપુરુષ, રેઈન પ્રદેશના ઉદારવાદી મૂડીદારોનો આગેવાન, ૧૮૪૮ના માર્ચની ૨૯મી તારીખથી જૂનની ૨૦મી તારીખ સુધી પ્રશિયન મૂડીવાદી-ઉદારમતવાદી સરકારનો અધ્યક્ષ. — પૃ૦ ૧૩૨, ૧૩૩

**કોલત્સોવ ડી. (ગીન્સબુર્ગ, બોરીસ અબ્રામોવિચ** — (૧૮૭૩-૧૯૨૦) — રશિયન સામાજિક-લોકશાહીવાદી. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની બીજી કૉંગ્રેસમાં 'ઈસ્ક્રા' લઘુમતીનો સભ્ય, કૉંગ્રેસ પછી મેન્શેવિક, કેટલાંય મેન્શેવિક પ્રકાશનોમાં તેના લેખ પ્રગટ થતા. — પૃ૦ ૧૩૯

**ક્રિચેવ્સ્કી, બોરીસ નિકોલાયેવિચ** — (૧૮૬૬-૧૯૧૯) — રશિયન સામાજિક-લોકશાહીવાદી, અર્થવાદનો આગેવાન. ૧૮૯૯માં 'રાબોચેયે દેલો' (કામદારોનું ધ્યેય) સામયિકનો તંત્રી. એ સામયિકમાં તે બર્નસ્ટાઈનના વિચારોનો પ્રચાર કરતો. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની બીજી કૉંગ્રેસ પછી થોડા સમયમાં તે સામાજિક-લોકશાહીવાદી આંદોલનથી અળગો થઈ ગયો. — પૃ૦ ૬૦

ગ

**ગાપોન, ગેઓર્ગી આપ્પોલોનોવિચ** — (૧૮૭૦-૧૯૦૬) — રશિયન પાદરી. તેણે ઝારને અરજી પેશ કરવા માટે સેંટ-પિટર્સબર્ગમાં ૧૯૦૬ના જાન્યુઆરીની ૯મી તારીખે કામદારોના સરઘસનું આયોજન કર્યું હતું. — પૃ૦ ૪૬

**ગીર્કે** — હાન્ઝેમાન સરકારમાં (૧૮૪૮) ખેતીવાડીનો પ્રશિયન પ્રધાન, પ્રશિયન પ્રતિનિધિ સભાનો સભ્ય. — પૃ૦ ૧૩૪

**ગ્રેદેસ્કુલ, નિકોલાઈ આન્દ્રેયેવિચ** — (જન્મ ૧૮૬૪) — વકીલ અને પત્રકાર, બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીનો સભ્ય. તેણે ૧૯૦૫માં 'મીર' અખબારના પ્રકાશનમાં ભાગ લીધો હતો. અખબારને સરકાર વિરોધી લેખો પ્રગટ

કરવાના કારણસર ૧૯૦૫ના ડિસેંબરમાં બંધ કરાવી દેવામાં આવ્યું હતું. — પૃ૦ ૧૨૪

## જ

**જોરેસ, જાં** — Jaurés, Jean (૧૮૫૯-૧૯૧૪) — ફ્રાંસના ને આંતરરાષ્ટ્રીય સમાજવાદી આંદોલનનો એક મુખ્ય આગેવાન, પૅરિસના 'લુમાનિતે' અખબારનો સંસ્થાપક અને મુખ્ય સંપાદક, ફ્રાંસની સમાજવાદી પાર્ટીની સુધારાવાદી મવાળ પાંખનો નેતા. લશ્કરવાદનો સક્રિય વિરોધી. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૯૧૮).શરૂ થતાં પહેલાં લશ્કરવાદીઓના ભાડૂતી મારાઓના હાથે ખૂન. — પૃ૦ ૯૫, ૧૫૧

## ત

**તિયેર, અદોલ્ફ** — Thiers, Adolphe (૧૭૯૭-૧૮૭૭) — ફ્રેંચ મૂડીવાદી ઈતિહાસકાર અને રાજપુરુષ, વડો પ્રધાન (૧૮૩૬, ૧૮૪૦), વિધાન પરિષદનો સભ્ય (૧૮૪૯-૧૮૫૧), પ્રધાનમંડળનો અધ્યક્ષ (૧૮૭૧), ફ્રેંચ પ્રજાસત્તાકનો પ્રમુખ (૧૮૭૧-૭૩). તેણે પૅરિસ કોમ્યુનને પાશવી જુલમ વડે દબાવી દીધું હતું. — પૃ૦ ૧૨૬

**તુરાતી, ફિલિપ્પો** — Turati, Filippo (૧૮૫૭-૧૯૩૨) — ઈટાલિયન કામદાર વર્ગના આંદોલનનો નેતા; ઈટાલિયન સોશ્યાલિસ્ટ પાર્ટીના સંગઠકોમાંનો એક, તેની મવાળ સુધારાવાદી પાંખનો નેતા. — પૃ૦ ૭૧, ૮૩

**ત્રુબેત્સ્કોય, સેર્ગેઈ નિકોલાયેવિચ** — (૧૮૬૩-૧૯૨૦) — રશિયન ઠાકોર, ઉદારમતવાદી, આદર્શવાદી ફિલસૂફ, તેણે મર્યાદિત બંધારણ અપનાવીને ઝારશાહીને દૃઢ બનાવવાની કોશિશ કરી હતી. — પૃ૦ ૧૧૭, ૧૩૪ ,

**ત્રોત્સ્કી (બ્રોનશ્તેઈન), લેવ દાવીદોવિચ** — (૧૮૭૯-૧૯૪૦) — રશિયન સામાજિક-લોકશાહીવાદી. તે રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની બીજી કૉંગ્રેસમાં 'ઈસ્ક્રા' લઘુમતીમાં સામેલ હતો, અને કૉંગ્રેસ પછી સમાજવાદી ક્રાંતિના સિદ્ધાંત તથા અમલના સવાલો અંગે બોલ્શેવિકોની

સામે લડયો હતો. ૧૯૦૫-૦૭ની ક્રાંતિના પરાજય પછી તેણે "બિન-જૂથવાદ"ના પડદા હેઠળ વિસર્જનવાદી ધોરણ લીધું હતું. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી તે પરદેશથી પાછો ફર્યો અને રશિયન સામાજિક-લોકશાહીવાદી પાર્ટી (બોલ્શેવિકો)ની ચોથી કૉંગ્રેસમાં તેને બોલ્શેવિક પાર્ટીમાં દાખલ કરવામાં આવ્યો. પરંતુ તેણે બોલ્શેવિક નીતિ અપનાવી નહિ અને લેનિનવાદ સામે તેમ જ પાર્ટીની નીતિ સામે છાનો તથા ઉઘાડો સંઘર્ષ ચલાવ્યો.

ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તેણે કેટલાંય જવાબદારીભર્યાં પદો પર કામગીરી બજાવી હતી. તેને પાર્ટી વિરોધી પ્રવૃત્તિઓ બદલ ૧૯૨૭માં પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો, અને ૧૯૨૭માં સોવિયેત સંઘમાંથી હાંકી કાઢવામાં આવ્યો. ૧૯૩૨માં તેની સોવિયેત નાગરિકતા રદ કરી નાખવામાં આવી.–પૃ૦ ૮, ૬૦

### ન

**નાદેઝદિન (ઝેલેન્સ્કી, યેવગેની ઓસિપોવિચ)**–(૧૮૭૭-૧૯૦૫)–રશિયન સામાજિક-લોકશાહીવાદી, અર્થવાદનો સમર્થક અને "જનતાને ખળભળાવી દેવાના" અસરકારક સાધન તરીકે ત્રાસવાદનો હિમાયતી. લેનિનના 'ઈસ્ક્રા'નો વિરોધી. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની બીજી કૉંગ્રેસ પછી તેણે મેન્શેવિક પ્રકાશનોમાં લેખ લખ્યા હતા. –પૃ૦ ૬૫, ૧૫૦

**નિકોલાઈ બીજો**–(૧૮૬૮-૧૯૧૮)–રશિયાનો છેલ્લો ઝાર (૧૮૯૪-૧૯૧૭). –પૃ૦ ૫૦

### પ

**પેત્રુન્કેવિચ, ઈવાન ઈલ્યીચ**–(૧૮૪૪-૧૯૨૮)–બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીના સંસ્થાપકો અને આગેવાનોમાંનો એક, તેની કેંદ્રીય સમિતિનો અધ્યક્ષ, એ પાર્ટીના કેંદ્રીય મુખપત્રનો–'રેચ' (વાણી) અખબારનો–પ્રકાશક, પ્રથમ રાજ્ય દૂમાનો સભ્ય.–પૃ૦ ૫૦, ૧૧૭, ૧૩૩

**પોત્રેસોવ, અલેક્સાન્દર નિકોલાયેવિચ (સ્તારોવેર)**–(૧૮૬૯-૧૯૩૪)–મેન્શેવિક આગેવાન. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની

બીજી કૉંગ્રેસમાં 'ઈસ્ક્રા' લઘુમતીનો સમર્થક. ૧૯૦૫-૦૭ની ક્રાંતિના પરાજય પછી વિસર્જનવાદનો વિચારક, તેણે કેટલાંય મેન્શેવિક પ્રકાશનોમાં અગત્યની ભૂમિકા ભજવી હતી. — પૃ૦ ૫૨, ૬૧, ૮૭, ૧૨૩

**પ્રુધોં, પિયેર જોસેફ** — Proudhon, Pierre Zoseph (૧૮૦૯-૧૮૬૫) — ફ્રેંચ પત્રકાર, અર્થશાસ્ત્રી, અને સમાજશાસ્ત્રી, નિમ્ન-મૂડીવાદી વર્ગનો વિચારક, અરાજકતાવાદના સંસ્થાપકોમાંનો એક. તેણે નાની ખાનગી મિલકતને સલામત ચાલુ રખાવવાની કોશિશ કરી હતી અને નિમ્ન-મૂડીવાદી ધોરણે મૂડીવાદી મિલકતની ટીકા કરી હતી. — પૃ૦ ૧૩૯

**પ્રોકોપોવિચ, સેર્ગેઈ નિકોલાયેવિચ** — (૧૮૭૧-૧૯૫૫) — રશિયન અર્થશાસ્ત્રી અને પત્રકાર, અર્થવાદનો જાણીતો પ્રતિનિધિ, ઉદારમતવાદી રાજશાહીવાદી 'સાયૂઝ ઓસ્વોબોઝદેનિયે'નો (મુક્તિ સંઘનો) સક્રિય સભ્ય. કામદાર વર્ગના સંબંધમાં બર્નસ્ટાઇનપંથી ઉદારમતવાદી ધોરણો પર આધારિત પુસ્તકોનો લેખક. — પૃ૦ ૧૧૮

**પ્લેખાનોવ, ગેઓર્ગી વાલેન્તીનોવિચ (બેલ્તોવ)** — (૧૮૫૬-૧૯૧૮) — રશિયન અને વિશ્વ કામદાર આંદોલનનો સક્રિય કાર્યકર, રશિયામાં માર્ક્સવાદનો પ્રથમ પ્રચારક. પ્રથમ માર્ક્સવાદી સંગઠન 'શ્રમ મુક્તિ' જૂથનો સંસ્થાપક. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની બીજી કૉંગ્રેસ પછી તેણે તકવાદની સાથે સમાધાનનું ધોરણ અપનાવ્યું હતું. આગળ જતાં મેન્શેવિક બની ગયો. — પૃ૦ ૧૨૧

ફ

**ફેયેરબાખ, લુડવિગ** — Feuerbach, Ludwig (૧૮૦૪-૧૮૭૨) — માર્ક્સવાદ પૂર્વેના સમયનો જાણીતો જર્મન ભૌતિકવાદી ફિલસૂફ અને નિરીશ્વરવાદી. — પૃ૦ ૩૪

બ

**બર્નસ્ટાઇન, એડુઅર્ડ** — Bernstein, Eduard (૧૮૫૦-૧૯૩૨) — જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટી અને બીજી ઇન્ટરનેશનલની અત્યંત તકવાદી પાંખનો આગેવાન, સુધારણાવાદનો ચિંતક. — પૃ૦ ૧૦૪, ૧૫૦

**બિસ્માર્ક, ઓટો** — Bismark, Otto — (૧૮૧૫-૧૮૯૮) — રાજકુમાર, રાજશાહીવાદી, પ્રશિયન રાજપુરુષ. ૧૮૭૧-૧૮૯૦માં જર્મન સામ્રાજ્યનો પ્રથમ ચાન્સેલર. તેણે જર્મનીને જોરજુલમથી પ્રશિયાની સરદારી હેઠળ સંયુક્ત કર્યું. —પૃ૦ ૧૨૬

**બુલીગિન, આલેક્સાન્દર ગ્રિગોર્યેવિચ** — (૧૮૫૧-૧૯૧૯) — ઝારશાહી રશિયાનો રાજપુરુષ, મોટો જમીનદાર. ૧૯૦૫માં ગૃહપ્રધાન. ઉદય પામી રહેલા ક્રાંતિકારી આંદોલનને કમજોર બનાવી દેવા માટે સલાહકારી દૂમા ભરવા સંબંધી કાનૂનનો ખરડો ઘડવાના કાર્યનું તેણે સંચાલન કર્યું હતું. પરંતુ એ દૂમા કદી ભરવામાં ન આવી, તે ક્રાંતિના જુવાળમાં તણાઈ ગઈ. ૧૯૦૫ના ઑક્ટોબરની ૧૭મી તારીખે ઝારનું જાહેરનામું બહાર પાડવામાં આવ્યું ત્યાર પછી બુલીગિન રાજકીય જીવનથી અળગો થઈ ગયો. — પૃ૦ ૧૦, ૪૯, ૫૬, ૫૭, ૧૪૫

**બેબેલ, ઑગ્યુસ્ત** — Bebel, August (૧૮૪૦-૧૯૧૩) — જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો એક મુખ્ય સંસ્થાપક અને બીજી ઈન્ટરનૅશનલનો કાર્યકાર. — પૃ૦ ૫૯

**બોર્ન, સ્ટેફાન (બુટ્રેરમીલ્ખ, સિમોન)** — (૧૮૨૪-૧૮૯૮) — જર્મન કામદાર વર્ગીય આંદોલનમાં સુધારાવાદનો પ્રતિનિધિ, સામ્યવાદી સંઘનો સભ્ય. જર્મનીમાં ૧૮૪૮ની ક્રાંતિના આરંભ પછી તે બર્લિન પહોંચ્યો અને ત્યાં તેની પહેલકદમીના આધારે બર્લિનના કામદારોની કેંદ્રીય સમિતિ સ્થાપવામાં આવી તથા આગળ જતાં કામદાર બિરાદરીનું સંગઠન કરવામાં આવ્યું. તેણે કામદાર વર્ગીય આંદોલનને રાજકીય સંઘર્ષથી વેગળું રાખવાની અને તેને તુચ્છ આર્થિક સુધારાઓ માટેના સંઘર્ષમાં વાળવાની કોશિશ કરી હતી. તેણે ૧૮૪૯ના મે માસમાં ડ્રેસ્ડનના વિદ્રોહમાં ભાગ લીધો હતો પરંતુ વિદ્રોહના પરાજય પછી તે સ્વિટ્ઝર્લૅંડ વસવા ચાલ્યો ગયો અને થોડા સમયમાં કામદાર વર્ગીય આંદોલનથી અળગો થઈ ગયો. — પૃ૦ ૧૩૬, ૧૩૮, ૧૩૯

**બ્લાં, લુઈ** — Blanc, Louis (૧૮૧૧-૧૮૮૨) — ફ્રેંચ નિમ્ન-મૂડીવાદી સમાજવાદી, ઈતિહાસકાર. બ્લાંએ મૂડીવાદી સમાજની અંતર્ગત વર્ગોના આંતરવિરોધોની કટ્ટરતા વિશે સંદેહ પ્રકટ કર્યો. સિદ્ધાંતની દૃષ્ટિએ તે સર્વહારા ક્રાંતિનો વિરોધી અને મૂડીવાદીઓ જોડે સમાધાનનો સમર્થક હતો. ૧૮૪૮ની

ક્રાંતિ દરમિયાન કામચલાઉ સરકારનો સભ્ય. જૂનના વિદ્રોહને દબાવી દેવામાં આવ્યો ત્યાર પછી ૧૮૪૮ના ઑગસ્ટમાં ઇંગ્લૅંડ ચાલ્યો ગયો અને છેક ૧૮૭૦માં ફ્રાંસ પાછો ફર્યો. ૧૮૭૧માં રાષ્ટ્રીય પરિષદમાં ચૂંટાયો પરંતુ પૅરિસ કોમ્યુનમાં ન જોડાયો અને તેના વિરોધીઓમાં સામેલ થઈ ગયો. ત્યાર બાદ તેણે કશી મહત્ત્વની રાજકીય ભૂમિકા ન ભજવી.—પૃ૦ ૧૩૯

## મ

**માનુઈલોવ, આલેક્સાન્દર આપ્પોલોનોવિચ**—(૧૮૬૧-૧૯૨૯)—રશિયન અર્થશાસ્ત્રી, બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીનો જાણીતો આગેવાન, 'રૂસ્સ્કીયે વેદોમોસ્તી' (રશિયન તવારીખ) અખબારના સંપાદકોમાંનો એક.—પૃ૦ ૧૩૪

**માર્ક્સ, કાર્લ**—Marx, Karl (૧૮૧૮-૧૮૮૩)—વૈજ્ઞાનિક સામ્યવાદના સંસ્થાપક, પ્રતિભાવાન વિચારક, આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગના નેતા અને ગુરુ.—પૃ૦ ૫૦, ૬૦, ૭૬, ૮૩, ૯૩, ૯૪, ૧૧૦, ૧૨૯, ૧૩૨, ૧૩૬, ૧૩૮, ૧૫૩-૧૫૫

**માર્તીનોવ (પીકેર, આલેક્સન્દર સમોઇલોવિચ)**—(૧૮૬૬-૧૯૩૬)—અર્થવાદના આગેવાનોમાંનો એક, જાણીતો મેન્શેવિક, આગળ જતા કોમ્યુનિસ્ટ પાર્ટીનો સભ્ય. ૧૯૦૦માં અર્થવાદીઓના સામયિક 'રાબોચેયે દેલો'ના (કામદારોનું ધ્યેય) સંપાદક મંડળમાં જોડાયો હતો. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની બીજી કૉંગ્રેસમાં તેણે 'ઈસ્ક્રા'નો વિરોધ કર્યો હતો. ૧૯૦૫-૦૭ની ક્રાંતિના પરાજય પછી તે વિસર્જનવાદી બની ગયો હતો.—પૃ૦ ૨૪, ૬૮, ૭૨, ૭૩, ૭૮, ૯૦, ૯૨, ૯૪, ૧૦૫, ૧૦૬, ૧૨૦-૧૨૨, ૧૨૭, ૧૨૮

**માર્તોવ (ત્સેદેરબાઉમ, યૂલી ઓસિપોવિચ)**—(૧૮૭૩-૧૯૨૩)—રશિયન સામાજિક-લોકશાહીવાદી, મેન્શેવિક આગેવાન. તેણે ૧૯૦૦માં 'ઈસ્ક્રા'ના પ્રકાશનની તૈયારીઓમાં ભાગ લીધો હતો અને તેના સંપાદક મંડળના સભ્ય તરીકે કામ કર્યું હતું. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની બીજી કૉંગ્રેસમાં તે 'ઈસ્ક્રા'નો ડેલિગેટ હતો, કૉંગ્રેસમાં તકવાદી લઘુમતીનો આગેવાન હતો, અને ત્યાર બાદ મેન્શેવિક કેંદ્રીય સંઘટનોનો આગેવાન તથા મેન્શેવિક પ્રકાશનોનો તંત્રી રહ્યો હતો.—પૃ૦ ૭૩

**મિલ્યેરાં, આલેક્સાન્દર એત્યેન** — Millerand, Alexander Etienne (૧૮૫૯-૧૯૪૩) — ફ્રેંચ રાજકારણી. તે ઓગણીસમી શતાબ્દીના ફ્રેંચ સમાજવાદી આંદોલનમાં તકવાદી પક્ષનો આગેવાન. તે ૧૮૯૯માં વાલ્ડેક-રૂસોની મૂડીવાદી સરકારમાં જોડાઈ ગયો હતો. ૧૯૦૪માં સમાજવાદી પાર્ટીમાંથી મિલ્યેરાંની હકાલપટ્ટી બાદ તેણે ભૂતપૂર્વ સમાજવાદીઓ (બ્રાયાન, વિવિયાની) જોડે મળીને, "સ્વતંત્ર સમાજવાદીઓ"ની પાર્ટી સ્થાપી હતી. તે ૧૯૨૦-૨૪ દરમિયાન ફ્રાંસનો પ્રમુખ હતો. — પૃ૦ ૧૦૫, ૧૪૬

**મેહરિંગ, ફ્રાન્ઝ** — Mehring, Franz (૧૮૪૬-૧૯૧૯) — જર્મન કામદાર વર્ગીય આંદોલનની નામાંકિત વ્યક્તિ, જર્મન સામાજિક-લોકશાહીવાદી આંદોલનની ઉદ્દામ પાંખનો આગેવાન તથા સિદ્ધાંતકાર. જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીના સંસ્થાપકોમાંનો એક. — પૃ૦ ૫૦, ૧૩૦, ૧૩૮

**મોલ, જોસેફ** — (૧૮૧૩-૧૮૪૯) — જર્મન તથા આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનનો જાણીતો આગેવાન, સામ્યવાદી સંઘની કેંદ્રીય સમિતિનો સભ્ય, તેણે ૧૮૪૯માં બાડેન-ફાલ્ટના વિદ્રોહમાં ભાગ લીધો હતો. — પૃ૦ ૧૩૬

## ર

**રેનાન, એર્નેસ્ત જોસેફ** — (૧૮૨૩-૧૮૯૨) — ફ્રેંચ વિદ્વાન, ધર્મના ઈતિહાસનો વિશેષજ્ઞ, આદર્શવાદી ફિલસૂફ, ખ્રિસ્તી ધર્મના આરંભના સમયને લગતી કૃતિઓ બદલ પ્રખ્યાત. તે પોતાના રાજકીય વિચારોમાં લોકશાહીનો તેમ જ ૧૮૭૧ના પૅરિસ કોમ્યુનનો દુશ્મન હતો. — પૃ૦ ૧૩૯

**રોદિચેવ, ફ્યોદોર ઈઝમાઈલોવિચ** — (જન્મ ૧૮૫૬) — બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીના આગેવાનોમાંનો એક, તેની કેંદ્રીય સમિતિનો સભ્ય, બધી દૂમાઓનો સભ્ય. — પૃ૦ ૧૧૭, ૧૩૩

## લ

**લિઓ તેરમો (જોઆક્કીનો વિન્ચેન્ઝો, કાઉન્ટ પેચ્ચી)** — (૧૮૧૦-૧૯૦૩) — પોપ (૧૮૭૮માં ચૂંટાયેલો). તેણે કૅથોલિક ધર્મને મૂડીવાદી સમાજના સંજોગો સાથે બંધબેસતો કરવાના અને પોપતંત્રની રાજકીય ભૂમિકાનું પુનરુત્થાન કરવાના પ્રયાસો કર્યા હતા. — પૃ૦ ૧૨૬

**લેનિન, વ્લાદીમિર ઈલ્યીચ**—(૧૮૭૦-૧૯૨૪).—પૃ૦ ૯, ૫૯, ૧૧૩, ૧૫૧, ૧૫૪

વ

**વાર્લેન, લુઈ યુજિન**—(૧૮૩૯-૧૮૭૧)—ફ્રેંચ ક્રાંતિકારી, ૧૮૭૧ના પૅરિસ કોમ્યુનનો પ્રખ્યાત નેતા. ૧૮૬૫માં પ્રથમ ઈન્ટરનેશનલમાં સામેલ, તેના પૅરિસ વિભાગના સંગઠકો તથા આગેવાનોમાંનો એક. ૧૮૭૧માં રાષ્ટ્રીય સંત્રીદળની કેંદ્રીય સમિતિનો સભ્ય. અને પૅરિસ કોમ્યુન દરમિયાન પરિષદનો (સરકારનો) સભ્ય. તે કોમ્યુનની ઉદ્દામ લઘુમતી જોડે સંકળાયેલો હતો. વર્સેલથી પૅરિસ ઉપર થયેલા હુમલા દરમિયાન તે નાકાબંધીઓ પર બહાદુરીથી લડયો હતો. તેને મેની ૨૮મી તારીખે પકડી લેવામાં આવ્યો, અત્યાચારનો ભોગ બનાવવામાં આવ્યો, અને મુકદ્દમા વગર ગોળીએ ઉડાવી દેવામાં આવ્યો.—પૃ૦ ૧૦૫, ૧૬૩

શ

**શાપ્પેર, કાર્લ**—Schapper, Karl (૧૮૧૨-૧૮૭૦)—જર્મન તથા આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની જાણીતી વ્યક્તિ, ઈનસાફીઓના સંઘનો આગેવાન, સામ્યવાદી સંઘની કેંદ્રીય સમિતિનો સભ્ય, ૧૮૪૮-૯ની જર્મન ક્રાંતિમાં સામેલગીર. સામ્યવાદી સંઘમાં ફૂટ પડી ત્યારે સ્થાપવામાં આવેલા સંકુચિત-આંધળિયા જૂથનો ૧૮૫૦માં આગેવાન. ૧૮૫૬માં ફરી માર્ક્સની નજીક આવી ગયો હતો અને પ્રથમ ઈન્ટરનેશનલની સામાન્ય પરિષદનો સભ્ય હતો.—પૃ૦ ૧૩૬

**શ્વેરિન માક્સીમિલિઆન**—(૧૮૦૪-૧૮૭૨)—પ્રશિયન રાજકારણી, પ્રત્યાઘાતી ઉમરાવ વર્ગ તથા નોકરશાહીનો પ્રતિનિધિ. ૧૮૪૮ના માર્ચ-જૂનમાં કામ્પહાઉસેન સરકારમાં સંસ્કૃતિ પ્રધાન, શિક્ષણ તથા આરોગ્ય પ્રધાન. ફ્રેંકફોર્ટ રાષ્ટ્રીય પરિષદનો સભ્ય, ત્યાં અત્યંત મવાળપંથી પ્રત્યાઘાતી જૂથમાં જોડાઈ ગયો હતો. ૧૮૫૯થી ૧૮૬૨—ગૃહપ્રધાન. તે પોતાના જીવનના આખરી તબક્કામાં મોટા મૂડીદાર વર્ગનાં હિતોનું પ્રતિનિધિત્વ કરતી રાષ્ટ્રીય ઉદારમતવાદી પાર્ટીમાં જોડાઈ ગયો હતો.—પૃ૦ ૧૩૩

## સ

સ્તારોવેર — જુઓ પોત્રેસોવ આલેકસાન્દર નિકોલાયેવિચ.

**સ્ત્રૂવે, પ્યોતર બેર્નગાર્દોવિચ** — (૧૮૭૦-૧૯૪૪) — રશિયન અર્થશાસ્ત્રી અને પત્રકાર, બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીના આગેવાનોમાંનો એક, ઓગણીસમી સદીના છેલ્લા દાયકામાં "કાનૂની માર્ક્સવાદ"નો જાણીતો પ્રતિનિધિ. તેણે માર્ક્સના આર્થિક તેમ જ તત્ત્વજ્ઞાન સંબંધી સિદ્ધાંતની ટીકા કરી હતી અને તેને "વિસ્તારવાની" કોશિશ કરી હતી, માર્ક્સવાદને તેમ જ કામદાર વર્ગીય આંદોલનને મૂડીદાર વર્ગનાં હિતો જોડે બંધબેસતાં કરવાના પ્રયાસો કર્યા હતા. — પૃ૦ ૪૯, ૫૯, ૬૦, ૬૧, ૬૨, ૬૩, ૬૫, ૬૬, ૬૮, ૬૯, ૭૦, ૯૩, ૯૪, ૧૧૬, ૧૨૩, ૧૨૫, ૧૨૮

## હ

**હાન્ઝેમાન, ડેવિડ યૂસ્તૂસ** — (૧૭૯૦-૧૮૬૪) — પ્રશિયન રાજકારણી, મોટો જર્મન મૂડીદાર, રેઈન પ્રદેશના ઉદારમતવાદી મૂડીદારોનો આગેવાન. ૧૮૪૮ના માર્ચ-સપ્ટેંબર દરમિયાન કામ્પહાઉસેન તથા આઉએરસ્વાલ્ડ સરકારોમાં પ્રશિયન નાણાપ્રધાન. આઉએરસ્વાલ્ડ સરકારમાં હાન્ઝેમાને આગેવાનીની ભૂમિકા ભજવી અને એ સરકાર ઇતિહાસમાં "હાન્ઝેમાન સરકાર" તરીકે અંકિત થઈ ગઈ. તેણે પ્રત્યાઘાતીઓની જોડે સમજણ સાધવાની દગાખોર નીતિ અપનાવી હતી. ૧૮૪૮-૪૯ની ક્રાંતિના પરાજય પછી તેણે રાજકારણમાંથી નિવૃત્તિ લઈ લીધી. — પૃ૦ ૧૩૪

**હેરકોર્ટ, વિલિયમ જ્યોર્જ ગ્રૅનવીલ વેનાબેલ્સ વેર્નોન** — (૧૮૨૭-૧૯૦૪) — બ્રિટિશ રાજપુરુષ, ૧૮૯૪-૯૮ દરમિયાન લિબરલ પાર્ટીનો આગેવાન. તેણે કેટલીય વાર સરકારમાં જવાબદારીભર્યાં પદો સંભાળ્યાં હતાં. — પૃ૦ ૧૨૬

**હેર્ત્ઝેનશ્તેઈન, મિખાઈલ યાકોવલેવિચ** — (૧૮૫૯-૧૯૦૬) — રશિયન અર્થશાસ્ત્રી, મોસ્કો કૃષિ વિદ્યાલયનો પ્રોફેસર, બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીનો સભ્ય અને ખેતીવાડીના સવાલ અંગે એ પાર્ટીનો સિદ્ધાંતકાર. — પૃ૦ ૧૩૪

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)

